શ્રી ગુજરાત

# ખેતીવાડી અને હુન્નર ઉદ્યોગ

 ત્રિમાસિક. 

વર્ષ ૧૨ મુ. ] એપ્રીલ-૧૯૨૫. [ અંક ૧ લો.

## ઢોરોના મુખ્ય ચેપી રોગો.

ચેપી રોગોથી ઘણા ઢોર મરી જાય છે અને તેથી ઘણુ નુકશાન થાય છે ખેતી આપણુ જીવન છે, અને ઢોર ખેતીનુ સાધન છે માટે ઢોરોને ચેપી રોગોમાથી બચાવવા ઉપાય લેવા જોઇએ.

### ઢોરોના મુખ્ય ચેપી રોગો ત્રણ છે.

(૧) બળીઓ અથવા માતા ( Rinderpest or Cattle Plague )

(૨) ગળસુઢો ( Haemorrhagic Septicaemia )

(૩) ખરવા અને મોવાસો ( Foot & mouth Disease )

બળીઓ અને ગળસુઢો ભયકર રોગો છે બળીઆ કરતા ગળસુઢામાં મરણનુ પ્રમાણ વધારે છે બળીઆમા મરણનુ પ્રમાણ સેકડે ૪૦ થી ૫૦ ટકા હોય છે ગળસુઢામા ૭૫ થી ૯૦ ટકા હોય છે બળીઆ ધીમે ધીમે પ્રસરે છે, અને લાંબો વખત ચાલે છે.

ગળસુઢામા ઢોર એકાએક મરી જાય છે, અને રોગ થોડા વખતમા બધ થઈ જાય છે બળીઓ ગમે તે ૠતુમા થાય છે. ગળસુઢો ઘણુ કરી ચોમાસામા થાય છે. બળીઓ બધી જાતના ઢોરોને થાય છે ગળસુઢો ભેસોને વીશેષ થાય છે, અને તેથી નાના પાડા અને મોટા ( Young Buffaloes ) વધારે મરી જાય છે

ખરવા અને મોવાસામા મરણનુ પ્રમાણ જુજ હોય છે, પણ ઢોર નબળા પડી જાય છે, અને કામ કરી શકતા નથી, અને ગાયો ભેસોનુ દુધ ઓછુ થઈ જાય છે તેથી નુકશાન પડે છે

બળીઆનો રોગ ૩ થી ૭ દીવસ સુધી શરીરમા છુપો રહે છે ગળસુઢાનો રોગ ૧ થી ૩ દીવસ સુધી છુપો રહે છે ખરવા અને મોવાસાનો રોગ ૨૦ કલાકથી ૭ દીવસ સુધી છુપો રહે છે

રોગ છુપો રહે છે એટલે ( Period of incubati n ) જયારથી રોગના જંતુઓ શરીરમા પ્રવેશ કરે ત્યારથી તે રોગના ચીન્હ પ્રત્યક્ષ દેખાય તેની વચ્ચેનો વખત

ચેપી રોગો પ્રસરવાના મુખ્ય કારણો—ચેપી રોગો હવાપાણી અને ખોરાક મારફત ફેલાય છે, હવા મારફતે ઘણાજ જલદીથી ફેલાય છે

રબારીઓ, ભરવાડો અને ઢોરના વેપારીઓ જેવા કે સીધી, વાઘરી, વણજારા, ઘેગ, બકરા અને ઉંટ ચરાવનારા લોકો મોટા રસ્તાઓ ઉપર થઇ પોતાના જનાવરો સાથે ગામેગામ આવ જા કરે છે આ લોકના જનાવરોના ટોળાઓમા કોઇ કોઇ વખત ચેપી રોગ હોય છે ઘણા ખરા ગામોમા ઢોરોને પાણી પીવાને માટે એકજ તલાવ અથવા હવાડો હોય છે ત્યાં આ લોકો રોગથી પીડાતા જનાવરોને પાણી પાય છે ચેપી રોગવાળા જનાવરોને ખેતરોમા અને ચરાઓમા ચરાવે છે, અને રાજય માર્ગ ઉપરથી હાકી જાય છે રસ્તાઓ, ચરા ખેતરો વીગેરેમા ચેપી રોગવાળાં ઢોરની લાળ, છાણ, મુતર વીગેરે પડે છે, આ જગ્યાએ થઇ સાજા ઢોર આવ જા કરે છે, અને ચેપી રોગવાળા જનાવરોએ પાણી પીધુ હોય ત્યા સાજા ઢોર પાણી પીએ છે એવી રીતે એક ઢોરના ટોળામાથી બીજા ઢોરના ટોળામા અને એક ગામથી બીજે ગામ ચેપી રોગો પ્રસરે છે

## બળીઓ અથવા માતા.

ચીહ્ન—તાવ આવે છે, આખોમા પોચા વળે છે, નાકમાં લીટ આવે છે, મોઢામાથી લાળ ગળે છે, ઢોર ખાતુ અને વાગોળતુ નથી, શીથીલ થઇ જાય છે પડી રહે છે, ને છેરે છે છાણ ગંધારા છે અને ઝાડા સાથે લોહી પડે છે આ રોગ ની ગરમાથી કોઇ કોઇ ઢોર આધળા થઇ જાય છે

## ગળસુઢો

ચીન્હ—તાવ આવે છે આખો લાલ થાય છે, લાળ પડે છે, ગળે અગર બીજા કોઇ ભાગમા સોજો આવે છે ગળુ બોલે છે શ્વાસો શ્વાસ મુશ્કેલીથી લેઇ શકાય છે મોઢુ પહોળુ રહે છે અને જીભ બહાર દેખાય છે અને થોડા કલાકમા મોત નીપજે છે

## ખરવા અને મોવાસો.

ચિન્હ—તાવ આવે છે, મોઢામાથી લાળ પડે છે, મોઢામા ચાદીઓ પડે છે, પગમા ખુરીઓ વચ્ચે ચાદીઓ પડે છે, માખો બેસે છે, ઢોર પગ ખખેરે છે, લગડાય છે અને પગમા કીડા પડે છે ઢોર પગ ચાટે છે, મોમા ચાંદીઓ પડે છે એટલે ખવાતુ નથી, પગે લગડાં થાય છે એટલે કામ થતુ નથી, અને ઢોર દુબળા પડી જાય છે દુઝણા ઢોરનુ દુધ ઓછુ થઈ જાય છે

## ચેપી રોગો અટકાવવાના ઉપાયો

ઇગ્રેજીમા કહેવત છે કે " Prevention is better then cure " રોગ મટાડવા કરતા અટકાવવો વધારે સારો છે

ઢોરની બરાબર સભાળ લેવામા આવે, પોષણકર્તા અને પુરતો ખોરાક આપવામા આવે, અને હવા અજવાળાવાળા સ્વચ્છ તબેલામા રાખવામા આવે અને ઢોર સારી રીતે સશક્ત હોય તો ચેપી રોગ થવાનો સભવ ઓછો રહે છે કારણ કે તદુરસ્ત શરીરવાળા ઢોર ચેપી રોગના જતુઓ ટક્કર ઝીલી શકે છે જેમકે દુકાળમા ભુખમરો હોય છે, ત્યારે બળીઆના રોગનો મોટો ઉપદ્રવ થાય છે કારણ કે ભુખમરાને લીધે ઢોરનુ શરીર નબળુ હોય છે અને તેથી તેમને રોગ જલદીથી અસર કરી શકે છે એટલા માટે ઘાસચારો ભરી રાખવો જોઈએ એક વરસ ચાલે એટલુ ઘાસ અગાઉથી ભરી રાખવુ જોઇએ

રબારીઓ, ભરવાડો, અને ઢોરના વેપારીઓના જનાવરો ઉપર બારીક દેખરેખ રાખવી અને તેમના ઢોરામા ચેપી રોગ જોવામા આવે તો ગામના ઢોરા તેમના ઢોરા ભેગા થવા દેવા નહિ ગામના ઢોર પાણી પીતા હોય ત્યા ચેપી રોગવાળા જનાવરોને પાણી પીવા દેવુ નહિ પણ બીજી અલાયદી જગ્યાએ પાણી પીવા દેવુ

ઢોરમા ચેપી રોગ ચાલતો હોય ત્યારે તેમની રોજ ગરમી લેવી ગરમી થરમામીટર નામના યત્રથી લેવાય છે માણસને તાવ માપવાનુ થરમોમીટર ઢોરનો તાવ તપાસવાને માટે કામ લાગે છે ઢોરની ગરમી ગુદામા થરમોમીટર મુકી લેવી

સાજા ઢોરની કુદરતી ગરમીનુ સાસરી પ્રમાણ ૧૦૧–૨ ડીગ્રી, ઓછામા ઓછી ૧૦૦–૪ ડીગ્રી, વધારેમા વધારે ૧૦૨–૬ ડીગ્રી હોય છે

બળીઆનો રોગ થયો હોય તો તમામ સાજા ઢોરાને એકદમ રસી મુકાવવી રસી મુકાવવાથી ઢોરોને કઇપણ હરકત થતી નથી દુધણા ઢોરનુ દુધ

ખોણુ થતુ નથી બળદ કામ કરી શકે છે રસી મુકાવ્યા પછી સાજા અને માંદા ઢોરને ભેગા રાખી શકાય છે રસી મુકવામા ના આવે ત્યા સુધી માંદા, ઢોરને સાજા ઢોરથી જુદા રાખવા અને તેમની જુદી સારવાર કરવી માંદા ઢોરને સાજા ઢોરથી એવી રીતે જુદા પાડવા કે માંદા ઢોરનો પવન સાજા ઢોર ઉપર આવે નહિ

માંદા ઢોરનો ઓગાટ, છાણ, મુતર, વિગેરે તમામ કચરો ભેગો કરી બાળી દેવો, ઉકરડામા ન ખવો નહિ છાપરાના નળીઆ ઉકેલવા અને ઢોર ની કોઢોમા તડકો પડવા દેવો. સુર્યના તાપથી રોગના જંતુઓ મરી જાય છે

ઢોરની કોઢોના અને ગામમા લીમડાના પાદડા ધુદી અને તેમા આકર નાખીને પાણીમા મેળવી માંદા ઢોરને સાજા થાય ત્યા સુધી પાવા લીમડો ઠરો અને જતુનાશક છે ગામમા માતાજીનો હવન કરવો

મોઢામા ચાદીઓ પડી હોય તો મોઢામા ફટકડીનુ પાણી વારે ઘડીએ છાંટવુ એક શેર પાણીમાં એક તોલો ફટકડી નાંખવી માંદા ઢોરને ચોખાના લોટની રાબ પાવી મરી ગયેલા ઢોરનુ ચામડુ ઉતારવુ નહી, પણ તેને ગામ થી દુર ખલાયદી જગ્યાએ જયા સાજા ઢોર ના જતાં હોય ત્યા ઉડા ખાડા ઓ ખોદી દાટવા, દાટતી વખતે મુડદા ઉપર મીઠુ નાંખી દાટવા મુડદા ઉપર ચાર ફુટ માટી પુરાય એવો ખાડો ખોદવો ઢોરાં દાટવાની જગ્યાની આજુ બાજુ વાડ કરવી ચેપી રોગથી મરી ગએલા ઢોરોના મુડદા દાટવાની જગા સરકારે નીમવી; ઢોરોને પાણી પીવાની જગ્યાથી અને ઢોરાને ચરવાની જગ્યા થી દુર જુદી રાખવી કુતરા, શીયાળવા, ગીધ, સમળીઓ, કાગડા વીગેરે ચે પી રોગવાળા ઢોરાના મુડદા ચુથીં નાખે છે, અને દુર લઈ જાય છે, અને રોગ ફેલાવે છે, માટે ચેપી રોગથી મરી ગયેલા ઢોરનાં મુડદા ગમે ત્યા રખડતા નાખવા નહી, અને તુરત દાટી દેવા, અગર બાળી દેવા લાકડા ની મોંઘવારીને લીધે વખતે બળાય નહી તો જરૂર ઉપર બતાવ્યા પ્રમાણે દાટી દેવાં જોઈએ

ગળસુઢાનો રોગ થયો હોય ત્યારે બધા સાજા ઢોરને તુરતજ રસી મુકાવવી, એટલે રોગ અટકી જાય છે સાજા ઢોરથી માંદા ઢોરને જુદા રાખ વા રોગ ચાલતો હોય ત્યારે ઢોરની ગરમી રોજ લેવી અને જે ઢોરને તાવ માલુમ પડે તેને તુરત જુદા બાંધવું માંદા ઢોરને ચરવા છોડવા નહી, કારણ કે તેમની લાળ જે જગ્યોએ પડે તે જગ્યોએ સાજા ઢોર ચરે તો તેમને રોગ, થાય છે માંદા ઢોરને પાણી જુદી જગ્યાએ લાવી પાવુ એટલે સાજા ઢોરને

પીવાના પાણીમા ચેપ નાખવા થાય નહી માદા ઢોરનો ઓગાર, છાણ, મુતર, લાળ પડયા હોય ને જગ્યાનો બધો કચરો ઉમરડી બાળી દેવો ઉકરડામા નાખવો નહી માદા ઢોરનુ ગળુ સુજી જાય ત્યારે ખોરાક, પાણી અને દવા ગળે ઉતરતા નથી ગળે સોજો આવે તે પહેલા નીચેની દવા પાવી

| | |
|---|---|
| વિલાયતી મીઠુ | શેર ૧ |
| સુરો ખાર | ૧ અધોળ |
| સુઠ | ૧ અધોળ |
| ગોળ | ૧ શેર |

મેળવી ૨ શેર ગરમ પાણીમા ઓગળી પાઇ દેવુ

વિલાયતી મીઠુ ના મળે તો ખાવાનુ મીઠુ શેર ૦ાા તેને બદલે વાપરવુ

સુડદાની વ્યવસ્થા બળીઆના રોગમા બતાવ્યા પ્રમાણે કરવી જે ગામ મા વરસો વરસ ગળસુઢાનો રોગ થતો હોય તે ગામના તમામ ઢોરોને જે માસમાં રોગ થતો હોય તે માસમા દર વરસે વેકશીનેશન કરાવવુ

૧ ખરવા અને મોવાસાનો રોગ થયો હોય ત્યારે માદા ઢોર સાજા ઢોર થી જુદા રાખવા ઢોરની જગ્યાઓ ડીસઇનફેકટ કરવી મોઢામા ચાદીઓ હોય તો ફટકડીનુ પાણી મોઢામા છાટવુ શેર પાણીમા એક તોલો ફટકડી નાખવી તુવેરની દાળ ગાળી ચાટવા દેવી રોગવાળા ઢોરનુ દુધ બરોબર ઉકાળ્યા વગર ઉપયોગમા લેવુ નહી

પગ રોજ ગરમ પાણીથી ધોવા, કીડા પડયા હોય તો કીડા કહાડી નાખવા અને પગ બરોબર સાફ ધોઇ નાખવા અને પીછીથી ફીનાઇલ ચોપડવુ ફીનાઇલથી કીડા મરી જાય છે અને માખો બેસતી નથી અને ચાદા જલદી થી સુકાઇ જાય છે ડામર અને તેલ સરખા ભાગે મેળવી ચોપડવાથી પણ ચાદીઓ રૂઝે છે ફીનાઇલ ઘણા ખરા ગામોમા વોરા લોકો વેચે છે ફીનાઇલ રંગે કાળુ અને પ્રવાહી હોય છે ખરા ચોખ્ખા ફીનાઇલની પરીક્ષા પાણીમા નાખી કરવી, ચોખ્ખા પાણીમા જરા ફીનાઇલ નાખવાથી પાણી ધોળુ દુધ જેવુ થઇ જાય છે. ખરાબ ફીનાઇલ પાણીમા નાખવાથી તેલની માફક તરે છે ફીનાઇલનુ પાણી ચેપી રોગવાળી જગ્યાઓ ડીસઇનફેકટ કરવામા ઉપયોગી છે

મદ્રાસ ઇલાકામા અને બ્રહ્મદેશમા ઢોરોના ચેપી રોગો અટકાવવાનો કાયદો છે ગુજરાતમા નથી પણ ઢોરના આવા ભયકર ચેપી રોગો અટકાવી ઢોરોનુ રક્ષણ કરવુ એ આપણી પોતાનીજ ફાયદાની વાત છે માટે સરકાર કાયદાથી રોગ અટકાવે તે કરતા આપણે પોતેજ આ કામમા તન, મન અને ધનથી મદદ કરવી જોઇએ

# ઢોરના રોગ.

—*—

## ડચુરો. ( ચોકીંગ, Choking )

ગળામાં અથવા ખોરાકની નળીમાં કંઇ પદાર્થ ખુચાઇ રહેવાથી ડચુરો થાય છે, જે પદાર્થો સખત ખોરાક જેવા કે શેરડી અથવા કડબ અગર બીજી પદાર્થ જેવા કે ચામડું, લાકડાના કડકા, ખીલા અથવા કાંટા પણ હોય છે

લક્ષણ—જો મોઢાના અથવા ગળાના પાછલા ભાગમાં ડચુરો હોય છે તો ઢોર ખાંસે છે અને મોઢે ફીણ આવે છે અને પાણી પીએ છે ત્યારે નસકોરામાંથી પાછું આવે છે, જો ખોરાકની નળીમાં ડચુરો હોય છે તો ઢોર બે ત્રણ ઘુંટડા પાણી પી શકે છે પણ પછી તે પાણી નાક વાટે બહાર આવે છે, પશુ બેચેન થાય છે, પુછડું આમ તેમ હલાવે છે અને પગ ઠોકે છે જો ડચુરો જલદી કાઢવામાં આવે નહી તો ઢોરનું પેટ ડાબી બાજુએ આફરાથી ફુલી જાય છે કેટલાક ઢોરના મોઢાના પાછલા ભાગમાં હાથ નાખી અથવા બહારથી ખોરાકની નળી ઉપર હાથ ફેરવીને જોવાથી ડચુરો માલમ પડે છે

ઇલાજ—જો ડચુરાને પકડી શકાતું હોય તો બહાર કાઢવાનો યત્ન કરવો જો ગળામાં અથવા મોઢાના પાછલા ભાગમાં અટકેલો પદાર્થ હોય તો ઘણું કરી કાઢી નાખી શકાય છે પણ ખોરાકની નળીમાં હોય તો બહુ મુશ્કેલ પડે છે ખોરાકની નળીમાં અટકેલો પદાર્થ હોય તો ધીરેથી અને સંભાળથી આસરે અર્ધો શેર અથવા તેથી ઓછું મીઠું તેલ પાવું પછીથી તેને મોઢામાં લાવવાનો યત્ન કરવો હેરતી ગરદન ઉપર હાથ નાખવો અને ખોરાકની નળીની દરેક બાજુએ અટકેલાની નીચે જોરથી અને મજબુતાઇથી તેને ઉપર (એટલે ગળા) તરફ દબાવવા આ કામ આસ્તેથી કરવું, અને થોડા થોડા વખત જવા દેઇ રસ્તો સીધો કરવા માટે મોઢામાં થોડું મીઠું તેલ રેડવું ધીરજ અને સંભાળથી અટકેલો પદાર્થ આ પ્રમાણે કાઢી શકાશે જો ખોરાકની નળીના નીચલા ભાગમાં અટકેલ હોય અને હાથ પહોંચી શકે નહી તો નજીકના જનાવરોના દવાખાનામાં ઉપચાર માટે લેઇ જવું એ એકજ ઉપાય છે જ્યારે હવાથી પેટ બહુ ફુલાઇ જાય અને જનાવર બહુ મુશ્કેલીથી શ્વાસ લે છે ત્યારે ગુંગળાઇ શ્વાસ બંધ થઇ જવાની ઘણી ધાસ્તી રહે છે, આવે વખતે હવા કાઢી નાંખવાને પેટમાં કાણું પાડવાની જરૂર છે ડાબે પાખે જ્યાં પેટ એકદમ વધારે ફુલેલું માલમ પડે ત્યાં ચપુ વડે કાણું પાડવું ચપ્પુ સીધો ખોસવો અને પછી ધાર આડી કરવી કે તુરતજ હવા બહાર નીકળશે અને હવા બહાર નીકળી રહે એટલે ઘા ઉપર ગોળી ભરી અને કામળી મુકી દેવી. આવા અકસ્માતવાળા, દરેક કેસમાં ખોરાકની નળી થોડા દિવસ સુધી નબળી રહે છે માટે તે દરમ્યાન નરમ ખોરાક જેવો કે રાબ, આટાનો દાણો અથવા લીલું ઘાસ આપવું જોઇએ

# ગુજરાતી ખેતીવાડી સ્કુલ.

—*********—

ખેડુતના છોકરાઓને માટે અને ૧૯૨૦ થી સ્થાપન કરેલી ગોધરા ખેતીવાડી સ્કુલનુ નવુ વર્ષ ૮ વર્ષે તા ૧લી જુનથી શરૂ થાય છે, તેના ધારા અને માહિતી નીચે પ્રમાણે છે —

૧ આ નિશાળમા દાખલ થવા ઇચ્છતા ઉમેદવારોની પ્રવેશિક પરિક્ષા નથી પરતુ ઓછામા ઓછુ ગુજરાતી ચોથુ ધોરણ ( એથી વધારે અભ્યાસ હોય તો સારૂ ) તેણે પાસ કરેલુ હોવુ જોઇએ, અને તે બદલ જે ગુજરાતી સ્કુલમા તેણે અભ્યાસ કર્યો હોય તે સ્કુલનુ લીવીંગ સર્ટીફીકેટ ( નિશાળ છોડયા બદલનો હેડમાસ્તરનો દાખલો ) અરજી સાથે કરેલુ હોવુ જોઇએ આ સ્કુલનો અભ્યાસક્રમ બે વર્ષનો છે

૨ ઉમેદવારના વાલીનો ધધો ખેતીનોજ હોવો જોઇએ, અને તે જાતેજ ખેતી કરતા હોવા જોઇએ કારણ કે આ નિશાળમા ખેતીને લગતુ તમામ કામ છોકરાઓના હાથેજ કરવુ પડે છે

૩ આ શાળાનો અભ્યાસ પુરો કરી જે ઉમેદવારનો ખેતી કરવાનોજ નિશ્ચય હોય તેણેજ આવવુ જેનો નોકરીનોજ નિશ્ચય હોય તેને માટે આ સ્કુલ નથી

૪ ઉમેદવારની ઉમર ૧૫ થી ૨૦ વર્ષની હોવી જોઇએ

૫ આ નિશાળમા દાખલ થવા ઇચ્છતા ઉમેદવારના નામ ઉપર જમીન નહિ હોય તો તેના બાપ, કાકા વગેરે કોઇપણ નજીકના સગાના નામ ઉપર પણ હોવી જોઇએ અને તે જમીન કેટલી છે, સરકારમાં મહેસુલ કેટલુ ભરે છે વગેરે બાબતનો દાખલો પટેલ તલાટી તરફથી અરજી સાથેજ મોકલવો જોઇએ

૬ દરેક વિદ્યાર્થીને ભણવાનુ, ખાવાનુ અને રહેવાનુ જેટલુ ખર્ચ થાય તેટલી સ્કોલરશિપ સરકાર તરફથી આપવામા આવે છે એટલે વિદ્યાર્થીને ખાવાપીવા વગેરેનો ખર્ચ બીલકુલ કરવો પડતો નથી, પરતુ અભ્યાસક્રમ પુરો થતા પહેલાં ( અધવચ ) કોઇપણ વિદ્યાર્થી નિશાળ છોડે અથવા ગેરવર્તણુંક ચલાવવા બદલ તેને કાઢી મુકવામાં આવ્યો હોય તો જેટલો વખત તે નિશાળમા રહ્યો હોય તેટલા વખતને માટે દરમાસના રૂા ૧૦ પ્રમાણે તેની પાસેથી દંડ તરીકે વસુલ કરવામા આવે છે

પુસ્તક, લાલટેન્ટી વગેરે પરચુરણ ખર્ચ વિદ્યાર્થીના પદરનો હોય છે તે ખર્ચ ( લગભગ વર્ષના રૂ ૧૦ ) બદલ વિદ્યાર્થીના વાલીએ દાખલ થતી વેળા રૂ ૧૦ અનામત તરીકે આપવા પડશે

૭ આ નિશાળમા બીજી નિશાળો પ્રમાણે વારતહેવારની રજાઓ મળશે શિવાય દિવાળી ઉપર એક મહિનો, અને ઉનાળામાં દોઢ મહિનો રજા પડશે અને તે ગેડ વેળા વિદ્યાર્થીને ઘેર જવા દેવામા આવશે આ નિશાળ કાઢવાનો સરકારનો હેતુ એકે કે જે વર્ગ

શિક્ષણ લીધા પછી વિદ્યાર્થી પોતાના માબાપને ખેતીના કામમા વધારે મદદગાર થાય અને ખેતી પણ વધારે ફાયદાકારક રીતે કરે દરવર્ષે ૫૦૨ કરતા વધારે છોકરા દાખલ કરવામા આવતા નથી

આ શાળામા નીચે પ્રમાણે વિષયો શીખાવવામા આવે છે —

(૧) કૃષિવિદ્યા (૨) સૃષ્ટિજ્ઞાન, (આ વિદ્યામાં વનસ્પતી અને જન્તુ સબંધી ઉપયોગી જ્ઞાન આપવામા આવે છે) (૩) ખેતીવાડી ને લગતી ભુગોળ (૪) ખેતીવાડીને લગતુ અંકગણિત અને જમીનની માપણી (૫) આરોગ્યવિદ્યા (૬) ઘેરા ખપ્પ (૭) ગ્રામ્ય અને શહેરી જીવન (ખેડુતને ઉપયોગી કાયદા વગેરેનુ ઉપયોગી શિક્ષણ જેમકે જમીન મહેસુલનો એક્ટ તગાવી એક્ટ ડબા એક્ટ લોકલ બોર્ડ એક્ટ) (૮) વાચન અને લખાણ. (૯) ખેતી અને બગીચાનુ કામ (૧૦) ઓઇલ એન્જીન કેવી રીતે ચલાવવુ, તેના દરરોજના ઉપયોગી ભાગ દરરોજ માફ કરી કેવી રીતે બેસાડવા વગેરે (૧૧) ખેતીના ઉપયોગી ઓજારના ભાગ ભાગેતુટે ત્યારે કેવી રીતે દુરસ્ત કરવા એને લગતુજ સુથારી લુહારી કામ. (૧૨) વણાટ કામ

૮ આ સ્કુલમા દાખલ થવા ઇચ્છના ઉમેદવારે ગોધરા (જિલ્હે પચમહાલ) ખેતીવાડી સ્કુલના હેડ માસ્તરને જેમ બને તેમ જલદી પોતાની અરજી મોકલવી તેમાં નામ, જાત ધધો ઉમર, તાલુકો જિલ્લા પોષ્ટ ઓફીસ વગેરે સ્પષ્ટ જણાવી ગુજરાતીમા અરજી કરવી અરજી ઉમેદવારના હાથનીજ હોવી જોઇએ ઉમેદવારને દાખલ કરવાની, અભ્યાસક્રમ પુરો થતા સુધી રહેવા દેવાની અને સ્કૂલ છોડ્યા પછી તેને ખેતીના કામે લગાડવાની ઇચ્છા છે એ બાબતની કબુલાત લખી તેની નીચે વાલીની સહી હોવી જોઇએ

૯ જે ઉમેદવારને દાખલ કરવાનુ નક્કી થશે તેને તે પ્રમાણે કાગળથી ખબર આપવામા આવશે જે તારીખે હાજર થવા લખ્યુ હોય તે તારીખે તેણે નિશાળમા આવી હાજર થવુ જોઇએ

૧૦ વધુ વીગત માટે નીચેના સિરનામે પત્ર વ્યવહાર કરવો.

૧૧ શાળાનો અભ્યાસ પુરો કર્યા પછી જેનો ખેતીવાડીનો વીચાર હશે અને જમીનની જરૂર હશે તો નીતાળની નજીક ઘણી સારી શરતે માત્ર નામના ગણોતે જમીન અપાવવા તજવીજ કરવામા આવશે

હેડ માસ્તર ખેતીવાડી નિશાળ
ગોધરા.

# ઢોરોના ચેપી રોગો.

—*******—

### ગાંઠીઓ તાવ ( બ્લેક ક્વાર્ટર, Black Quarter )

આ રોગ ઘણુ કરીને ત્રણ માસથી ચાર વરસ સુધીના ઢોરોને લાગુ પડે છે જમીનમા નાના સુક્ષ્મ જતુઓ રહેછે તેનાથી આ રોગ લાગુ પડે છે ઢોરોના પગ અગર મોઢામા જખમ થયા હોય તે જખમમા આ જતુ દાખલ થવાથી આ રોગ ઢોરને લાગુ પડે છે, ઢોરોને ખાસ ચરવાની જગામાથી આ રોગ લાગુ પડે છે અને દરેક વરસે એકજ જગ્યાએ અને એકજ મોસમમા એક સરખી રીતે આ રોગ ફાટી નીકળે છે આ રોગ ઘણુ કરીને વરસાદની મોસમ પુરી થતા ચાલુ થાયછે. મુખ્યત્વે કરીને જે જમીન નીચાણમા આવેલી હોય ત્યા અગર ભીનાશવાળી હોય ત્યા આ રોગ ફાટી નીકળે છે જે ઢોરને એક વખત આ રોગ લાગુ પડે છે અને તેમાથી બચી સાજુ થાય છે તેને ફરીથી આ રોગ લાગુ પડતો નથી

આ રોગ ઘણો નાશકારક છે અને જે ઢોરને એ રોગ લાગુ પડે છે તે ઢોર ઘણુકરીને ફક્ત એક અગર બે દીવસથી વધારે જીવી શકતુ નથી ઢોરને પહલા તાવ આવે છે પણ પહેલાથી લોકોને તાવની ખબર પડતી નથી પ્રથમમા ઢોરને લગડાતુ ચાલતુ જોવામા આવેછે અને સોજો જોવામા આવે છે સોજો ઘણુ કરી પાછલા પગના થાપાના ઉપરના ભાગમા અગર ગરદન ઉપર આગલા પગના હાડા આગળ અને કોઇ વખતે ઢોરની પીઠ, કમ્મર છાતીની બાજુમા સોજો જોવામા આવે છે કેટલીક વખતે મોઢે અગર ગળે સોજો જોવામા આવે છે અને એક કરતા વધારે જગ્યાએ સોજો હોય છે પ્રથમમા સોજો થોડા હોય છે અને તેનાથી ઢોરને દુખ થાય છે પછી સોજો એકદમ વધી જાય છે. પગમા સોજો કઠણ અને દુખદાયક હોય છે અને પાછળથી સોજો થડો વેદના રહીત અને આગળીથી દબાવતા તડતડે છે કારણ કે સોજામા હવા ભરાયલી હોય છે સોજાનો રગ કાળો હોય છે જો સોજાને કાપવામા આવે છે તો તેમાથી હવા નીકળે છે અને તેમાંથી ખાટી વાસ મારતુ કાળુ નીકળે છે જેમ જેમ સોજો વધે છે તેમ તેમ ઢોરની તદુરસ્તી ખરાબ થતી જાય છે અને તેથી ઢોર ઘણુ માદુ થયેલુ જણાય છે ઢોર સુસ્ત થઇ જાય છે ધ્રુજે છે કણસે છે અને એના શ્વાસોશ્વાસ ઘણા ઝડપથી ચાલે છે ત્યાર પછી ઢો

ર હુમળુ પડી જઈ મરી જાય છે આ રોગમાથી ઘણુજ થોડા ઢોર મરતા બચે છે એટલે આસરે સેકડે દસ ઢોર બચે છે

આ રોગમા દવા કરવાથી બહુ ગુણ થતો નથી સારામા સારો ઉપાય કરવો એ છે કે સોજા ઉપર કાપ મુકી ઉઘાડવો અને પછી તેના ઉપર ટરપેનટાઈન લગાડવુ રોગ લાગુ પડવાનો સભવ હોય એવા જાનવરોને રસી મુકાવવી

આ રોગ દાખલ થતો અટકાવવાની રીત ઢોરોના ધણીઓએ પોતાના ઢોરોને જે ગોચણો ઉપર આગલે વરસે એ રોગ દેખાયો હોય ત્યા ચરવા મોકલવા નહી અને મુખ્યત્વે કરીને જે મોસમમા એ રોગ ફાટી નીકળ્યો હોય તે મોસમમા ઢોરને ચરવા મોકલવા નહી જ્યારે આ રોગ ફાટી નીકળે ત્યારે માદા ઢોરોને સાજા ઢોરો આગળથી એકદમ દુર કરવા માદા ઢોરોને ગામ ત્થા અને નદી તલાવ-કે પીવાના પાણીના ઝરણાથી ૪૦૦ અગર ૫૦૦ વાર દુર વાડો કરી રાખવા માદા ઢોરની માવજત કરવા સારૂ જુદા માણસો રાખવા અને તે માણસોને સાજા ઢોર આગળ આવવા દેવા નહી માદા ઢોર આગળ ચારો અને પાણી લઈ જઈ આપવા જ્યારે ઢોર મરી જાય ત્યારે તેમને બાળી નાખવા અગર ઉડો ખાડો ખોદી દાટી દેવા તેના ચામડા વાપરવા નહી જ્યારે ઢોરને દાટવામાં આવ્યુ હોય ત્યારે ચામડુ વપરાય નહી તેવી રીતે તેને ખરાબ કરી ચામડા ઉપર ચપ્પુથી કાપા કરવા

સાજા ઢોરને સારૂં ચરવાની જગ્યા બદલવી સાજા જનાવરોને દરરોજ સભાળપુર્વક તપાસવા અને તેમનામા કોઇ માદા માલમ પડે તો તેમને જુદા કરવા

---

## કાળીઓ તાવ ( એન્થ્રેક્સ Anthrax )

આ રોગ પ્રાણઘાતક છે અને એ રોગવાળા ભાગ્યેજ સારા થાય છે એ રોગ ઘણુ કરીને ઢોર, ભેંસો, ઘોડા ઘેટા, બકરાને લાગુ પડે છે અને ઉટ, હરણ, અને માણસોને પણ કેટલીક વખતે લાગુ પડે છે આ રોગ ઉત્પન્ન કરનાર ઝીણા જતુઓ છે આ જતુઓ જનાવરના લોહીમા દાખલ થાય છે ત્યા તેમની પુષ્કલ વૃદ્ધિ થાય છે અને આ રોગ ઉત્પન્ન કરે છે આ જતુઓ ખોરાક અગર પાણી સાથે જનાવરમા દાખલ થાય છે અગર જનાવરની ચામડીમા નાનો જખમ થયેલો હોય છે તો તેમાથી પણ દાખલ થાય છે

જે જગ્યાએ આ રોગવાળા જનાવરો ચરતા હોય છે તે જગ્યાએથીજ આ રોગ બીજા જનાવરોને લાગુ પડે છે આ રોગથી પીડાતા જનાવરોનુ છાણ, મુતર, અને તે જનાવરમાથી વહેતા બીજા પ્રવાહીઓ કે જે ખોરાક, વાસણ, સામાન વીગેરે ચીજોને લાગવાથી આ રોગનો ફેલાવો કરે છે આ રોગથી પીડાતા જનાવરનુ લોહી ઘણુજ ઝેરી હોય છે

૬

૪ આ રોગના ચિન્હો જુદા જુદા માલમ પડે છે આ રોગવાળુ જનાવર ઘણુ કરીને એકાએક મરણ પામે છે જે જનાવર થોડી મીનીટ પહેલા સારૂ દેખાય છે તે ભોય ઉપર પડે છે; તરફડીઆ મારે છે, અને મરણ પામે છે તેના મુડદામા ઠોહવાસ ઝડપથી શરૂ થાય છે અને થોડા વખત પછી તેનુ પેટ ફુલી ગયેલુ માલમ પડે છે અને તેની ગુદા બાહાર નીકલી આવે છ મો, નાક અને ગુદામાંથી લોહી વહેતુ જોવામા આવે છે કેટલીક વખતે આ રોગ એકાએક જોવામા આવતો નથી પણ જનાવર માદુ થયેલુ માલમ પડે છે અને તને તાવ આવેલો હોય છે તેના પેટમા ચુક થયેલી માલમ પડે છે અને જનાવર બહુ કરાજે છે અને કરાજતા તેના છાણ સાથે લોહી મિશ્રીત થયેલુ જોવામા આવે છે કેટલીકવાર તેના મગજમા પીડા થાય છે અને જનાવર ઘણુ તોફાની થયેલુ અને ગાડા જેવુ માલમ પડે છે કેટલીક વખત તેના શરીરે ગાઠ થયેલી માલમ પડે છે આ ગાઠ તેની ડોક ગળા અગર પેટ ઉપર માલમ પડે છે પણ શરીરના ગમે તે ભાગ ઉપર ગાઠ થાય છે આ ગાઠ ગરમ હોય છે અને તેથી જનાવરને દુખ થાય છે અને આગલી વની ગાઠને દબાવતા ગાઠ તડતડતી નથી

જોઈએ જો તેના મુડદાને એક ઘે લઇ જવુ પડે તો તેનુ મોઢુ, નાક અને ગુદા બંધ કરવા કે જેથી તેમાથી લોહી વીગેરે જમીન ઉપર પડી ચેપ ફેલાવતા અટકે જે તબેલામા રોગવાલા જનાવરો રહ્યા હોય તે જગ્યા બરાબર સાફ કરી નાખવી અને જંતુનાશક દવાથી ધોઇ કાઢવી જેવી કે ફીનાઇલનુ પાણી.

આ રોગથી મરી ગયેના જનાવરનુ લોહી જમીન ઉપર અને ખાસકરીને ચરવાની જગ્યા ઉપર લોહી ના પડે એવી કાલજીપુર્વક સભાળ રાખવી જોઇએ કારણ કે એ લોહીમા આ રોગના પુષ્કળ જતુઓ રહે છે અને આ જંતુઓ જો જમીન ઉપર લોહી સાથે પડે તો તે જતુઓ તે જગ્યા ઉપર ઘણા વરસસુધી જીવી શકે છે અને ફરીથી આ રોગનો ફેલાવો કરે છે આ રોગથી મરી ગયેલુ જનાવર તલાવ અગર નદી આગળ દાટવુ નહી એ ખાસ અગત્યનુ છે કારણ કે તેથી પીવાના પાણીમા આ રોગનો ચેપ દાખલ થાય છે,

એ જાણવુ ઘણુ અગત્યનુ છે કે માણસોના શરીર ઉપર જખમ અથવા ચાઠુ હોય તેમા આ રોગવાળા જનાવરનુ ચેપી લોહી દાખલ થાય તો માણસોને પણ આ રોગ લાગુ થાય છે સસર્ગમા આવેલા જનાવરોને રસી મુકાવવી

---

## શીતળા ( વેરીઓલા–Variola )

ગાય, ભેસ, ઘેટા, બકરા, ડુક્કર, ઉટ, ઘોડા, કુતરા તેમજ માણસોને શીતળા આવે છે

તદુરસ્ત જનાવરો, રોગીષ્ટ જનાવરોના સસર્ગમા આવવાથી અથવા તેઓની સાથે રબધમા આવતા નોકરોથી અથવા બીજી ચીજોથી સાધારણ રીતે એ રોગ ફેલાય છે ગાયોમા આ રોગ ઘણુ ખરૂ ગાયો દોહનાર મારફતે ફેલાય છે

એ રોગના ઝેરી જતુના પોષણની મુદત ૩ થી ૫ દીવસની છે

લક્ષણો—ઢોરોને શીતળા ઘણા જોરમા આવતા નથી દુધવાળી ગાયના થાન તથા આચળ ઉપર શીતળા આવે છે થોડો તાવ આવે છે અને શરીર અસ્વસ્થ રહે છે થાન તથા આચળ ઉપર વટાણા જેવડા નાના રાતા ચાઠા માલમ પડે છે એક બે દીવસમા ફોલ્લીઓ થઇ આવે છે, અને તેમાં સ્વચ્છ

રોગને ફેલાવવામાં અનુકુળ થઇ પડે છે રોગના જંતુના પોષણની મુદ્દત દશ દિવસથી ૯૮ કલાક અગાઉથી સુધીની હોય છે

° ઠોરમા માલમ પડતા લક્ષણો —રોગવાળાને જનાવરોના ફેફસાંમા પહેલા પ્રથમ બગાડો થાય છે ઘણી વખતે રોગનુ જોવામાં આવતુ પહેલુ ચિન્હ ધીમી અને થોડી ઉધરસ આવતી એ છે અને કામ કર્યા પછી તથા પાણી પીધા પછી તે ઘણા જોરમા આવે છે શ્વાસ લેવો મુશ્કેલ થઇ પડે છે માંદુ જનાવર લેવાતુ જાય છે અને તેને વાયુ થાય છે ધીરે ધીરે તે ક્ષીણ થતુ માલમ પડે છે અને આંખો બેસી જાય છે ઉધરસ વારવાર આવે છે અને શ્વાસ લેવાની મુશ્કેલી વધે છે ન્યુમોનીઆ ( મુઝારો થાય છે ) મરણની પછી કે આંતરડા બગડેલાં હોય ત્યારે પેટમા દુખાવાના ચિન્હો માલમ પડે છે પેટ છુટ થાય છે આમ થાય છે તે લાંબો વખત જારી રહે છે અને જનાવર ક્ષીણ થઇ જાય છે થાનમા પણ બગાડો થાય છે ત્યારે એટલે આંચળ અથવા તો આખા થાનપર સોજા આવે છે તે સોજો સખત હોય છે અને દુખતો નથી પહેલા દુધ પાતળુ અને પાણી જેવુ હોય છે પછી તે પીળા રંગનુ થાય છે અને થોડુ થાય છે જો મગજમા બગાડો થયો હોય તો તો તપી જાય છે, તેની આંખે દેખાતુ બંધ થાય છે અને તેને તાણ આવે છે હાડકા અને સાંધામાં બગાડો થાય છે

સાધારણ રીતે જોતા આ રોગને ખાતરીથી પારખી કાઢવા મુશ્કેલ છે " ટ્યુબર ક્યુલિન " નામના પદાર્થની પીચકારી મારીને ડાક્ટરો ખાતરી પુર્વક આ રોગ પારખી શકે છે આનાથી તદ્દન જનાવરને કાંઇ નુકશાન થતુ નથી, પણ રોગવાળાં જનાવરમાં ચોક્કસ ચિન્હો માલમ પડે છે

ઉપચાર —ઉપચાર કરવા પ્રયત્નો કરવો નહિ ખરુ જોતા એ અસાધ્ય રોગ છે અને રોગ લાગુ પડેલાં જનાવરો, બીજા જનાવર તેમજ માણસને ઘણો નુકશાન કર્તા છે

અટકાવ —બધા રોગી જનાવરને જુદાજુદા રાખવા તથા ધણમાંના જનાવરો તેમાંના કોઇને રોગ લાગુ પડયો છે એવુ ખુલ્લી રીતે જણાતા ત્યારે રોગ પારખવાને " ટ્યુબર ક્યુલિન " થી તપાસરાવી ડાક્ટરની સલાહ પ્રમાણે ચાપતા ઉપાયો લેવાથી ધણને લાગુ પડતો અટકાવી શકાય છે કાંઇ પણ ઢીલ કર્યા વગર જરૂરી પગલા ભરવાં પુષ્કળ હવા વાળા તબેલા તથા ચોખ્ખી આરોગ્ય ભરેલી જગ્યાએ એ રોગ અટકાવવાનો સહુથી સરસ ઉપાય છે, આ ઉપરાંત રોગી જનાવરના ટોળામા લાવવામાં આવે નહી તે બાબત ઘણી સંભાળ રાખવી



# ભાગ બટાઈ વીરૂદ્ધ વીઘોટી.

—*********—

લેખક.—ડી. સી. અજારીઆ, વ્યવસ્થાપક-" ખેતીવાડી વિજ્ઞાન "

લીંબડી—કાઠીઆવાડ

(૧) જમીનના માલેક મહારાજા ગરાસીયા જમીનદાર—ખેડુત વર્ગ વગેરે ઘણી જાતના હોય છે આ જમીન તેઓ પાસે કેવા હકથી આવતી છે તે સવાલ બાજુપર રાખી અત્યારે માત્ર એટલુજ જણાવવાનુ કે—બ્રીટીશ રાજ્યની, જમીન આપણા દેશમા સર્વથી મોટા વિસ્તારની છે ને તેનાથી ઉતરતી અન્ય રાજસ્થાનો અને ગીરાસ ધરાવનારની છે

અકબર પાદશાહના સમય અને તે પહેલાથી જમીન ધરાવનાર પોતાના મોટા વિસ્તારની જમીન પોતે ખેડી શકતા નહિ અને જે કોમ આવી જમીન હળથી ઉખેડી સરખી કરી ખાતર પુરી તેમાં અનાજ જાર, બાજરી બાગી ચીના ઘઉ ચણા આદી ઉત્પન્ન કરતા અને જમીનના ધણીને એ જમીનનાં ભાડા પેટે ખેડનાર પોતે જે અનાજ ઉત્પન્ન કરે તેનો ભાવ પ્રમાણે હીસ્સો દેતા

આગી જમીન જેમ જેમ વધારે ખેડાતી થાતી અને જેમ જેમ તેમાં અનાજની ઉપજ વધવા લાગી તેમ તેમ રાજાઓ કે જમીનના માલેકોને રેવન્યુ ઉપજ કેવળ જમીનના ઉત્પન્નની વધવા લાગી જેમ આપણે રાજકર્તા અગ્રેજ વેપારીઓ તથા ઓફીસરોના સમાગમમા આવતા ગયા તેમ તેમ જમીનમાથી વધારે રૂપિઆ આપનાર અનાજ ઉત્પન્ન કરવા ધરજ થતી ગઇ પહેલા બધી જુવાર, બાજરી, અડદ, મઠ મગ વાગેર કરતા પછી ખેડુતોનુ કપાસની ખેતી ઉપર લક્ષ દોડયુ ને કાલા-કપાસના વાવેતર વધારે કરવા લાગ્યા જેનુ ઉત્પન્ન ઘણું સારૂ આવતુ થયુ કારણ વિલાયતમા મીલો થઇ ત્યા આપણુ રૂ જાય તેમાથી સુતર બનાવી કાપડ કરવાનો ઉદ્યોગ તે દેશમા વધનો ગયો ત્યા મીલો વધવા લાગી તેમ રૂની ખપત પણ વધી અને કાલા, કપાસ રૂના ભાવ ચડતા ગયા તે જોઇને આપણા દેશમાં કપાસ લોઢવાના ચરખા હતા ને જે વડે આડ કરી કપાસીયા ને રૂ જુદુ કરતા હતા તે આડ કરવાનુ કામ પણ બધ થયુ અને તેને બદલે વીલાયતી ચરખા કે જીન વરાળથી ચાલતા થયા શરૂઆતમા આવા જીન ફકત મોટા શહેરમા હતા પણ જેમ વખત જવા સાથે લોકો કેળવણી લઇ પરદેશ દેશાટણ કરતા થયા અને દેશાન્તરમા કેવી રીતે ઉદ્યોગ વેપાર હુન્નર કરી લોકો પઇસા કમાય છે તે જોયુ ને તેનો અભ્યાસ કર્યો અને આપણા દેશમાં જીન મીલો કરવા લાગ્યા એટલે તો પછી કપાસના વાવેતરની મોટા વિસ્તારમાં ખેતી કરવા જરૂર પડી કારણ દરેક મીલને રૂ જોઇએ વાવેતર કપાસનુ થોડુ હોય તો યુરોપ, જાપાન, ચીન અને હીદુસ્થાનની મીલોને સુતર કરવા તથા કપડ વણવા, રૂ પુરતુ મળે નહિ એટલે તેના કારણથી ઘણી વધઘટ થવા લાગી તેથી રૂના દલાલો

જમીનના વેચાણ હક આપવામાં આવેલા છે તે તે ગામોની જમીનનું વેચાણ કરતા દર સેકડે ઓછામાં ઓછા રૂપીઆ બે ત્રણ હજાર ઉપજે છે એ ઉપરથી વાચનાર જાણી શકશે કે જમીનના માલેકી હક વાલોની બક્ષી આપવાથી આબાદી થાય છે જમીન વખત વખત ખેડુતની સ્થિતી સારી માઠી થવાથી વેચાણો થયા કરે છે તેથી રાજ્યને રજીસ્ટ્રેશન ફી ઘણી ઉપજવા કર છે તે રાજ્યને લાભ થાય છે અને આંબા-કલમ-નાળીએરી, લીંબુ-દાડમ કેળ પપઇયા જામફળ વિગેરે ફળાઉ ઝાડ પણ લોકો ઘણા વાવે છે અને પોતાની તમામ કમાણી જમીન સુધારી ઉપજ વધારવામાં ખરચે છે, વલસાડ જીલ્લાના ધમડાચા ને સુરત પાસે પુના ગામમા અને બીજા ભરૂચ ખેડા જીલ્લાના ગામોમા અત્યારે સખ્યાબંધ કલમી આંબા અને લીંબોળીપર, અનેનાસ, પપઇયા કેળ લીંબુ મરચા, અજમેરીબોર વગેરેના વાવેતર કરે છે ને મુબઇ માલ વેચવા મોકલે છે તેથી રકમ બંધ રૂપિઆ ઉત્પન્ન કરે છે ને ખેડુતો આબાદ થયા છે ખેડુતોને આબાદી થાય છે એટલે તેઓ ગામમા જમીન રાખી સારી ઇમારત બાંધે છે તેથી ગામની શોભા વધે છે. કેટલાક દેવમંદીર, ધરમશાળા છાત્રાલયો નિશાળો દવાશાળા બંધાવે છે કુવા ખોદાવી પાકા બંધાવી નળ નાખી લોકોને સગવડતા કરી આપે છે એવા બ્રીટીશ ને ગાયકવાડ મહારાજના ગામોમા ફરતા આબાદી નજરે જોઇ શકાય છે કેટલાક તો કપાસ લોઢવાનાં જીન કે ચરખા કરે છે. કેટલાક કમોદ કે ડાંગરનો ફોતરા કાઢવાના મંચા ચલાવે છે કેટલાક પણ ઠંડા ગરમ સોડા લેમોનેડ વેચે કેટલાક શેરડી પીલવાના કોલુ ઉભા કરી શેરડીનો રસ કાઢી આપે છે આમ ગામડામા પણ જાહોજલાલી જોવામા આવે છે તેનુ કારણ જમીનના ચરસ ને વેચાણ હક આપેલા તે છે આવાં ગામોમા વપાર સારો ચાલે છે ને ધનાઢ્ય વેપારીઓ પણ વસે છે

(૨) બીજો પ્રકાર વીઘોટીની રકમ ઉઘરાવી લેવાનો કેટલાક ગામોમાં છે પણ જમીન વેચવાના અધાટ હક આપેલા નહિ હોવાથી ત્યા લોકોની આબાદી થતી નથી આ જમીનની ફરજીઆત વેચાણ કરવા હક નહિ હોવાથી જમીનની ખેડ સારી થતી નથી. ખાતર કરાતું નથી નવાણ પણ થતા નથી લોકો કુવાના પાણી પાઇ કિંમતી વસ્તુ ઉત્પન્ન કરતા નથી ને ફળ ઝાડ પણ વાવતા નથી કારણ તેવુ કરવામા પોતાની મુડી વાપરતાં કાલ સવારે એ જમીનનો તે માલેક રહેશે કે નહિ તેની ખબર પડતી નથી અને ગામમા રહે છે તેથી એવા ગામડામા કોઇ સારી ઇમારત પણ બાંધતુ નથી અને મજીયાર ઘરમાં રહે છે ને ઘર પડી જાય પોતાની સ્થિતી નરમ થાય ત્યારે ગામ છોડી બીજે જઇ રહે છે. આવી બરબાદી થવાની સ્થિતી હાલ ઘણા દેશી રજવાડાના ગામડામાં થઇ છે ને થાય છે ને ખેડુતોનો વિશ્વાસ રાજ્યના ઘણા તેમજ અમલદારો ઉપર રહેતો નથી એટલે કફોડી સ્થિતીમા નહિ પડવા ખાતર જેમ હોય તેમ ચાલવા દેઇને ગુજરાન કરી લે છે ને સંતોષ માને છે ગામડામા અપગ ઘરડા શકી ઘરડાને ગરીબ લોકોજ રહે છે તેના પુત્રો તો બીજા શહેરોમાં કમાવા જતા રહે છે અને ત્યાં આનંદ કરે છે જ્યાં જમીનના ને ઘરના માલેકી હક નથી ત્યાં આવી સ્થિતી જોવામાં આવે છે

(૩) ભાગ બટાઇ—કેટલાક રાજ્યોમાં અને જાગીરદારોના ગામડાના વચ્ચે ભાગ બટાઇ લેવાનુ ઘણુ જોગી છે જે અનાજ કે ખામુ ખરીફ વાવે તેનો ઓછો વધતો

જવા આશા નાખગી નહિતર ઉલટી જમીન ઉજ્જડ બને છે જો ખેડુતો બે ફીકર થઇ ગરીબીમા આવના મોટા શહેરોમા ખેતી ભાગી કમાવા જતા રહે છે હાવે કેટલાક રાજ્ય સ્થાનોના ગામડાં જાહોજલાલી ભોગવતાં તે ભરગો થયા છે ને કેટલાક થતા જાય છે તેનું કારણ ભાગ બટાઇ વેરાનીકથવણને લોકોને પઇસા ધીરી ઉદ્યોગ રસ્તે ચલવવાનો અભાવજ છે શિવાય નથી બાદશાહી વખતમાં ગામડાઓ આબાદ હતા રાજ્યો પણ આબાદને તરતા હતાં જમીનમાં રમકમ હતો નવાણમાં પુરના પાણી હતા જમીન રસાળ હતી તેથી ઉપજ બહોળાને મોટો કણની થતી ને ઢોરઢાખર સખ્યાબંધ હતા તે બહુ જ્યારથી જમીનના માલેકી હક લઇ લીધા ને લોકોપર જુ । જુ । કરવેરા વધાર્યા ત્યારથી નીધનતા અને પાયમાની ગિરિગિરિતો તાશ થયો છે

લોકો પણ મોટા રાજાઓની દષ્ટી ફેરી એટલે લુચ્ચાઇ શીખ્યા ને ચોરી ઠગાઇ છેતરપીંડી અને અનિતિ અધર્મ અને જુઠુ બોલવા લાગ્યા ને ન કરવાના કામ કરવા લાગ્યા દીકરીઓ અને ગામ વેચવા લાગ્યા ભાઇને મીત્રની સ્ત્રીઓમા છુટ લીધી અને બધી રીતે પરદેશનો સુધારો દાખલ થયો ને ઉલટ બેઠા બેઠાં પઇસાવાળા થવાનું શીખ્યા એટલે સટ્ટા ખેલવા લાગ્યા તેથી તો લોકોનુ સત્યાનાસ થયુ અને હતુ તે ગુમાવી કપાળે હાથ દઇ રડતા બેઠા છે જે કુટુંબોની જાહોજલાલી હતી તે કુટુંબના છોકરા ચકરે ચકરે ભીખ માગે છે અને રાજભકિત વીસારી તેથી રાજાઓએ પણ પ્રજાપરની ભકિત કે પ્રેમ ઓછો કર્યા એટલે પરસ્પર પડતી થવા લાગી છે

તેથી હવે જાગ્યા ત્યાંથી સવાર સમજી ઇશ્વરથી ડરીને નીતીધર્મના રસ્તે ખેડુતો ને વેપારીઓ ચાલે અને રાજાઓ જમીનના માલેકી હક આપે તો ખેતીવાડીનો દીવસ વળે નહિતર તો વીઘોટી હશો કે ભાગ હશે બધુ સરખુ છે લોકોમા વિશ્વાસ પડે નહિ ત્યાં સુધી કોઇ પણ કામમા સિદ્ધિ થતી નથી માટે પ્રજા રાજાએ વિશ્વાસ બેસે એવુ આચરણ આચરવાથીજ ખેડુત વેપારી ને રાજની આબાદી થાય છે બાકી તો આકાસમાંથી પુષ્પ લેવા જેવુ છે પરમકૃપાળુ પરમાત્મા સરનુ ભલુ કરો એજ પ્રાર્થના છે



# વાવતાં પહેલાં બીની ઉગવવાની શકતીની કરવી જોઇતી પરીક્ષા.

—*** ********—

આપણા ખેડુતો સાધારણ રીતે વીઘે જોઇએ તેનાથી વધારે બી વાવવામા વાપરે છે કારણ કે તેઓ સમજે છે કે જેટલુ વાવ્યુ તે બધુ ઉગી નીકળતુ નથી તેથી તેઓ હમેશા જોઇએ તેથી વધારે વાવે છે એક રીતે જોતાં આ ટેવ સારી છે કારણ કે તેથી વાવણી નકામી–અફળ જતી નથી પણ આ રીતે વાવેતર કરવાથી બીનો ખર્ચ વધારે થાય છે માટે વાવતાં પહેલા ખેડુત પોતાના સગ્રહી રાખેલા બી, અથવા કોઇ પાસેથી આણેલા બીની ઉગવાની શકતીની પરીક્ષા કરી વાવે તો તેને ફાયદો થાય બીની ઉગવાની શકતીની પરીક્ષા કરવાની રીત કાઇ ગુચવાડા ભરી કે અઘરી નથી હા જરા ખતરા ખી તસ્દી લઇ એ કામગીરી કરવી પડે ખરી, એ પરીક્ષા કરવાની સાધારણ રીત નીચે પ્રમાણે

એક છાલદી રકાબી કે ચપણુ ( માટીના ) મા માટી ભરી તેમાં જે બી નાણી જોવા હોય તેના ગણતરી બધ ૫૦ કે ૧૦૦ દાણા નાખવાં અને તે વાસણની માટીમા એ દાણા મેળવી દીધા પછી તેનાપર પાણી છાટી રહેવા દેવુ આ પ્રમાણે સવાર સાજ પાણી જોઇતા પ્રમાણમાં છાટવુ એ પ્રમાણે બે ત્રણ દીવસ સુધી નીયમીત પાણી છાટીશુ એટલે દાણા ઉગવા માડશે આ પ્રમાણે પાચ સાત અને દસ દીવસ સુધી પાણી છાટતા રહી જેટલા દાણા ઉગે તેના ગણતરી કરવી પડે જુદી જુદી જાતના અનાજ અને કઠોળના બીને ઉગવામા વતા ઓછા દીવસ લાગે છે એટલા માટેજ પાચ સાત કે દસ દીવસ સુધી પરીક્ષામા મુકેલા બીની અજમાયશ જારૂ રાખવા કહેવામા આવ્યુ છે.

જુદા જુદા દાણાની ઉગી નીકળવાની શકતી માટે ઘણી અજમાયશો પછી એવુ ઠરાવવામા આવ્યુ છે કે તે દરેક સેંકડે નીચે મુજબ ઉગી નીકળે તો સારા છે વળી સાધારણ રીતે બીયાને ઉગી નીકળવાને માટે પણ કોષ્ટકમા બતાવ્યા પ્રમાણે દીવસો લાગે છે અને તે મુદત દરમ્યાન ન ઉગી નીકળે તો તે બીયા સારા નથી એમ કહેવાય પરતુ જુદા જુદાં બીયાની ઉગવાની મુદત જે કોષ્ટકમાં આપી છે તેમાં પણ ઘણી વખત ફેર પડે છે અને તે આસપાસની હવા, ભેજ, ગરમી અને જમીનની સ્થીતી વગેરેને લઇને થાય છે માટે દરેક બીયા ને મુદતેજ ઉગી નીકળવા જોઇએ એમ ચોકકસ માની લેવાનું નથી

| નંબર | દાણાનુ નામ | સેકડે કેટલા ઉગવા જોઇએ | સાધારણ ટનાદીવસ માં ઉગવા જોઇએ તે મુદત |
|---|---|---|---|
| ૧ | ઘઉં બાજરી, જુવાર, બાવટો, બંટી જવ વગેરે | ૯૫ દાણા | ૨ દીવસ |
| ૨ | વાલ, મગ, અડદ, મઠ તુવર, મકાઈ | ૯૫ ,, | ૨ થી ૩ દીવસ |
| ૩ | વટાણા ચોળા | ૯૮ ,, | ૩ દીવસ |
| ૪ | કપાસ | ૮૮ થી ૯૦ | ૬ દીવસ |
| ૫ | તબાકુ ટામેટા | ૮૮ થી ૯૦ | તબાકુનુ બી સાધારણે ૧૪ દીવસે ઉગી નીકળે છે |
| ૬ | કુંગળી, રીંગણી | ૮૫ થી ૮૮ | ૩ થી ૪ દીવસ |
| ૭ | કોળી મુળા | ૯૫ | ,, |
| ૮ | કાકડી ગલકા કોળા | ૯૨ | ,, |

સુચના—ઘણી જગાએ બીયા સારા નરસા જોવા માટે બીને પાણીમા નાખવામા આવે છે આમા જેટલા બી પાણીમા નીચે બેસી જાય છે તેને સાધારણ રીતે સાચા અને સારા (નીવડ) માને છે અને ઉપર તરી રહે તેટલા ખરાબ (હલકાં) ગણવામાં આવે છે આ માન્યતા કેટલેક અંશે ખોટી છે કારણ કે ઘણી વખત ખરાબ તથા સડેલા દાણા પાણીમાં નીચે બેસી જાય છે તેમજ સારા દાણાં ઉપર તરી રહે છે

વળી દરેક ખેડુને માત્ર એટલુજ યાદ રાખવાનુ છે કે દરેક બીયાને વાવતા પહેલા કેટલા દાણા સેંકડે ઉગી નીકળશે તથા કેટલા દીવસે ઉગી નીકળશે તેની તપાસ કરવી ઉપર બતાવ્યા પ્રમાણે બી બહુજ થોડા ઉગી નીકળે તથા ઉગી નીકળવાને બહુજ વધારે મુદત બગાણી લાગે તો બીયા હલકા ને ખરાબ સમજવા અને તેવા બી વાપરવા લાભકારક નથી

ગુલાબભાઇ એન. દેશાઈ,
ડીવીઝનલ સુપ્રીન્ટેન્ડન્ટ ઓફ એગ્રીકલ્ચર—ઉતર વીભાગ

# માવઠું અને ખેડુતો

ઘણે ભાગે શિયાળામાં એકાદ વરસાદનું ઝાપટું પડે છે, તેને દર વર્ષે માવઠુ કહેવામા આવે છે, માવઠુ કાર્તક-માગસર માસમા થાય તો તેથી શિયાળુ પાકને લાભદાયી નીવડે છે, પરંતુ તે પછીના માસમા થાય તો નુકશાન કર્તા નીવડે છે, અને છેક મહા માસમા થએલ માવઠુ તો શિયાળુ પાક પઇકી ઘઉ, ચણા, સરસવ, રાઇ વગેરેને માટે તો તદન નુકશાન કર્તાજ ગણાય છે. તેથીજ કહ્યુ છે કે —

મહા મહીનાનુ માવઠું, જંગલ મગળ ગીત,
સમય વિનાનુ બોલવુ, એ ત્રણ એકજ રીત

મતલબ કે મહા મહીનામા થએલ માવઠુ તદન ખરાબ ગણાય છે ઘઉ, ચણા આસો-કાર્તક માસમાં ઓરાય છે તે ઉગી નીકળતા પહેલા માવઠુ થાય તો પણ માવઠાથી જમીન કઠણ થઇ જવાથી કેટલુક બીયારૂ તો ઉગતું પણ નથી, અને કદાચ ઉગે છે તે પુરેપેરૂ ઉગતુ નથી, અને કાર્તક વદી પછીથી પોષ માસ સુધીના અરસામા થએલ માવઠુ તે પાકને અગત્ય સમાન ગુણ દે છે પરંતુ તુવર- તમાકુના પાકને ઘણજ નુકસાન કરે છે

માવઠુ થવાનો મેઘાડબર થાય તો શિયાળુ પાકની મરચી, રીંગણીમા એરંડીનો ખોળ Caster Cake વેરવો અને તરતજ ગોડ કરી દેવો, તેમ ઘઉની ખેતીવાળાએ જે ચાસ વચ્ચેનો પડતર ભાગ હળી દેવો એટલે માવઠાનો ઘણો સારો લાભ મળશે.

માવઠાથી ખુગ્યા વિનાની બાજરી, જુવાર, કડબ વગેરેને તેમ ઘાસના બીડને નુકશાન થાય છે તેમ આગોતર તમાકુનો કસ પણ ધોવાઇ જવા સભવ રહે છે માવઠાનો દેખાવ નજરે પડે તો ખુત્યા વિનાની બાજરી, જુવાર તથા કડબ વગેરેનો પલળે નહી તેવો બદોબસ્ત કરવો

માવઠુ થઇ ગયા પછી ચોમાસું પાક લીધા પછીની નવરી પડેલી જમીનમા ખેડ કરી. કરબ દઇ રાખવા કે જે જમીન ઉનાળે તપી રવાદાર, બની ખાતરનો ગુણ દેશે

જે બાગમા વગર પાણીએ ( શિયાળુ ) મરચી પાકે છે તે બાગના ખેડુતોએ મરચીને ખોળ દઈ ગોડ કરવો, અને માવઠુ થઇ ગયા પછી મરચી-

ઉપર રાખોડી છાટવી. આથી મોલ સુધી અને વધારે માલ ઉતરશે

વળી જે ક્યારીના પાળા નાના થઈ ગયા હોય તે જમીનના માલીકે માવઠા પછી પલળેલી, અને પોચી બનેલી તેજ ક્યારીમાથી પાલની અંદરના ભાગમાથી માટી ખોદી કાઢી પાળા ઉપર નાખવી આથી ક્યારી ઉંડી થઈ ચોમાસે વધારે પાણીનો જમાવ થશે

માવઠા પછી વીલાયતી સાકભાજી જેવા કે કોબી, ફુલાવર, નોલકોલ, કોબીજ વગેરેને રાખોડીનો છટકાવ કરવો આથી તેને લાભ થશે

માવઠાથી તલ, તમાકુ, તુ વગેરે કેટલાક પાકોને નુકસાન છે, પરંતુ ઉપર લખેલા લાભ લેવા એ એક ફાયદાકારક બાબત ગણતા પ્રભુ લાભ લેવાની ખેડુત બંધુઓને સદબુદ્ધિ આપો

લેખક
મધુસિંહ નથ્થુસિહજી સોલંકી,
આસિ૦ માસ્તર,
મેઇન સ્કુલ, ગોધરા

---

# સોપારી.

સોપારીના ઝાડ ૩૦ થી ૪૦ વર્ષ લગી ફળે છે સાધારણ રીતે દરેક ઝાડને બે ફળના ઝુમખા આવે છે દરેક ઝુમખામા ૨૦૦ થી ૩૦૦ સોપારી હોય છે સારા ઝુમખામાથી કોઈ વખત ૪૦૦ સોપારી પણ નીકળે છે જો એપ્રીલ અથવા મે મહીનામા વરસાદ વાદળ હોયતો નાની સોપારી પડી જાય છે, અને આવક ઓછી આવે છે ઝાડને માર્ચ અને એપ્રીલ મહીનામા ફુલ આવે છે અને નવેમ્બર અથવા ડીસેમ્બર મહીનામા સોપારી થયેલી પાકે છે કેટલાક વખત ઝાડને ફુલ બહાર ફળ આવે છે દરેક ઝુમખાની નીચે એક પાંદડુ હોય છે આ પાનુ ફુલ થયા પછી બે મહીના સુધી રહે છે, ત્યાર પછી પાના પડવા માંડે છે અને મોટા ચોમાસામા પડે છે આ ઝાડને ઝુકતી વાલા ગાભા રાખ છે આ ઝુમખાઓને ભુગભીવાલા પાનાથી ઢાંકી મુકવામા આવે છે, કે જેથી નાની સોપારી વરસાદમા કોહી જવા ન પામે

ઝુમખાઓમાના સોપારી સાથે ઝાડના નથી તેમજ ઝુમખાએ સાથે પાકતા નથી નીચેનો ઝુમખો પહેલો પાકે છે અને છેવટે ઉપનો ઝુમખો

એકજ કુંડામાં થોડી સોપારી પીળી અને પાકી હોય છે અને થોડી લીલા ડાચી અને લાંબી હોય છે ગંજામાં વેચવા માટે સોપારીના ઉપરના છોડાને કાઢી નાખવામાં આવે છે સોપારીને તાંબાના વાસણમાં બે કલાક સુધી ઉકળવામાં આવે છે એક મુઠી ચુનો પાણીમાં નાખવામાં આવે છે, ચુનાને લીધે પાણી લાલ બને છે પાણી જેમ સોપારીમાંથી તત્વો લેવા માંડે છે તેમ તેમ ઘટ્ટ બનતુ જાય છે,

પછી સોપારીને કાઢી લેવામાં આવે છે પછી રતાશ પડતાં તત્વને એક પહોળા મોઢાના વાસણમાં કે જેનો અંદર સુર્યનુ કિરણ પડતુ હોય તેમા રેડવામાં આવે છે ત્યારપછી સોપારીને સુકવવામાં આવે છે

સોપારીના ઝાડને ભીનાશવાળી જમીન ઘણીજ માફક આવે છે માટી એવી હોવી જોઇએ કે પુર આવે તોપણ ગંગોડી ધોવાઇ જવી ન જોઇએ માટીને વારવાર ભીની રાખવામાં આવે છે એના ઝાડને ખાસ છાયાની જરૂર હોય છે

પહેલા સોપારીને ક્યારામાં ઉછેરવામાં આવે છે અને ત્યારપછી બીજી જગ્યાએ રોપવામાં આવે છે ત્યારપછી એને કાયમની જગ્યાપર રોપવામાં આવે છે પહેલી વખત ક્યારામાં માટીને ખોદીને ઝીણી બનાવવામાં આવે છે અને આ માટી સાથે પાદડાનુ ખાતર મેળવવામાં આવે છે જુના ઝાડપરની પાકી સોપારી રોપવાને માટે લાયક હોય છે પાકી સોપારી છોડા સાથે નવ ઇંચના અંતરે એપ્રીલ માસમા રોપવામાં આવે છે ક્યારીઓ ભીની રાખવી જોઇએ જુન માસમા આ રોપેલા સોપારીના ફણગા દેખાય છે અકોગ્ગર ગામમાં એને ભીનાસવાળી જમીનમાં બે ફીટને અંતરે રોપવામાં આવે છે આ છોડવાઓને કાતો કાયમની જગ્યાપર રોપવામાં આવે છે અથવા થોડો વખત પછી જ્યારે વર્ષા ઋતુ પુરી થવા આવે છે, ત્યારે કાયમની જગ્યાપર રોપવામાં આવે છે કેટલાક જગ્યાએ કાયમની જગ્યાપર-રોપતી વખતે ખાડાઓમાં પાદડાનુ ખાતર અને કેળના થડ નાખવામાં આવે છે અને એના ઉપર માટી પુરવામાં આવે છે કાયમની જગ્યાપર રોપતી વખતે છોડવા ૬ થી ૮ ફુટ છેટે હોવા જોઇએ

માર્ચ માસમા સોપારીના ઝાડને પાંદડાનુ ખાતર પુરવામાં આવે છે અને એ ખાતરને અડધી કરમાયલી ઝાડની ડાળીઓથી ઢાંકવામાં આવે છે ડાળીઓ મુકવાનો ઇરાદો એ છે કે સખત વરસાદના ઝપાટાથી ઝાડને નુકશાન થઇ શકે નહી ઝાડને દરેક બે વર્ષે પાદડાનુ ખાતર આપવામાં આવે છે છાણનુ સડેલુ ખાતર, છાણુ તો રેડ અને રાખનુ ખાતર પણ આ ઝાડને માફક

આવે છે એના ઝાડ જલદી વધનારા હોય છે, સાધારણ રીતે દશ વર્ષમા ફળ આવે છે એના ઝાડને ભીનાશવાલી તથા છાંયડાવાળી જમીન પામ માફક આવે છે

સોપારી ત્રણ પ્રકારની હોય છે (૧) ચીકણી (૨) ભીંગ (૩) ગોટુ

**ચીકણી:**—કાચી સોપારી ઝાડના ઉપલા કાચા ઝુમખામાંથી કહાડવામા આવે છે જયારે આ સોપારીને ઉકાળવામા આવે છે ત્યારે સપાટ બને છે આ સોપારીને સુકવ્યા પછી પાછા રાતા તત્વોમા બોલવામા આવે અને સુર્યના તાપે સુકવવામા આવે છે અને રાત્રે લઇ લેવામાં આવે છે

ભીંટા;—આ પાકી સોપારી છે પહેલા વખત ઉકાળયા પછી સુકવવામા આવે છે

ગોટુ;—આ પુરેપુરી અથવા હદ ઉપરાત પાકી સોપારી છે પહેલી વખત ઉકાળ્યા પછી સુકવવામા આવે છે એને રોગ સાધારણ રીતે થતો નથી

લેખક,
પ્રેમાભાઇ નારણજી પટેલ
ઉડાચ લુહાર ફળીયે
વાયા બીલીમોરા

# વાછરડા ખસી કરવાની નવી રીત.

—**********  *****—

પુના ખેતીવાડી કોલેજના વેટરીનરી સર્જન ડો૦ બી૦ બી૦ જોશી એ ફુડ અને ખેતી સબધી અકટોબર ૧૯૨૪ ના માસીક અંક ૫ મા નીચે મુજબ લખે છે

પ્રથમ શરૂ કરી અને તેનો પ્રયોગ અમે ગયા ચાર વર્ષમા ઘણે સ્થળે કરી બતાવેલો છે ખેડુતોને આ રીત એટલી તો પસંદ પડી છે કે ઘણા ગામના લોકોએ આ સાલે પોતાના વાછરડા અમારા દવાખાનામા લાવી ખશી કરાવી લીધા અને ઘણા લોકોએ અમને તેમના ગામે લઇ જઇને ત્યા સર્વ ગામ લોકો સમક્ષ વાછરડા ખશી કરાવ્યા છે, બિજાપુર જીલ્લામા તો સીવીલ વેટરીનરી ખાતા મારફત સેંકડો વાછરડા ગામે ગામ ખશી કરવામા આવ્યા આ નવી પધ્ધતીથી વાછરડાને કેવી રીતે ખશી કરવામા આવે છે અને આ રીત આપણી જુની પદ્ધતી કરતા કેટલી ફાયદાકારક અને જનાવરોને સુખ-કારક છે વગેરે માહીતી આ લેખમા આપવાનુ યોજ્યુ છે

વૃષણની નસો છુદવાની કીવા તોડવાની આપણા દેશની જુની પધ્ધતી અને નસો દાબવાની આ નવી પધ્ધતી વસ્તુત એકજ છે અને તેનુ મહત્વ પણ સરખુ છે પરંતુ ક્રીયા માત્ર તદન ભીન્ન, સ્હેલી તથા જનાવરોને સુખ કારક છે, નસો છુદવાથી જનાવરોને કેટલો ત્રાસ અને આપદા ભોગવવી પડે છે તેની કલ્પના આપણા ખેડુત ભાઇઓને છેજ. આ નવી રીતથી ફકત ૫ મીનીટમાંજ નસો દબાય છે જનાવરોને જરાએ દુખ ન થતા વૃષણનુ જીવિત્વ નષ્ટ કરી શકાય છે જનાવર એક દીવસ પણ માદુ રહેતુ નથી હમેશ માફક ઘાસ ચારો તથા પાણી લે છે અને સોજો બીલકુલ ચઢતો નથી

આ હથીઆરના જુદા જુદા ભાગો એવા બનાવેલા છે કે તેના હાથ ત્રણ સાધાથી મજબુત જોડવામા આવે છે એટલુજ નહી પણ તેમા ત્રણ પેચની યોજના કરેલી છે તેથી નસો ઉપર સરાસરી ૮૦૦ પાઉંડ-(૨૦ મણ) નો દાબ બેસે છે નસોનુ પાણી થઇ જાય છે અને તેથી વૃષણને લોહી નહી મળવાથી તેની વધ્ધી ન થતાં છીણુ નીર્જીવ થાય છે ઘોડાઓને બકરાઓને પણ આજ રીતથી ખશી કરવામા આવે છે કોઇ પણ ઋતુમા વાછરડા ખશી કરવામા હરકત આવતી નથી નાહના જનાવરોને પણ આ રીતે ખશી કરવાનુ ઘણુ સહેલુ અને જોખમ વગરનુ હોય છે જખમ કર્યા વીના તથા વૃષણ કાઢયા વગર આ રીતે ખશી કરવાથી કીડા પડવાની ધાસ્ની બીલકુલ રહેતી નથી, આશા છે કે અમારા ખેડુત ભાઇઓ આ સ્હેલી રીતનો ફાયદો લઇ ચાલુ મોસમમાં પોતાના વાછરડા ખશી કરાવી લેશે



# "હીમની વનસ્પતિ ઉપર અસર"

—***************—

પ્રજાબન્ધુના તા૦ ૨૧-૩-૧૫ ના અંકમા ચર્ચાપત્રના મથાળા નીચે "હીમની વનસ્પતિ ઉપર અસર"ના પ્રશ્નના જવાબમા રા રા હર્ષદરાય ગણપતરામ મહેતાએ કરેલું વીવેચન વીદ્વતા ભર્યુ છે એ વીવેચન ખેડુત ભાઇઓને અવશ્ય ઉપયોગી છે તેથી તેનો ઉતારો આ ખેડુત ત્રીમાસીકમા લીધો છે કે જેથી ખેડુતભાઇઓમા એનુ વાચન ફેલાય અને પ્રસરવા પામે

"દરેક જીવને અમુક ઉષ્ણતા શરીરમા રહે છે માણસને ૯૮ાા ડીગ્રી તાપ શરીરમા રહે છે, એથી વધારે ઓછો થાય છે તો તેની અસર શરીરમા થાય છે અને કાઇ પણ વિકાર થએલો છે એમ સિદ્ધ થાય છે વનસ્પતિમા પણ એમજ અમુક પ્રમાણમા તાપ એના પોષણ માટે જોઇએ છીએ તેમ હોય છે, એમા જે ફેરફાર થાય છે તેટલો વિકાર એમા થાયજ છે અતીસય ટાઢ પડે છે ત્યારે માણસો પણ ઠીગરાઇ જાય છે, પક્ષીઓ પણ ઠીગરાઇ ઝાડ પરથી નીચે પડે છે અને મરણ પામે છે આ જે કારણોથી બને છે તેમજ વનસ્પતિમા ટાઢને લઇને ઠીગરાઇ ગયેલ ભાગ કે આખુ ઝાડ બળી જાય છે

વનસ્પતિ પોતાનુ પોષણ મુળીયાના, નાના નાના રૂવાટી જેવા રેસા મુળીયાથી કરે છે એ બહુજ નાજુક હોય છે ને જમીનમા ઠડાઇ વધે તો તરતજ તેમા વિકાર ઉત્પન્ન થાય આ રૂવાટી જેવા મુળીયા જમીનમાથી પૌષ્ટિક દ્રવ્યો લઇ કુદરતના દ્રવ્ય પુરા પાડે છે, કે જે એમનો ખોરાક છે આ દ્રવ્યો મુળીયાથી ઝાડની અંદરની નળીઓમા થઇ ઉપર ચડે છે ને પાણી વધારાનુ હોય છે તો પાંદડામાથી ઉડી જવા મંડે છે આ કામમા વિઘ્ન રૂપ અતિશય ટાઢ પડે તો થાયજ કેમકે જે નસોમાથી ઉભુ નળીઓમાથી દ્રવ્ય જવુ જોઇએ તે જોઇએ તે પ્રમાણમા જઇ શકતુ નથી તેમજ પાનદ્વારા પાણી તાપ ઓછો હોવાથી બહાર પણ બરોબર નીકળી શકતુ નથી આ અડચણને લઇને વનસ્પતિને પોષાણમા વાંધાણ પડવાથી અડચણ થાય છે અને તે (માંદગી) હેરાન થાય છે, કે જેને આપણે બળી ગયેલુ કહીએ છીએ વધારે ઓછુ નુકશાન મુળીયા, નળીઓ ને પાનમાં જે નુકશાન થયુ હોય એના ઉપર આધાર રાખે છે

છે, જેમકે શેક, તપ વિ એનુ કારણ એજ કે શરીરના દરેક અવયવોને જોઇતી ઉષ્ણતા મળવાથી એનુ કાર્ય કર્યા જાયને દરદીને જેમ બને તેમ નુકશાન ન પહોંચે. આ કાર્યમા અડચણ થાય તે દરદીને અડચણ થાયજ ને એ દરદીને સહન કરવુ પડે ઝાડ પાનને પણ એવીજ રીતે સહન કરવુ પડે છે વનસ્પતિને કૃત્રિમ ગરમાઇ આપવાના સાધનો આપણી પાસે ખાસ નથી તેમજ એમા મનુષ્યની શોધક વૃતિનુ પરીણામ જોઇએ તેવુ આગળ ગયુ નથી

ખાતર જમીનમા હોહાય એટલે કાઇક ગરમાઇ લાવે છે, કેમકે સડો થતા ગરમાવાની હાજરી હોય છે તેમજ પાણીમા પણ એક ગુણ છે કે એ ગરમાઇ જલદી લેતુ નથી તેમજ જલદી છોડી દેતુ પણ નથી આ ગુણ જમીનમાં કે હવામા નથી આથી ટાઢ પડતાજ હીમનો ઉપદ્રવ અટકાવવા ખાતરને પાણીનો ઉપયોગ કઇક પ્રમાણમા થઇ શકે એમ છે ખરો આનુ પ્રમાણ બહુજ થોડુ

હીમના ગુણ એજ કે જે ગરમાઇ કુદરતની મદદથી પોષણ વિ૦ કામ ચાલે છે તેની વિરૂધ્ધ કામ કરે છે અને વનસ્પતિના ભાગો ( અવયવો ) ને અતીશય ટાઢ પડવાથી જેમ આગળા અકડાઇ જાય તેમ અકડાવે છે કે નિરૂપાય કરે છે કે જેને લઇને પાકને નુકશાન થાયજ એ સ્વાભાવિક છે

## કણભા ખેતીવાડી સ્કુલનું આજસુધીનું કામ

—*****************—

નામદાર મુબઇ સરકારે પ્રાથમીક શાળામાં ખેતી નો વિષય દાખલ કર્યો તેની પ્રથમ શરૂઆત દક્ષીણમા સને ૧૯૨૨–૨૩ માં કરી તેનુ સારૂ કામ જોઇ ગુજરાતમાથી પાચ જીલ્લાના પાચ શિક્ષકોને શીક્ષણ લેવા ગોધરા ખેતી વાડી સ્કુલમા મોકલી તેઓએ ૧૯૨૪ના એપ્રીલમાં અભ્યાસ પુરો કર્યો એટલે તેમને દરેક જીલ્લામા એકેકી સ્કુલ આપી તેમા ખેતીનો વિષય શીખવવાનો હુકમ કર્યો

આ પ્રમાણે અમદાવાદ જીલ્લાના કણભામા સ્કુલ તથા ફારમ મે એજ્યુકેશનલ ઇન્સ્પેકટર સાહેબ, ડી. એ. ઇ સા જનુભાઇ તથા આસી ડે એ ઈ. સા ખાન સાહેબ ત્રણેના મુબારક હસ્તે ખુલ્લુ મુકવામા આવ્યુ હતુ.

સ્કુલની શરૂઆતમા લોકમત સજ્જડ વીરુદ્ધ હતો આ વીષયથી છોકરાઓ બગડશે, રખડેલ થશે ને કોઇપણ ધંધે વળગશે નહીં, વળી ખેતીનો અમારો બાપીકો ધંધો છે. તેમા શું જાણવાનુ હતુ, ને સરકાર શું શીખાવવાની હતી એમ લોકો ફાવે તેમ કહેવા લાગ્યા આવી લોકોકીતથી કર્તાઓનુ મન ઠંડુ મંદુ થયુ જે કેવી રીતે કામ કરવુ તે વિચારવા લાગ્યા. આવી પરિસ્થિતિ અત્રે નહી પરંતુ બધે છે એમ માલુમ પડે છે

શિક્ષણમા પ્રથમ ઉદેશય લોકોમા શી રીતે ફારમ નમુનાદાર થાય, તેઓ શિક્ષણને ચહાય તેવી પ્રવૃતિ કરવી તેજ રાખ્યો. ઇશ્વર કૃપાથી ખાતા તરફથી મેં૦ હરદાય આહેબ તથા ખાનબાહેબ બન્નેને તપાસણી માટે મુકયા તેમની કિંમતી સલાહથી નીચે પ્રમણે કામ કરવામા આવ્યુ છે

આ સ્કુલમા કણભા, ભુવાણી, કુમઠથલ વગેરે સ્કુલોના છોકરા ભણતા આવે છે, કલાસ શરૂ કરતી વખતે હફતરપર ૬૩ નબર હતા. તે હાલ ૫૨ છે પરીક્ષા પછી લગભગ ૭૦ નબર થશે. સ્કુલમા જુન સને ૧૯૨૪ ના શાળાપત્રમાં છપાયા કોડસ ચલાવવામા આવે છે તે ઉપરાંત અવલોકન કરાવ વામા આવે છે શિક્ષણમા મુખ્ય સુત્ર એ છે કે જાણીતા પરથી અજાણ્યા પર જવુ ને વસ્તુનુ પ્રત્યક્ષ જ્ઞાન આપવુ આ સુત્ર પ્રમાણે છોકરાઓ પાસે શિક્ષ કની દેખરેખ નીચે ફારમમાં કામ કરાવવામાં આવે તેમજ જાત મહેનતની ટેવ પડે ને સંપબળ વધે તે માટે તેઓની ટુકડીઓ પાડી હળ, રાપડી કોસ હા કવાનુ તથા નિંદવાનુ વાવવાનુ વગેરે કરાવવામા આવે છે આ કામ કરતા પ્રથ મ છોકરાઓને શરમ આવતી ને કંટાળો આવતો તે હવે નાબુદ થયો છે. હવે છોકરાઓ પોતાના ખેતરમા તે કામ નવરાશના વખતમા કરે છે

ફારમમા નીચે પ્રમાણે વાવવામા આવ્યુ છે

શાકભાજી—મરચી, મુળા શકરીઆ, લીંડા, કાકડી, ટામેટા મેથી, કોથ્રી, નોરકોલ, કોલીફ્લાવર, અલની

કપાસ—ગોધેલીન વન, ૧૦૨૭ નબર

ઘઉ—પુસાચાર, પુસાબાર, ચંદુસી

જુવાર—માલવણ

બાજરી—દેશી

મગફલી—સ્મોલ જાપાન

ફલાઉ ઝાડ—દાડમ, કેળ

માશીકની જમીનમા—રજકો

તે ઉપરાત મકાઇ, રામતલી ડુંગરી વીગેરે વાવવામા આવ્યા છે ઉપરનુ વાવેતર છોકરાઓના હાથે કરવામા આવ્યુ છે ને તેનુ તેઓ અવલોકન કરે છે

ઉપરના વાવેતરમાં કોલી, નોરકોલ, કોલીફ્લાવર કપાસ, ઘઉં મગફલી, મકાઇ, રામતલી વીગેરે કેટલાક તુખ્મોનુ વાવેતર આ ગામમા પ્રથમ છે એટલે તે તરફ લોકોનુ લક્ષ દોરાય તે સ્વાભાવિક છે, કારણ કે લોકોને નવીનતા જોઇએ છીએ

ઉપરનુ વાવેતર ગામમા ફતેહમંદ થશે એમ લોકોને આશા પડી છે ફારમનુ જોઇ પુમા ઘઉંનુ વાવેતર ગામમા ત્રણ વિઘા થયુ છે આવતી સાલ કપાસ તથા મગફલીનુ વાવેતર વધુ પ્રમાણમા થશે એમ લોકોની માગણી પરથી જણાય છે ખાતરમા ગંદકીનુ ખાતર ( ચરકી ) છાણને એરંડીનો ખોલનો ઉપયોગ કરવામા આવ્યો છે તેમા ચરકીનુ ખાતરનો પ્રયોગ ગામમા નવીન છે જેથી લોકો તેના ગુણ દોષ-જાણતા ન હોવાથી મજુર, ગાડુ વગેરેની ઘણી અડચણ પડતી હતી છતાં તેનો અખતરો કરવામા આવ્યો છે ને તે ચાલુ સાલમા ભીંડામા એક વીઘામા ફક્ત બે ગાડા નાખવામા આવ્યું હતુ તેનો પ્રત્યક્ષ લાભ લોકોને બતાવવામા આવતો હતો, જે વિઘામા ૬૦ રૂપીઆના ભીંડા થવા મુકેલ હતા, તેમા ખાતરના પ્રતાપથી ૧૦૦ રૂપીઆનુ વચાણ થયુ હતુ ને બીન ખાતરવાળી જમીન હોવા છતા છેવટ સુધી લીલાશ રહીને ફુટ પણ સારી થઇ હતી આ જોઇ લોકો ખુશ થયા ને ગામમા તે ખાતરનો વપરાશ વધવા માંડ્યો કે હવે લોકો આ ખાતરથી અભડાતાને શોધ કરતા ઓછા થયા છે

આ ખાતરનો બીજો અખતરો ડુંગળી ઉપર કરવામા આવે છે માલીકે લગભગ બે ગુંઠા જમીનમા રજકાનુ વાવેતર કર્યુ છે તે રજકો બે માસે વાઢવા લાયક થાય છે ત્યાર પછી દરરોજ જેટલા જોઇએ તેટલા ક્યારી વાઢે છે, ને બળદને ખવરાવવામા આવે છે આ તુખ્મ આખુ વર્ષ ચાલતુ હોવાથી બળદને રોજ લીલુ ઘાસ ખાવાનુ મળે છે ને તે તાકત થાય છે તેમજ મુલાયમપણુ એ છા જોઇએ છીએ આ બાબત લોકોને પ્રત્યક્ષ સમજાવવામા આવી હતી જેથી તેનો લાભ લોકોએ લેવા માંડ્યો છે તેનુ વાવેતર ગામમા વધવા માંડયુ છે જેથી લોકો કેટલેક અંશે મોંઘવારીમાથી બચશે એવી આશા છે બીમા ડુંગળી તથા મુળાનુ બી કેવી રીતે તઇયાર કરવુ તથા કયુ ખાતર નાખવુ તે પ્રત્યક્ષ બતાવવામા આવે છે

સદરહુ ફારમમા જરાયત તથા બાગાયત તુખ્મ કરવામા આવ્યાં છે વળી સાદો પાક, મિશ્રપાક, પાકની ફેર બદલી વગેરે કરવામા આવે છે વળી કેટ

લાક કારણોથી તુવ આછુ થયું હોય તો તે જમીન બરબાદ ન જવા દેતા શુ ચવવુ તે સમજાવવામા આવે છે ને તે પ્રમાણે મરચીના મેથીનુ વાવેતર કરવામા આવ્યુ છે આ જોને ગામમા મુરખાઈથી ઓછા થયેલા કપાસમા લોકોએ મેથીનુ વાવેતર કર્યું છે

ઉપર પ્રમાણે સ્કુલનુ તથા ફારમનુ કામ ચાલે છે ને પરગામથી જતા આવતા લોકો જુવે છે ને છોકરાઓ ની રમત જોઇ ખુશ થાય છે જો પરગામના માણુસો તેની મુલાકાત લેશે તો ફારમ તે ફશો તેનો બંદોબસ્ત કરવામા આવશે  તા૦ ૧-૨-૨૫

ભલાભાઈ ગનાભાઈ પટેલ
ખેતી શિક્ષક-ફાગુ ગ્રા

# ખેતીવાડી શીક્ષણ અને તેની જરૂરીયાત.

—********* ****—

લેખક—ગી૦ એન૦ એલ૦ દેસાઇ, બી એજી
હેડ માસ્તર, વી એ સ્કુલ—સુરત

ખેતી એ આપણા ગુજરાત પ્રાતનો તેમજ મુબઇ ઇલાકાનોજ નહી પણ અખિલ ભારતવર્ષનો મુખ્ય વ્યવસાય છે, એ ધધા પર આપણા દેશની લગભગ ૮૦ ટકા જેટલી વસ્તી પોતાનો નિર્વાહ ચલાવી રહી છે, જેમ જેમ દેશની વસ્તીમા વૃધ્ધિ થતી જાય છે, તેમ તેમ જમીનના કસ અને કિમત વધતા જાય છે, તેથી ખેતીકારને જોઇતા પ્રમાણમા જમીન મળી શકતી નથી ઉદાહરણ તરીકે ખેડ છુટવાની વસ્તીનુ પ્રમાણ બીજા જીલ્લાઓને મુકાબલે વિશેષ છે, તેથી દરેક ખેડુતને ભાગે જોઇતા પ્રમાણમા જમીન ન આવતા, સરેરાશ ૪-૫ એકરજ આવે છે, અને તેમાથી ખેડુતોને આખા કુટુબનો નિર્વાહ કરવો પડે છે. આવા સજોગમા ખેડુને પોતાનું લક્ષ ઓછી જમીનમાથી વધારે પેદાશ કેમ કરવી, ને પરજ દોરવુ જોઇએ પોતાની સ્થિતિ સુધારવા, અને ખેતીની પેદાશ વધારવા ખેડુત ખેતીવાડીની કળાથી સપુર્ણ માહિતગાર હોવો જોઇએ

અર્વાચીન કાળમા અમેરીકાના લોકોને ખેતી અને એનો ખરો પ્રેમ ઉભવ્યો છે કે જે પ્રેમને લીધે ત્યાની સરકારે દરેક ઠેકાણે ખેતીવાડી નિશાળો સ્થાપી, લોકોને એવુ સપુર્ણ શિક્ષણ આપવા માડ્યુ કે એ શિક્ષણ

લેવામા ત્યા ની પ્રજા એટલી બધી ખત, ઉત્સાહ અને ધગશ રાખે છે, કે કોઈ પણ દેશ એની હરિફાઈમા ઉતરી શકે તેમ નથી આજે આખી પ્રથ્વીપર એ શિક્ષણના પ્રભાવે આગળ પડતો ભાગ લઈ મુગટરૂપ થઈ બેસી રહ્યુ છે એ પેલા નવા નવા સશોધનો થાય છે અને તેમ આગળ ધપવાને તનતોડ મહેનત કરી રહ્યા છે ત્યાના શાસ્ત્રીઓ કૃષિ સશોધનમા પોતાના અમુલ્ય વખતનો અને લાખો રૂપીઆનો ભોગ આપી રહ્યા છે

એક તાજોજ દાખલો એની સાબીતિમા લઈશુ. થોડા વખતપર વર્તમાન પત્રદ્વારા એવી હકીકત જાણવામા આવી છે, કે અમેરીકાના ડો૦ પોલ નામના એક વિજ્ઞાનશાસ્ત્રીએ ( સાયટીસ્ટે ) ચોમાસામા ઉગતી કુતરાની ટોપીઓ લાવી રસી બનાવી, ને માછલીના ઇંડામા મુકતા, તેમાથી તરતજ બચ્ચુ જન્મ્યુ તેજ રસી જમીન પર ચોપડી આજે બી વાવ્યા, તેમાથી બીજે દિવસે કુણગા ફુટ્યા, અને ત્રીજે દિવસે પાક ઉતર્યો ભવિષ્યમા આ રસી જોઈતા પ્રમાણમા મળે, તો ખેતીવાડી, પ્રજોત્પતિ વગેરે તાત્કાળિક નીપજાવવામાં કેટલી ઉપયોગી થઈ પડે, તેનો સુજ્ઞ વાચકોએ વિચાર કરી લેવો

આપણા દેશની ખેતી બીજા દેશોની પેઠે પાકમા ચઢીયાતી કરવા સારૂ ખેતીવાડીના પુરતા જ્ઞાન અને તાલિમની જરૂર છે જેમ જેમ જમાનો બદલાતો જાય, મોંઘવારી વધતી જાય અને હાડમારીની તંગી પડતી જાય, તેમ તેમ ખેડુતે જુની પધ્ધતિ ત્યજી, ખેતીવાડીની ચાલુ જમાનાની નવી પધ્ધતિ હાથ કરી હાલમા ઉતરવુ જોઈએ, વળી ખેડુતોએ ઉપજ ખર્ચનો હીસાબ રાખતા શીખવુ જોઈએ એ શીખવાથી તે પોતાના પઈસાનો દુર્વ્યય કયા થાય છે, તે ઉત્તમ રીતે જાણી શકે અને આવક કરતા જાવક વધી ન જાય, તેની સાવચેતી રાખે, તે ઉપરાંત પોતાની ખેતીમા તોટો આવવાના શા કારણો છે, ને અને પેદાશ વધારવાને કયા કયા ઉપાયો યોજવા જોઈએ, તે સહેલાઈથી સમજી શકે આપણામા કહેવત છે, કે,—

" ખેડ ખાતર ને પાણી, કરમને લાવે તાણી;
પણ યુક્તિ જો ના જાણી, તો થાય બધુ ધુળધાણી "

આ કહેવત પ્રમાણે ખેડુત " ખેડ, ખાતરને પાણી " ઉપરજ આધાર રાખી બેસી રહે છે, એમ ન કરતા એ ત્રણે સાધનોનો યોગ્ય સંજોગોમા યોગ્ય પ્રકારે ઉપયોગ કરવો, કે જેથી એ ત્રણેનુ કર્તવ્ય નિષ્ફળ ન થાય ઘણા ખેડુતોની માન્યતા એવી છે, કે " ખેડ ખાતર ને પાણી, કરમને લાવે તાણી, " પણ બીજી પંક્તિમાં જણાવ્યા પ્રમાણે જો યુક્તિ ન વાપરવામા

આવે, તો ખેતીમા કાંઇ પણ ફાયદો થતો નથી, માટે એ યુક્તિ જાણવાની ખાસ જરૂર છે, આવા ઉંચા પ્રકારની યુક્તિઓ જાણવી, એ એક મોટી કળા છે, જેમ બીજી કળાઓ જાણવા માટે શાસ્ત્રીય જ્ઞાન લેવાની જરૂર પડે છે, તેમ ખેતીની કળા શીખવા માટે પણ શાસ્ત્રીય જ્ઞાન લેવાની જરૂર છે

આવુ શાસ્ત્રીય જ્ઞાન આપવા માટે નામ૦ સરકારે આપણા ઇલાકામા પુનામા ખેતીવાડી કોલેજ કાઢેલી છે, એ મહા વિદ્યાલયનો લાભ ફક્ત અંગ્રેજી ભણેલા તથા સાધન સંપન્ન માણસોજ લઇ, સાધારણ ખેડુતોને એ વિદ્યાલયનો લાભ મળી શકતો ન હોવાથી નામદાર સરકારે આપણા ગુજરાત પ્રાંતમા ગુજરાતી ભાષાદ્વારા કેળવણી આપવા સારૂ પંચમહાલ જીલ્લામા પાંચેક વર્ષ ઉપર ગોધરામા એક શાળા સ્થાપેલી છે આ શાળાનુ પરીણામ સંતોષકારક નીવડ્યુ છે, અને તેવી શાળાની દરેક જીલ્લામા જરૂર જણાવાથી ખાસ સુરત અને ભરૂચ જીલ્લા માટે સને ૧૯૨૩ થી સુરત અઠવા ફાર્મપર ખેતીવાડીનુ સંપુર્ણ અને પ્રેકટીકલ જ્ઞાન આપનારી ખેતીવાડીની એક શાળા સ્થાપેલી છે આ શાળામા ખેડુતોના જેની ૧૫ થી ૨૦ વર્ષની ઉમ્મર હોય, ઓછામા ઓછો ગુજરાતી ચોથા ધોરણનો અભ્યાસ પુરો કરેલો હોય, નોકરી મેળવવાની ઇચ્છા ન હોય, અને સ્વતંત્રપણે જીંદગી ગુજારવા માગતા હોય, એવા છોકરાઓને દાખલ કરી તેમને સરકારી ખરચે બે વરસ સુધી કેળવણી આપવામાં આવે છે

નીશાળને અંગે ખેડુતોપયોગી સુથારી અને લુહારી કામ શીખવવાને એક વર્કશોપ પણ કાઢેલી છે વણાટ કામ શીખવવા માટે સવડ મુજબ બનતી ત્વરાએ શાળ દાખલ કરવા વીચાર ચાલે છે

નીશાળનુ નવુ વર્ષ આવતા જુન માસની પહેલી તારીખથી શરૂ થાય છે; અને આ વરસે ફક્ત વીશ છોકરાઓનેજ દાખલ કરવાની સગવડ છે જે ખેડુતની ઇચ્છા પોતાના બાળકને સંસ્કારી અને ઉત્તમ ખેતીકાર બનાવવાની હોય, તેમણે આવા શીક્ષણનો અવશ્ય લાભ આપવા તરતજ સુરત ખેતીવાડી નીશાળના હેડ માસ્તરને નીચેના સીરનામે તરતજ ટપાલ મારફત અરજી કરવી, અગર જાતે આવી મળી જવી

ખેતીવાડી ખાતાએ પ્રયોગ કરીને ફાયદાકારક ઠરાવેલા સુધારા વીધાઓને બરાબર રીતે સમજાવવાથી તેમને પ્રત્યક્ષ વ્યવહારીક માહીતી મળે છે, અને તેમનો ઉપયોગ પ્રત્યક્ષ ખેતીના કામે તેમને કરતા આવડે છે, જેથી તેઓ પોતાની ખેતીમાં ફાયદો કરી શકે

૨ ખેતીના ધંધાના મુખ્યત્વે શાસ્ત્રીય તત્વો જાણીને વિદ્યાર્થીએ પોતાના ખેતીના ધંધામાં ઉપયોગ કરવાથી તેનો ફાયદો થાય છે, અને તેમાં અડચણ આવે એટલે તે સંબંધી નીવારણ કેમ કરવું તેનું જ્ઞાન મળે છે

૩ ખેતીને લગતા નાના મોટા ઓજારો તથા સાધનો વગેરે જાતે તઈયાર કરવાની તેમજ દુરસ્ત કરવાની લાયકી મળે છે

૪ પાણી કાઢવા માટે એનજીન, પમ્પ તેમજ એનજીનથી ચાલનારા ખેતી ઉપયોગી બીજા યંત્રો જાતે ચલાવવાની તથા તેની રચના સંબંધી માહીતી મળે છે

૫ નવા નવા ફાયદાકારક બગાયત પાકો કરવાની તથા ફૂળ ઝાડના વાવેતરની માહીતિ મળે છે

૬ કલમો કરવી, આંખો ચઢાવવી વગેરેની માહીતિ મળી એ કામો જાતે કરી શકે એવી લાયકી આવે છે

૭ ખેતીનું કામ જાતે કરવાથી શું ફાયદો છે, તેનો પ્રત્યક્ષ અનુભવ જાતે કામ કરવા બાબત રહેલો અણગમો દુર થઈ, કામો માટે હોશ પેદા થાય છે

૮ જુદે જુદે ઠેકાણે ખેતીની પદ્ધતિઓ તથા સારામાં સારા ખેડુતોના કામો અને જોવાની તક મળે, એવી ખેતીના મુસાફરી વ્યવસ્થા કરવામાં આવી છે

૯ સારી રીતે ખેતીનો ધંધો ચલાવવા જોઈતા હીસાબ, જમીનની આપણી, લેખન, વાચન અને સારા ખેડુત થવા માટે જરૂર જેવા ગામ કામો વગેરેની માહીતી મળે છે

૧૦ ખેતીનો ધંધો વ્યવસ્થિત રીતે તથા સહકારથી કરવાની ટેવ પડે છે.

૧૧ ઉપરના બધા ફાયદાઓ હાલ વગર ખર્ચે મળે છે, વિદ્યાર્થીઓને રહેવાની તેમજ ખાવા પીવાનો અને હવા પાણીની સગવડ ખરના કરતા પણ સરકાર તરફથી સારી રીતે રખાય છે ઘણા છોકરા એકઠા થવાથી તેમનો વખત આનંદમાં જઈ હીંમત અને સામાજીકપણું પ્રાપ્ત થાય છે

હાલમાં મોટા મોટા જમીનદાર તથા બગીચાવાળા ખેતીમાં વધુ ધ્યાન આપવા લાગ્યા છે, એટલે આવી રીતે શિક્ષણ પામેલા માણસોની ઘણી આગણી આવવા લાગી છે, જેથી જેમને નોકરી કરવાની વધારે જરૂર જણાતી હોય તેમને આવા લોકો ખુશીથી નોકરીમાં રાખે

સરકારી ખેતીવાડી નિશાળ
સુરત, અઠવા ફાર્મ

# અરજીનો નમુનો.

મહેરબાન હેડ માસ્તર સાહેબ, સુરત ખેતીવાડી નિશાળ,
મુ૦ અઠવા ફાર્મ સુરત

અરજદાર , મુકામ
પોસ્ટ , તાલુકા , જી-લા
ની અરજ એવી છે જે —

નીચે લખેલા છોકરાને આવતા જુનની પહેલી તારીખથી આપની સ્કુલમા મુકવાનો મારો ઇરાદો છે, તો તેને દાખલ કરી લેવા મારી વીનતી છે

છોકરા સબધી માહીતી નીચે પ્રમાણે છે —

૧ નીશાળમા દાખલ થનાર છોકરાનુ નામ
૨ સદર છોકરાનુ તથા નીચે સહી કરનાર વાલીનુ સગપણ
૩ જાત
૪ રહેવાનુ ઠેકાણુ ગામ તાલુકો જી-લો
૫ કયુ ધોરણ પાસ છે નીશાળનો દાખલો આ
ઉમર વર્ષ સાથે શામેલ છે
૬ માલીકીની અગર બીજી કોઇ રીતે ખેડાતી જમીન એકર
ગુઠા (તલાટીનો દાખલો સામેલ છે)
૭ ખાતાદારનુ નામ
૮ નીશાળમા દાખલ થનાર છોકરાની સહી

આ સાથે સામેલ રાખેલા નીશાળના તમામ નીયમો મે વાચેલા છે અને તે મને કબુલ મજુર છે

તા૦ માહે સને ૧૯૨

વાલીની સહી

---

આ ત્રીમાસીકના પાના ૭ ઉપર "ગુજરાતી ખેતીવાડી સ્કુલ" એ મથાળા નીચે છાપેલા ગોખરૈની ગુજરાતી ખેતીવાડી નીશાળના નીયમો પૈકી કલમ ૭ ના છેલ્લા ભાગ ઉપર બતાવેલા "વગાર કામ" અને કલમ ૧૦–૧૧ શીવાયના તમામ નીયમો સુરત ગુજરાની ખેતીવાડી સ્કુલને લાગુ પડે છે માટે સુરત અરજી કરનારે ઉપર પ્રમાણેના નમુના મુજબ અરજી કરવી.

# નવરાસનો વખત શી રીતે ગાળશો

—**************—

દુનીઆમા લોકો હજારો ધધા ચલાવી પોતાનો ઉદર નિર્વાહ ચલાવે છે આ ધધામા ઉતમ ધધો ખેતી છે તેને અગે કેટલાક માણસો જોડાયેલા હોય છે, તે પેટા ધધા ચલાવી પોતાનુ ગુજરાન ચલાવે છે, તથા ખેતીના કામમા મદદગાર બને છે સુથાર, લુહાર, કુભાર, મોચી, ઢેડ, વાળી, મજુર વગેરે લોકો ખેતીના કામમા મદદ કરી ગુજરાન ચલાવે છે જેથી કહેવત છે કે " ખેડુત જગતનો તાત છે " તેમજ " જગતનો પાલનહાર છે "

આ ધધો એવો છે કે તેમાં જેમ વધુ માણસો જોડાય તેમ તે સારો દીપી નીકળે છે એકલ દોકલથી ખેતીનો ધધો થઈ શકતો નથી આ ધધામા બાળક, વૃધ્ધ, સ્ત્રી ને પુરૂષ સર્વે જોડાઇ પોત પોતાની શકતી પ્રમાણે કામ કરે છે

આ સર્વ ઉપરથી સમજાશે કે ખેતીના ધધામા વધુ માણસો જોડાય તેથી કામ જલદી પતે એટલે નવરાશ પણ મળી શકે વળી માણસોની જરૂર ઘણુ ખરૂ મોસમ તકે-વાવણી, કાપણી, વીણતા લેતાં, નીંદનાર જોઇએ છીએ એટલે બાકીના વખતમા નવરાશ મળી શકે તે સ્વભાવીક છે આ નવરાશનો વખત એશ આરામ ને આળસુપણામા ન ગાળતા કોઇ પણ ધધામા ગાળવો તે આર્થીક દૃષ્ટીએ તેમ શારીરિક દૃષ્ટીએ ઉતમ છે

સુથાર, લુહાર, મોચી વગેરે લોકો નવરાશનો વખત ગાડા ઘડવામા, મકાન બાંધવામા, ઓજારો ઘડવામા ને જોડા વીગેરે શીવવામા ગાળે છે પરતુ મજુર તથા ખેડુ લોકોને બીજો ધધો મળતો ન હોવાથી આળસુપણામા ગાળે છે આથી ડાહયા ને સુલક્ષણા લોકોએ પોતાનો વખત સ્થળને કાળ જોઈ યોગ્ય ધધામા ગાળવો સારો છે. તેનાથી પોતાને લાભ થશે ને દેશમા હુન્નર વધશે

આજ કાલ લોકો-નવરાશનો વખત ગજીફો, બીઝીક, શેતરંજ તથા બાજી રમવામાં અગર ચોરે ચકટે ભેગા થઈ અફીણ, ચા પીવામા ને ગામ ગપાટા મારવામા ગાળે છે જયારે સ્ત્રીઓ એક બીજા ફળીઆમા આવી વાતો ને નીંદા કરવામાં ગાળે છે આવી સ્થીતી હોવાથી દેશમા ગરીબાઈ ને ઝેર-વેર વધ્યા છે ને સપનુ ફકત નામ રહેયુ છે આવી સ્થીતીમાથી દેશને ઉગારી યોગ્ય ધધા તરફ વાળવાને તેને અગે કોઈ પણ ઉદ્યોગ ખોળી કાઢવા તે શીક્ષીત જનોની ફરજ છે.

જયારે જયારે ખેનીનુ કામ ધમધોકાર ચાલતુ હોય તે વખતે સાજરે નવરાશ મળે ત્યારે પુરૂષોએ એક જગ્યાએ એકઠા થઇ જે ઋતુ ગોસમ ચાલતી હોય તે સબંધી વાતો કરવી ને તર્ક વિતર્ક કરી યોગ્ય નિયમો શોધી તેનો અમલ કરવો તેમા પડતી મુશીબતોનો બીજે વખતે ભેગા થઇ વિચાર કરવો એટલે થોડા વખતમા વધુ કામ કરી શકાશે ને સારો લાભ મેલવી શકશે

સ્ત્રીઓએ ચોમાસાના દિવસમા સાજરે બી, બીઆરુ સાફ કરવુ ને મંદિર મહાદેવ વગેરે દેવાલયમા ભેગા થઇ કથા વાર્તા સાંભળવી ને ગરબા ગાવા કોઠીઆ ઘર સાફ કરવા ને છાણુ માટી ભેગા કરી ઉકરડામાં નાંખવા તેમજ નવી માટી તથા લીલુ ઘાસ અગર સુકુ ઘાસ પાથરી ઢોરને માટે પથારી તઇયાર કરવી ઘરમા મચ્છર ભરાઇ રહે નહી ને ગોદડામા માકડ પડે નહી માટે ગંધકની ધુણી કરવી ને ગોદડા વગેરે તડકે સુકવવા ફળીઆમા બધા ભેગા થઇ નકામુ ઘાસ કચરુ બારણામાં તથા વાડામા ઉગ્યુ હોય તે કાઢી નાખવુ કે જેથી ઝેરી જનાવર ભરાઇ રહે નહિ

ભાદરવામા પુરૂષોએ વાડો દુરસ્ત કરવી ખેતરના છોડ ઉપરથી ઘાસ કાપી ઢોરને ખવરાવવુ સ્ત્રીઓએ ગયા વરસનો ભરી રાખેલો દાણો તડકે સુકવી ચોખ્ખો કરી ભરવો

આસોમા પાક તઇયાર થયેલો હોય છે તે લઇને બાકીના વખતમા શિયાળુ પાક માટે ખાતર ભરવુ પાક લીધેલી જમીન તપે માટે હળ કે સંપડીથી ખેડવી જે જગ્યાએ ફકત શિયાળુ પાક જરાયત થાય છે ત્યાના ખેડુતોએ જમીન ખેડીને વાવવું પરંતુ જે જગ્યાએ કુવાનુ સાધન નથી ત્યાના ખેડુતોને હવે નવરાશનો વખત મળે છે તેમણે દિવાળી ઉત્સવ ઉજવી ધંધા માટે મોટા શહેરોમા જવુ અગર પોતાના ગામમા રહી વાસ, નેતર, વીરણ વગેરે મંગાવી તેની બુંસીઓ ભરવી તથા ટોપલી, તોરણ, કંડીઆ પંખા વગેરે જાત જાતની વસ્તુઓ બનાવવી વીરણના મુળીઆ લાવી તેનાથી ભોટવા, ટટ્ટીઓ, પાથરણા વગેરે ગુંથવા, સ્ત્રીઓએ ઉપલા ઉદ્યોગ સાથે ઘર લીપવા ને ધોલવાં

કાર્તિક માસમા તમામ વનસ્પતિમા રસ ભરપુર હોય છે તેથી તેના મુળ, થડ, છાલ, પાદડા, ફુલ, ફળ વગેરે ભેગા કરી શહેરમા વેચવા મોકલવા હાલના વખતમા પરદેશ સાથે વેપાર વધવાથી આવી ચીજોના સારા પઇસા મેલવી શકીએ છીએ જો આવડે તો તેના અર્ક કરી વેચીએ તો ઘણુ

સારૂ આવે માટે જંગલમાથી કડીયા, એખરો, ગળો, બાવચી, ગોખરૂ, ચણોઠી, વગેરે વસ્તુઓ ભેગી કરી શહેરોમા ગળીને ત્યા મોકલવા,

પોષ માસમા કપાસ ફાટે છે તો તે થોડા થોડા લઈ હાથે ચરખાથી પીલવો તેને પીછી નળીઆ ઉપર પુણીઓ બનાવવી ને રેટીઆથી સુતર કાતવુ બકરા ઘેટા ઉપરથી ઉન આ વખતે ઉતારેલુ હોય છે તેમજ ભીંડા શણ વગેરે પાકેલા હોય પી તે કહોવડાવીને રેશા કાઢવા આ રેશા તથા ઉનની દાંડા ભાગના અગર પાતળી પાતળી દોરીઓ કરી ચટાઈ બનાવવી તેમજ રગીને ગાલીચાના છાબળા બનાવવા જે જે ખેડુતોની પાસે સાધન હોય તેમણે હુન્નેરો શરૂ કરવાના વીચાર રાખવો

મહા માસમા સુતર કાતવું, ને ખાદી વણાટ સ્ત્રીઓએ કઠોળ ભરડી તેની દાલ બનાવવી, ને ડાંગર ખાંડવી, કઠોલ તથા ચોખાની પાપડ, સેવો, તથા જાત જાતની ચાનીઓ બનાવી બજારમા વેચવા મોકલવા હાથ વીણાની ગોપી, બસલા, સાકલા વગેરે ભરવા તથા ઉન સુતરથી મોજા, ગંજીફાગ, ટેબલ ઢલોય વગેરે ભરવા

ફાગણ માસમા તાપ પડવો શરૂ થાય છે ને ઝાડના પાંદડા પાકીને ખરી પડે છે તેમજ વનસ્પતિને સુંદર રૂપે છે માટે પાંદડા પડીકા વગેરે ભેગા કરવા ને વનસ્પતિનો સુંદર વીણવો સુતર કાતી ખાદી, પાગી, દોરડા, શેતરંજી વણવી હોશીયાર ખેડુતોએ લાકડાના કડકા લાવી, તેના ઘર ઉપયોગી રમકડા બનાવવા તથા ઓજારોના ઉપયોગી ભાગો બનાવવા ખેરના લાકડા લાવી તેને ઉકાળી તેનો કાથો બનાવવો

ચઈત્ર માસમા લોકો નવરા થાય છે ને પોતાનો વખત મેમાનગીરી કરવામા ને લગ્ન સબંધમા ગાળે છે તેમણે ઝાડોને ફુલ આવે છે ને માખો મધ બનાવે છે ચઈત્ર માસનુ મધ સારૂ ગણાય છે માટે મધપુડામા મધ કાઢી લઈ મધપુડા ફરીથી ચોટાડવા એટલે માખો ફરીથી મધ બનાવશે કૃત્રિમ મધપુડા બનાવી મધ વેચવાનો ધધો કરવો રેશમ લાવી કાતવુ ને જંગલમાથી લાખ ભેગી કરી વેચવી. અહીયા ઘણા વીણવા ઈંટ ચુનો પકાવી કુવા, મકાન વગેરે દુરસ્ત કરાવવા

વઈશાખ જેઠમા ખેડુતેને ભાવીષ્યની તઈયારી કરવાનો વખત છે, માટે ખેતરની વાડો દુરસ્ત કરવી તલાવ, ખાડા વગેરેમાથી માટી લાવી ખેતરમાં નાખવી ખાતર પુરવુ, જુના ખોતર દુરસ્ત કરવા વાડામાથી ઘાસ પાંદડાં વગેરે ઉજ ડી ખેતરમા નાખવુ ચોમાસામા આવતા વાવવા માટે ખાડા કરવા

ને કલમો તૈયાર કરવી બળદને સારા ખોરાક ખવરાવી ચોમાસા માટે તા જા કરવા, બી બીઆરૂ મંગાવી તૈયાર કરવુ ઘાસ ચારો ઘરમા ભરવો, કાસ કાઢવા વગેરે કામ કરવા

ઉપર પ્રમાણે ખેડુતોએ કાતવુ, વણવુ, ભ વુ ને કેટલાક ગૃહ ઉદ્યો ગી ધધા કરવા ને શીવાય ઢોર ઉછેરવા ને તેનું ઘી દુધ, મલાઇ વગેરે પરદેશ વેચવા મોકલવુ વધારાના ઝાડ પાડી તેના લાકડા ને કોલસા વેચ વા નવા ઝાડ ઉછેરવા ફુલ ઝાડ ઉછેરી તેના ફુલ બજારમા વેચવા મોકલ વાં, કલમો કરવી ખેતરનાં વાડીમા સરગવો, મેદી, વગેરે વાવી તેના પાન્દડા ફળ વગેરે વેચવા નદીઓમાથી રેસ ઉઝ ડી લાવી તેના સણુ બનાવવા પીતલ તથા તાંબાના વાસણપર કલઇ કરવી જ્યારે જ્યારે નવરાશ મળે ત્યારે ખેતરમા ખેડ કરવી તા૦ ૩૦-૩-૨૫

બલાભાઇ રતનાભાઇ પટેલ
ખેતી શિક્ષક-કણભા
( અમદાવાદ )

---

## દુધ.

( ૧૯૨૫ ની ફેબ્રુઆરીના પુના ખેતીવાડી કોલેજ મેગેઝીન માંના ત્વા મે૦ મીન્ચીપાલ ડો૦ બર્ન્સના લેખ ઉપરથી )

અનુવાદક—રણછોડજી જીવણજી નાયક, બી એજી.
ખાસ જન્તુ શાસ્ત્રી—સુરત

"કાલ કાલ ભાખતાં દિન એકપર એક જાય છે,
અંતે નિધન સમય તણી છેલ્લી ઘડી નમનાય છે
પાછલા દિનો બધા પ્રકાશ એવા દાતનાં
મૂર્ખોંના મૃત્યુ જે સ્મશાન માર્ગ દીસાવતા"

( શેક્સ્પીયર )

હાલતા અને ચાલતા દરેકને કાલનો વીચાર એકદમ આવે છે માણુસ જેમ જેમ મોટુ થાય છે અને સમયની ઝીન્દગીમા તણીયુ દેખાવાના બાળુકા

ર પડે છે, તેમ તેમ કદાચ વખત વિષે ને વારવાર ચિંતન કરે છે, ને ચીંતન ખાલી નહી પણ ખરેખર ચેતવનારી હોય છે, જે ઘણી વખત બને એમ જરૂરી ર હોય મદદગાર નિવડે

હુ જાણુ છુ કે જ્યારે કોઇ પણ વ્યક્તિ સમય પર ચર્ચા શરૂ કરે છે ત્યારે તે એક વિકટ અને વધુ પછી વિષયમાં પ્રવેશે છે, સમયની હમેશા આપણે વ્યાખ્યા આપી ન શકીએ અગર તો તેના ઘણા જુના અર્થ કરીએ છતા વ્યવહારૂ કામો માટે આપણને તેનુ સારૂ ચાલુ જ્ઞાન હોવુ જોઇએ એક સન્તોષયોગી વ્યાખ્યા એ હોઇ શકે કે " સમય એજ જીંદગીની ચીજ છે" આમ હોય, તેનો સઉથી વધુ સદુપયોગ કરવો એ આપણો ધધો હોવો જોઇએ પ્રજામાનના તાત્વીક અને કાવ્યમય લખાણોમા અને કહેવતોમા સમયના ઉપયોગ પર ઘણુ ડહાપણ ઠલવાયુ છે. છતા જ્યાસુધી આપણા પોતામા વખતનો સઉથી સારો ઉપયોગ કરવાની જરૂરીઆતની ખરી ખાત્રી પેદા ન થાય ત્યાસુધી એવી હજારો કહેવતો મ્હોએ તડતડાટ બોલતા છતા દુનીઆમા જ્યા જોઇએ ત્યા સઉથી વધુ મળી શકે એવી છતા આ અમુલ્ય અને દુર્લભ વસ્તુનો સદુપયોગ કદી કરીશુ નહી

મજાકી નવલકાર આરનોલ્ડ બેનેટે એકવાર દિવસના ચોવીસે ચોવીસ કલાકનુ જીવન ' એ નામનુ ગભીર પુસ્તક લખ્યુ 'મને વખત નથી' એમ હમેશ કહેનાર જાતમાના માણસને ખરેખર એ એક જવાબ હતો. એરાને માટે પણ બધો વખત ત્યાજ હોય છે અલબત વધુ ની તેની આશા ફોગટ છે બેનેટ બતાવે છે તેમ અને દરેકની સાધારણ બુધ્ધિ બતાવે તેમ પોતાના કાર્યોની ગોઠવણીમાજ ખુબી રહી છે.

જ્યારે આપણે અમુક બાબત પસદ તો કરી હોય છે ત્યારે તે વિષય યા કયી ચીજ ક્યારે કરવી છે એ નક્કી કરવાની અને તે મુજબના કાર્યક્રમને વળગી રહેવાની ખાસ જરૂર છે

દરેક જાગીર અને પેઢીની વ્યવસ્થા કરતી વખતે, કોઇ પણ ખર્ચ કરવામા આવે તે પહેલા અદાજ પત્ર બનાવવામાં આવે છે અને જુદી જુદી બાબતો માટે યોગ્ય ફાળો નિર્ધારવામા આવે છે આપણા વખત જેવી અમુલ્ય વ્જણસનો એવો નિર્ધાર કા ન કરીએ ? આનો ટુંકીની રીતે અર્થ એછે કે જે જે બાબતોમા તેનો ઉપયોગ કરવો હોય તે તે બાબતનો બારીક અભ્યાસ આ ઘણી બાબતોની કીમત આકવાનો પ્રયત્ન હુ કરતો નથી ભિન્ન ભિન્ન લોકોના ભિન્ન ભિન્ન આદર્શો હોય છે પણ જે આદર્શ હોય તેની રૂપરેખા બાધી તે પર આપણે મડવુ જોઇએ

નજર સામે કાર્યની રૂપરેખા ન હોવાથી વખત એળે જાય છે, રૂપરેખા હરઘડીએ બદલ્યા કરવાથી પણ વખત એળે જાય છે કારણ કે તેથી કાર્ય હતુ ન હતુ થઇ જાય છે અને તેથી તેટલો સમય તે કાર્ય પાછળ વાપર્યો એ ન વાપર્યા બરાબરજ થાય છે, જાત અનુભવ પર પાછલ નજર ફેંકતા આપણામાના ઘણાએ તે નીચે ગભરાવનારી વાત કબુલ કરવી જોઇએ કે કોઇપણ ચીજ કરવા ધારી કે એક ભાષા શીખવા, એક વિજ્ઞાન શાખામા પ્રવીણ થવા, એક પુસ્તક લખવા, અરે! કદાચ ફકત એક રોજ નિશીજ રાખવા આપણે તૈયાર થઇએ અને પરિણામે આપણે તેમ ન કરી શક્યા હોઇએ, એટલુજ નહિ પણ એવીજ રીતે પડતા મુકેલા આપણે તે તરફના પ્રયાણ અર્થે કેટલાએ પ્રયત્નો પણ કર્યા હોય છે આ તે કેવી વાત? આપણે ત્યારે એકપણ પ્રયત્ન ન શરૂ કર્યો હોય તે શુ ખોટુ?

પહેલી બાબત ત્યારે કાર્યની ગોઠવણી, બીજી તે ચાલુ રાખવી અને છેલ્લી સમયને બીજી કોઇ વધુ બાબત પર ન રોકતા જે થોડી ચીજો પસંદ કરી હોય તેને વળગી રહેવુ તે

વળી ખાસ કરીને માણસ જેમ વયમા વધતો જાય છે તેમ તેના સમય ને બીજા ઘણા વધારે ભીમનણુ મલે છે સામાજીક ફરજો વધે છે પણ ત્યારે શુ ટકે શેર ભાજી ટકે શેર ખાજા હોય? કયે વખતે કોને પ્રાધાન્ય આપવુ તે શુ ન કરી શકાય! શુ એક ચીજને પુરેપુરી પાર પાડયા સીવાય અગત્યાબધ ચીજો કરવા પાછલ પડવુ મહત્વ કે વિજ્ઞાન શાસ્ત્રીઓ તરફથી વારવાર ફરીયાદ સભળાય છે કે બીજી બાબતો પર તેઓનો વખત જતો હોવાથી તેઓ શોધખોળ કરી શકતા નથી બ્હાનાના એવા રૂપ માટે નીચેનો ફકરો પુરતો છે —

"અકુલ વિજ્ઞાન શાસ્ત્રીઓ એક સાધારણ બ્હાનુ આગળ ધરે છે કે તેઓને વખત મળતો નથી એ બ્હાનુ હવામા ઉડી જાય એવુ છે પોતાની શક્તિ પ્રમાણે પુરેપુરો ઉપયોગ કરવા માણસોને પુરતો વખત મળે છે એક માણસ કેટલુ કામ કરી શકે એનો આધાર તેના પોતાના નિશ્ચય સાથે એકે એક પલની ગોઠવણીના જ્ઞાન પર રહે છે મને ખાત્રી થઇ છે કે એક પણ કોલેજીયન યા પદવીધર પોતાના સમયનો ચોક્કસ ભાગ અમુક કામ માટે જુદો ન કાઢે ત્યાસુધી તે કામ અગેની શોધખોળમા તે ઉડો ઉતરી શકે એમ નથી એટલુજ નહિ પણ જ્યારે પોતે તેમા રોકાયો હોય ત્યારે તેટલા વખતમા બીજુ કશા પણ રોકાણ ન થાય એ અર્થે જરૂર જણાયે બારણે તાળુ લગાવવાની હદ સુધી પણ પહોચીને તેણે તેને ચોટી રહેવુ જોઇએ"

(પાનુ ૪૫, સાયન્સ, તા ૧૯-૭-૧૯૨૦)

ઉપરના મનનીય લેખ પર મનન કરનાર હરકોઈ વ્યક્તિ એવો ખ્યાલ ન બાંધે [illegible] કે અમુક ભાગનેજ લાગુ પડે હરકોઈ પડી શકે તે દુનીયા [illegible] ની ઉચમા ઉચ યા નીચમા નીચ પંકતી (અગર પાયરીએ) હોય છે. એના અમલ કરી શકે શોધ ખોળ કરતો હોય, રચનાત્મક કાર્ય કરતો હોય, ખતીલી દેખરેખ રાખતો હોય કે શ્રમજીવી હોય, દરેકને માટે સમયના દ્વાર ખુલ્લા છે

એટલે ખેડુત ભાઈઓ પણ એમાથી નવી સ્ફુરણા મેળવે એમ ઈચ્છું છું. સંજોગાનુસાર, કામચલાઉ પણ વખત પત્રક બનાવી વર્તનાર કોઈ એક પણ હીંદી કૃષીકાર હોય એમ મારી જાણમા નથી તેમ સાંભળવામાં પણ નથી. હાલ તુરત તો ખેડુત ભાઈઓ આખા વર્ષનો વીચાર કરી કયી કયી જગ્યાએ કયા કયા સમયે વખત એળે જાય છે તે ગંભીરતાથી વીચારી જે જે પ્રસંગોમા સમયનો દુરૂપયોગ થતો હોય તે તે પ્રસંગોજ ટાળી વખતના કામ અને ઋતુ પ્રમાણે મુખ્ય ભાગોમા વહેંચણી કરે તો એ સારૂં કર્યું કહેવાય એ અથે આકાદ બે સુચના અસ્થાને ન ગણાય

ખાસ કરીને ચોમાસામા ઓરવાનુ યા પેરવાનુ વીગેરે કામ આટોપ્યા બાદ સારો સમય મળે છે, જે ઘણખરૂ ધંધામાં (કયો ધંધો એમ પુછવાની હવે કોઈ હીંમત ન કરે) અને ધર્મ પુસ્તકો વાચવામા યા સાંભળવામા ગાળી શકાય

શીયાળામા તેમજ ઉન્હાળામા પણ વચ્ચે વચ્ચે લાંબો સમય મળે છે કે જે પોતના ઉત્તમ ધંધાની (ખેતીની) ખીલવણી અર્થે પર્યટન કરવામા તેમજ ઘરગથ્થુ ધંધા અને સામાજીક કાર્યો અર્થે ગાળી શકાય એમાના એકનેજ મ્હોટી ઉજવવામા પણ કાંઈ બુધ્ધીની ખીલવણી ન હોય એ સમયોમા સગે વહાલે મળવા જવાની પ્રથામા ખેતીની ખીલવણીનુજ રહસ્ય રહ્યુ છે, બલ્કે હતુ એ રહસ્ય તરફ ખેડુતો વીમુખ બનતા જાય છે એ દીલગીરીની વાત છે સગે વ્હાલે ગયા અને સવડ હોય તો દરેક ખેડુતની મ્હોટી ફરજ એ છે કે સવારના નીરાતના સમયમાં આજુબાજુની ખેતીવાડી જોવી કાંઈ નવીનતા લાગે તેની ચિકિત્સા કરવી અને નોંધવી કાંઈ યોગ્ય સુચના કરી શકાય એમ હોય તો કરવી દુખની વાત છે કે આપણો ભાઈઓ કેટલીક જગ્યાએ ઘરે ઘરની ચ્હા પીવામા એ અમુલ્ય સમય વેડફી નાખીએ છીએ, મહા દુખ તો એ હોઈ શકે કે એમાજ મોટાઈ આવી રહી

હોય એમ મનાય છે સૌથી વધુ દુઃખ કરતો એ છે કે અકકલ યા બુ'ધી ના ચાલુ પડકાર છતા તેમા વધુ અને વધુ રસ લઈ આપણી જાત તેમજ આત્માને દિન પરદિન હીણુ બનાવી રહ્યા છીએ આમ છતા પણ ભોળા વિવેકને લીધે તેમજ મનની ભોળાશને અભાવે એવા સાપ પાઠ્યના લીસોટા સુ'ધા ભુસાઈ જવા માંડયા છે

આ ઉપરાંત પણ ખેતી ની ખીલવણી સબ'ધી વધુ જાણવાનુ મળે એવા ઘણા સાધનો હોય તેનો પણ ઉપયોગ કરીએ, એ આપણામા રહેલ ધધા ખીલવણીની ધગશ ઉપર અવલ'બે છે કોઈ કોળીઓ મ્હોમા મુકી જાય એ આશા હમેશને માટે ફોગટ છે,

છેવટે દરરોજના સમયના સદુપયોગાર્થે નીચેના સવાલો દરેક ખેડુત ભાઈ પોતાની જાતને હીમ્મતે અને પુછે અને તેમાથી પ્રોત્સાહન મેળવી પ્રમાણે વર્તવા પ્રયત્ન કરે તો તેનુ દરરોજનુ વળતર પાક આપો આપજ બની રહે

(૧) ખેતીને લગતા તથા તેની ઉન્નતી અર્થે આજે કેટલો સમય ગાળ્યો ?

(૨) સરજનહારના સ્મરણમા કેટલો સમય ગાળ્યો ?

(૩) બાળકોને ગૃહ તેમજ શાળાની કેળવણી સારી મળે એ અર્થે કેટલો સમય ગાળ્યો ?

(૪) ઘરગથુ ધધા માટે કેટલો સમય ગાળ્યો ?

(૫) સામાજીક સડાઓ નાબુદ થાય એ અર્થે કેટલો સમય ગાળ્યો ?

(૬) પોતાની તેમજ કુટુબની શારીરિક ખીલવણી તથા તદુરસ્તી અર્થે કેટલો સમય ગાળ્યો ?

---

• અને ત્યારેજ 'હે ખેડુત ! તુ ખરે જગનો તાત ગણાશે'

૨૦ છ૦ નાયક,

# ૧૯૨૩–૨૪ સાલનો વારસીક રીપોર્ટ.

—**** *********—

મહેરબાન સુરત કોટન કમીટીના મેમ્બર સાહેબો —

૧૯૨૩–૨૪ ના વર્ષમા થયેલા કામકાજનો અહેવાલ આપની સમક્ષ રજુ કરવામા આવે છે તે ઉપરે વીચાર કરી યોગ્ય અભિપ્રાય દર્શાવવા વિનતી કરવાની રજા લઉ છુ

### કાર્ય કરતાઓ

ગયા વર્ષમા કોટન સુપ્રીન્ટેન્ડન્ટ અને તેના સહાયકોમા જાણવા યોગ્ય ફેરબદલીઓ થઇ છે રા. છોટાભાઇ આશાભાઇ પટેલ ખાનદેશ અને નાસીક જીલ્લાના ડેપ્યુટી ડાયરેકટરની ઉંચી જગ્યા મેળવવાને ભાગ્યશાળી થયા છે અને આ ખાલી પડતી જગ્યા ઉપર આપનો જુનો સેવક મી૦ કલ્યાણજી દેવાભાઇ નાયક હાલમા કામ કરે છે એ સીવાય કેટલાક નાના ફેરફારો સરળતાના હેતુથી કરવામા આવેલા છે તેની ફકત અહી નોંધજ લેવામા આવે છે.

### મોસમ.

સને ૧૯૨૩ નુ ચોમાસુ ઘણુ મોડુ શરૂ થયેલુ ગણાય કારણ કે જુલાઇની તા ૧૫ મી સુધી વરસાદ નહીંજ જેવો પડેલો પરતુ સુરત જીલ્લાના દક્ષીણ ભાગમા પાછળા ભાગે વરસાદ સારો પડયો હતો એકદર રીતે સુરત જીલ્લામા ચોમાસુ કપાસના તુલને માટે સારૂ નીવડેલુ કહેવાય કારણ કે પાક બહુ સારો ઉતર્યો હતો અંકલેશ્વર અને હાંસોટ ભાગમા વરસાદ કમી થયેલો અને નાદોદ રાજ્યમા પાણી માફકસર પડયુ હતુ પાછલો વરસાદ જે ખેતીના કામ માટે ઘણો ઉપયોગી ગણાય છે તેની ગેરહાજરી પડી હતી અને તેથી ઘણુ નુકશાન ખેડુત લોકોને થયેલુ પરતુ કપાસના સારા ભાવોને લીધે ખેડુત વર્ગ ઘણો સતોષી માલમ પડયો હતો કદાચ સરાસરી રૂ૦ ૩૦૦ નો ભાવ રેકર્ડ તરીકે લેખાશે ભવિષ્યમાં એટલુ ઉચુ બજાર રહેશે કે કેમ તેની શકા છે પાછલા કોઈ પણ વર્ષમા એટલા સરાસરી ઉચા ભાવ રહયા નથી ખેડુત વર્ગને પાકમા તથા ભાવમા ઘણી ફતેહ મળી હતી અને થી કપાસના વાવેતરમા પણ ઘણો મોટો વધારો થવાની વકી રખાય છે

સુધરેલુ બી ખેડુત વર્ગને દર વરસે તાજુ મળતુ રહે એ હેતુથી આશરે ૬૦૦૦, એકરનુ ઓરાણુ હમારી દેખરેખ હેઠળ કરવામા આવેલુ

આ જમીનમા દર વરસે સુરત સરકારી ફાર્મમા સશોધન થયેલા બીજ નોજ ઉપયોગ કરવામા આવે છે કારણ કે દર પેઢીએ તેના તાર અને ઉતારના સુધારાનુ તત્વ દાખલ કરવામા આવેછે અમેરીકામા આવી રીતે ઉત્પન્ન કરેલા બીજને પેઢીગ્રી શીડ કહે છે અને ખેડુત તરફથી તની માગણી બહુ મોટી રહે છે દલગીરીની વાત છે કે આપણા વેપારીઓ અને ખેડુતો આગ નુ મહત્વ હજી સમજ્યા નથી અમેરીકામા આવી રીતે બીજ ઉત્પન્ન કરનારી અસખ્ય પેઢીઓ હસ્તી ધરાવે છે અને ત્યાના ખેડુતો સામાન્ય જીનોમા વેચાતુ બી અહીની માફક બોરવામા વાપરતા નથી આવી સ્થીતી ઉત્પન્ન કરવી એ અહીના વેપારીઓ ઉપર મુખ્ય કરીને આધાર રાખે છે વેપારીઓ જો સારા માલની કદર કરેતો ખેડુતો આપો આપ સરકારી બી વાપરવાને લલચાશે, વેપારીઓ ગમે તેમ કરે પરતુ અમારી ફરજ અમો દર વર્ષે બજાવતા રહ્યા છીએ અને રીપોર્ટવાળા વર્ષમા ઉપર જણાવ્યા મુજબ આશરે ૯૦૦૦) એકર ઉપર પેઢીગ્રી શીડનો ઉપયોગ કરવામા આવ્યો હતો અને તેની વીગત નીચે મુજબ છે —

ક્ષેત્રફળ

| | | એ૦ | ગુ૦ |
|---|---|---|---|
| ૧ | બારડોલી ગૃપ | એ૦ | ગુ૦ |
| | (૧) નીઝર | ૭૯૬ | ૨૬ |
| | (૨) વાલોડ | ૧૫૦૮ | ૬ |
| | (૩) સીકેર | ૧૧૧૬ | ૦ |
| | (૪) કરાગવી | ૩૧૪ | ૦ |
| | (૫) આકુવા | ૫૧૩ | ૩ |
| | | ૪૩૭૩ | ૩૫ |
| ૨ | અડવા ગૃપ | એ૦ | ગુ૦ |
| | (૧) નવા ગામ ડીકાલી | ૧૦૪૯ | ૨૪ |
| | (૨) અનથાણ ઉમરા | ૧૨૪૮ | ૧ |
| | (૩) મોહાગી | ૬૫૭ | ૧૫ |
| | (૪) મણીઆ | ૨૯૮ | ૩૩ |
| | | ૩૨૫૯ | ૩ |
| ૩ | જલાલપુર ગૃપ | એ૦ | ગુ૦ |
| | (૧) રીમોલ | ૧૬૮૧ | ૪ |
| | (૨) અગેલી રીજતપોર | ૪૩૮ | ૨૨ |
| | | ૧૩૨૯ | ૨૬ |
| | કુલ્લે | ૯૧૬૧ | ૨૪ |

આ ત્રણે ગૃપમાના કપાસ ઉપર એક એક અનુભવી ગ્રેજ્યુએટની દેખરેખ રહે છે અને ખેડુતોના અન્ય અવશ્યકતા ઉપર યોગ્ય ધ્યાન તે આપે છે કપાશની વાવણીથી શરૂ કરી કપાસીયા અને રૂના વેચાણ સુધીના દરેક કૃષિ કાર્યમા આ અધીકારીઓને ધ્યાન આપવાનુ હોય છે એટલે મારી સમજ પ્રમાણે સરેરાસ ૩૦૦૦, એકરનુ કામ એક માણસ માટે જરા વધારે પડતુ કહેવાય પરતુ આટલી અગવડતા નાણાની સકોચને લીધે નિભાવી લેવી પડે છે. કોટન કમીટીના મેમ્બરોની કૃપા દ્દષ્ટિ રહેશે તો હમો કોઈ પણ કામ સહેલાઇથી પાર ઉતારી દેવા આશા રાખીએ છીએ

ઉપર જણાવેલા તમામ ખેતરોમા ૧૯૨૭ એન એલ એક્ નુ ઉતમ બીજ વાવવામા આવેલુ અને તેની સરાસરી ઉત્પન્ન દર એકરે નીચે પ્રમાણે આવી હતી —

| | | | |
|---|---|---|---|
| ૧ | બારડોલી ગૃપ દર એકરે | ૪૦૦ | રતલ |
| ૨ | અઠવા | ૩૭૧ | „ |
| ૩ | વીજલપુર „ „ | ૪૫૦ | „ |

આ વિભાગોની સરેરાસ કપાસની ઉત્પન્ન ૩૦૦, રતલની ગણાય છે અને તે જોતા પણ હમારૂ પેઢી થી સીડ ચઢતા પ્રકારનુ ગણાવુ જોઇએ

ખેડુતોનો કપાસ પીલવા બાબત વિચાર કરવાને ફકત એકજ વખત કમીટીની મીટીગ બોલાવવામા આવી હતી આ બેઠકમા નીચે જણાવ્યા મુજબ ઠરાવો થયા હતા,—

૧ પીલાણનો દર, ભારે રૂ૦ ૮ આઠનો નકકી રાખવો

૨. ખેડુતોને ધીરવાના નણા ઉપર વ્યાજનો દર સેકડે છ ટકાનો કાયમ રાખવો

૩ ખેતીવાડી ખાતાના વડા અધીકારી મે૦ ડાયરેકટર ઓફ એગ્રીકલચર, પુનાની મજુરી લઇ ખેડુતોએ પસદ કરેલાં જીનોની ખબર તેના માલીકોને એક અઠવાડીઆમા આપી દેવી અને સણીયા જીનમાથી ઠાચી રૂની ગાસડી સુરત લાવી આપવાનુ કામ તેના સચાલકોને શીર રાખવુ

૪ કોટન ટ્રન્સપોર્ટ એકટ સબધી થતી ગેર સમજુતી દુર કરવાના હેતુ સર, કારખાનાવાળાઓને જુદા પડેલા ભાગોમા આવેલા ગામોની યાદી તથા નકસા મેળવી આપવા ( અપુર્ણ )

શ્રી ગુજરાત

# ખેતીવાડી અને હુન્નર ઉદ્યોગ

 ત્રિમાસિક. 

વર્ષ ૧૨ મુ ] અકટોબર–૧૯૨૫ [ અંક ૩ જો

## સુરત જીલ્લામાં કપાસની જાતમાં સુધારો.

— ************* —

મનુષ્ય સ્વભાવ અને કોઈ પણ સુધારો કેવા સંજોગોમા સ્હેલાઈથી દાખલ થઈ શકે

કોઇ પણ વસ્તુ અગર રીવાજમા સુધારો કરવો અગર જુની પધ્ધતીને બદલે નવી દાખલ કરતા પહેલા તેમ કરવાની જરૂરીઆત છે કે નહી તે તપાસવુ જોઈએ તેમ કરતા પહેલા અસલ પધ્ધતી અગર વસ્તુના ગુણદોષનો બારીકાઈથી અભ્યાસ કરી તેની ખામીઓ બરાબર જાણી જે નવો સુધારો સુચવવામા આવે તે તે ખામીઓ દુર કરી કેટલે અંશે લાભકારક થશે અને લાભ સામે કાંઇ ગેરફાયદા હોય તો તે સઘળાનો વીચાર પુર્ણપણે કરવો ઘટે

વળી મનુષ્ય સ્વભાવ એવો છે કે અમુક વસ્તુથી ટેવાઈ ગયા બાદ કોઈ નવીન વાત એકદમ તેમના મનપર અસર કરી ન શકે કેટલેક કાળે તેઓ તેનો વીચાર કરતા થાય પછી તેના ગુણદોષની તુલના કરે અને સમજુ માણસો પણ ગુણદોષની ખાતરી થયા છતા નવીન વસ્તુ ગ્રહણ કરવા એકદમ તૈયાર થશે નહી વળી કેટલોક વખત વીત્યા પછી તેના તે વીચારો રજુ કરવામા આવે તો ઘણાજ થોડા માણસો તે સ્વીકારી અમલમા મુકવા બીડુ ઝડપે કેમકે તેમ કરવાના ઘણીજ જાહેર હીમતની જરૂર હોય છે તેમ કરવાથી અભણ અગર ઓછુ ભણેલા પ્રજામતની ઈતરાજી સહન કરવી પડે છે ... કરનાર બીજા લોકો વગેરે તે નાવમા બેસવા તૈયાર થાય છે અને જેમ જેમ તેમની સંખ્યા વધતા મોટા સમુહમા દાખલ થાય તેમ તેમ તે

સમયને યા ટાઇમને તે બાધાનો વીચાર પણ કર્યા શીવાય તેઓની પાછળ દોરાય છે દરેક નવીન વસ્તુઓ માટે સાધારણ રીતે આમજ બને છે એટલે કોઈ પણ નવીનતા પછી ભલે તે લાભકારક હોય તોપણ પ્રજા તેને તરત ઉપાડી લેવા તૈયાર હોતી નથી અને તેને તૈયાર કરી તે દાખલ કરવી એ કાંઈ ઉપલા કારણથી સહેલી વાત નથી

પરંતુ જો તે ચીજ સાથે કોઈ જબરી લાલચ, મોહ, અગર જરૂરીઆત પણ—દબાણ હોય તો જરૂર તેની અસર ટુંક સમયમા ભારી થાય, તે વસ્તુ દાખલ થઇ જાય અને બે ત્રણ વરસના અનુભવ પછી લોકો જાતેજ તે વસ્તુના ફાયદા સ્વીકારે અને તેજ વસ્તુને જુનાની માફક વળગી રહે લાલચથી સુધારો યા કુધારો કેટલી ઝડપથી દાખલ થાય છે તેના દાખલા —

હવે લાલચથી નવીન વસ્તુ કેમ દાખલ થાય છે તેના કેટલાએક દ્રષ્ટાંતો અત્રે જોઈશુ ચા પીવાનો રીવાજ હીદુસ્તાનમા પુર્વે નહતો પણ તે પીવાની પ્રથમ શરૂઆત એકાદ મોટા ભાગ્યશાળી માણસે ખાસ જરૂરીઆત કે શોખને લઈને કરી હશે પણ તે વખતે એઓશ્રીને ખ્યાલ પણ નહી હશે કે તેના ગુણદોશની તપાસ કર્યા શીવાય એ ગ્રહણ કેમ થાય અને તેનું આગળ બધુ અનિષ્ટ પરીણામ આવશે. બધા લોકોને ચાના ગુલામ બનાવશે અને ઘી કરતા પણ મોઘી વેચાશે સવારના સાત્વીક પૌષ્ટીક ખોરાકના નાસ્તાને તીલાંજલી આપી લોકોના શરીરને નીરબળ બનાવશે શ્રીમંત તેમજ ગરીબોને એક સરખી રીતે હાનીકારક હોવા છતા અફીણની માફક પોતાનો મહીમા લગભગ દરેક માણસ ઉપર વધારશે

ત્યારે આવી ચા હીદુસ્તાનમા દાખલ કરવામા કારણભુત કોણ? એ મહાશય નહી, પરંતુ તેમનુ જોઈ બીજા કેટલાકોએ પીધી તેમને મીઠી લાગી, એક વારથી અનેકવાર પીવા લાગ્યા અને પોતાનુ સરકલ વધારતા ગયા. એ મોહથી સામાન્ય લોકો પણ મ્હોટા 'લોકનુ અનુકરણ કરતા' થયા અને ખેડુતને માટે લોટીઓ બનાઈ જાય છે એટલુજ નહી પણ ઢેડ, દુબળા, વીગેરે ગરિબ લોકોને પણ તે શીવાય ચાલતું નથી હવે આ દેવીની પ્રતીમા ગૃહે ગૃહે તો શુ પણ શરીરે શરીરે વ્યાપી ગઇ છે

પ્રથમ આપણા દેશમા વણકરો, સુથારો, લુહારો, વીગેરે કારીગરો પોતાનો સ્વતંત્ર રોજગાર ઘણી સારી રીતે ગુજારતા હતા પણ હવેતો કેટલાએક સમજુ શીક્ષીત આગેવાનો સમાજ નેતાઓ દેશી કાપડને બદલે મગરુર માન્ચેસ્ટરનો માલ, છરીને બદલે રોજરનો ચપ્પુ દેશી અસ્તરા હજામ લોકોજ

વાપરતા તેને બદલે ફેન્ડ ગૃહસ્થ વીલાયતી અત્તર, સાબુ પાઉડર, વીગેરે વીગેરે હમેશની સાધારણ વપરાશની ચીજ પરદેશની બનાવટની વાપરતા થયા એટલે એ રૂપાળા દેખાવના મોહથી અગર લાલચથી સામાન્ય માણસોએ આગેવાનોનુ અનુકરણ કર્યું, જેથી અતરના કારીગરોને હમેશને માટે સાધન વગરના થઈ જવુ પડયુ, હવે તેને બીજો કોઈ ઉધ્યમ મહેનત મજુરી કે નોકરી જેવુ કાઇ ફાંફા મારી ઓળવાનુ રહયુ, કારીગરોની આ સ્થીતી લાવનાર એ આગેવાનોજ કે લાલચની મોહજાળ •

એક ગુજરાતી ચોપડીમા એક વિદ્વાન માણસની વારતા છે કે એક ગામમા કોઇ પટેલનો છોકરો મામલતદાર અગર કલેકટર થવાની આશાએ હાલનુ શીક્ષણ કે જે ફરજીઆત લીધા સીવાય સાહેબ થઈ ન શકાય એટલે તે લેવા માંડયુ મેંટ્રીક સુધીનો ભણ્યો ગામના લોકો પણ એમની હોશીઆરી જોઈ ઘણા ખુશ થયા અને પછી તેમણે મુબાઈ કોલેજમા અભ્યાસ કરવા માંડયો. એમના સોબતી દોરીવાળા બુટ પહેરીને આવતા તે જોઇ તેમણે પણ મન ઉપર ઘણો કાબુ હોવા છતા છેવટે એક વીલાયતી બુટની જોડી ખરીદી વેકેશનમા ભાઇ પોતાને ગામ આવ્યા, બુટની ચમક જોઈ ગામના એમના સોબતીઓને લાલચ લાગી, પોતાનેજ માટે પાછા મુબઈથી આવે ત્યારે એવા બુટ લઇ આવવા કહયુ અને તે ઓરડર મુજબ એકે ફેરે ગામમા પાચ સાત જોડ બુટની દાખલ થઈ ગઇ અને એક વરસમાતો ગામના બધા યુવકો દોરીવાળા બુટ પહેરતા થઇ ગયા પણ આથી બીચારા મોચી લોકો જે આ ગામમા ઘણી પેઢીથી રહેતા અને લોકોના જોડા સીવી જીવન ગુજારતા તેમનો રોજગાર તુટયો અને ભુખે મરવાનો વખત આવ્યો. તો શુ તે કોલેજમા ભણનાર ગામના એકના એક આગેવાને આ પરીણામનો વીચાર નહી કર્યો હશે પણ તે યુકરે મોહના ફસાઇ એ નવીન વસ્તુ દાખલ થઈ ગઇ અને મોચીઓનો ભુખ મરો કાયમ રહયો, આવી રીતે અનેક નવીન રીવાજો તથા ચીજો દાખલ થઇ ગઈ છે કે જેની આવશકયતા છે કે નહી અને તેનાથી દેશ અને સમાજ ઉપર શી અસર થસે તેના વિચાર સરખાને સ્થાન મળેલુ જણાતુ નથી

ફરજીઆત દબાણથી સુધારો યા કુધારો કેમ દાખલ થાય છે તેના દાખલા :—

હવે કોઈ નવીન વસ્તુ અગર રીવાજ ફરજીઆત કેમ દાખલ થાય તે ટુંકમા જોઇએ એક તો જુની વસ્તુનો નાશ જેમકે પ્રથમ ખાદી પહેરવાનો પ્રચાર હતો પણ હવે વેપારીઓ બહારગામથી કાપડ મગાવતા થઈ ગયા તેમ તેમ ખાદી બનાવવાનો ઉધ્યમ પડી ભાગ્યો—ખાદી બનતરમા નેચાની બમ

થયું એટલે ફરજીઆત પીતાયતી કાપડ ખરીદવુંજ પડે અગર, બીજો રસ્તો એ કે જોર જુલમથી અગર કાયદાના અંકુશથી કોઈ નવીનતા દાખલ થઈ શકે મુસલમાની સલતનતના વખતમા મુસલમાનો હીન્દુઓને જોર જુલમથી વટાળી પોતાનો ધર્મ મનાવતા હતા અને હાલ એવા વટલાયેલા લોકોની મોટી સંખ્યા છે એ વટલાવાનું દુઃખ તેમને શરૂઆમા લાગ્યું હશે પણ વખત દુઃખ ધારણ કરી રહે એ પ્રમાણે તેમના છોકરાઓએ એ દુઃખનો સ્વાદ ચાખ્યો નહી હોવાથી તેમને એ નવો ધર્મ સામાન્ય થઇ પડયો અને પેઢી દર પેઢી એજ ધર્મ ચાલુ થઇ ગયો અને પોતાનુ અસલ ગોત્ર ભુલી જવાયુ

અથવા કાયદો અમુક નવો રીવાજ દાખલ કરવા ફરમાવે તેમ ન કરનારને ગુનેહગાર ગણી સજા કરે એટલે બીચારી પ્રજાએ તો તે મુજબ વરતવુંજ જોઇએ.

### કપાસની આરંભ સ્થીતી

હવે આપણે મુદ્દા પર આવીશું કપાસનુ વાવેતર સુરત જીલ્લામા આવ્યું જે જે સ્થળે પ્રથમ દાખલ થયું ત્યારે તે તે જગ્યાનુ બી, ત્યાંની આબોહવા, જમીન તથા એવા કુદરતી સંજોગોમા ત્યા નીપજવા લાગ્યુ કપાસ એ એવી નાજુક વસ્તુ છે કે એક જગ્યાનુ વાતાવરણ તેજ બીને બીજી જગ્યાના વાતાવરણ જેટલો ફાયદો ન કરી શકે સુરતનુ બી અમદાવાદ અગર ખાનદેશમા સુરત જેટલો સારી જાતનો પાક નથી ઉપજાવી શકતુ. હવે પ્રથમ જે જાત સુરત જીલ્લામા પેદા થતી આવેલી તેની જાત ટકી રહેલી હોવાથી તેની ખ્યાતી આખા હિંદુસ્થાનમા સારી હતી આનુ કારણ માત્ર એટલુજ કે પ્રથમ મોટા પ્રમાણમાં કપાસનુ વાવેતર થતુ નહી ત્યારે ખેડુતો પોતાના ગામનો કપાસ પોતાને ઘેરજ ચરખે પીલતા અને બોવા માટે બી પણ સારા સારા કુંડામાંથી જુદુ રાખતા પરંતુ જયારથી ભાવો વધવા લાગ્યા ત્યારથી ખેડુતો બીજા ખાસ જીદગીને જરૂરીઆતની પાકો તરફ દુર્લક્ષ બતાની પૈસા પાછળ મોટા પ્રમાણમા કપાસનુ વાવેતર કરવા લાગ્યા, અને તેના પરીણામે જીનોની સ્થાપના થઈ હવે કપાસ જીનોમા વેચવા શીવાય બીજો રસ્તો રહયો નહી પોતાને ઘેર પોતાનુ બી સાચવી રાખવાની જુની પધ્ધતીને વળગી રહ્યા હોત પણ જયા લાલચ અગર ફરજીઆતપણુ હોય ત્યા નવીન પધ્ધતી ઘણી [illegible] રીતે એકદમ દાખલ થઈ જાય છે એ સીધ્ધાંત અનુસાર કપાસનો ભાવ જીનો વાળાએ વધારે આપવા માંડયો દેશાવર રૂની માગણીને લીધે રૂના ભાવ પણ મનગમતા રહેતા ગયા અને ઘેર ચરખા ચલાવવાની ઉપાધી મટી ગઈ તેમ

જીનો શિવાય બીજી વ્યવસ્થા કરવાનુ સાધન રહયુ નહિ એટલે, લાલચ અને ફરજીઆત પણુ બન્ને ભેગા મળવાથી જીનમા કપાસ નાખી ઓરવા માટે, પછી પણુ ત્યાંથીજ લાવવાની પધ્ધતિ દાખલ થઇ

### જીનો દાખલ થવાથી ખેડુતોની પરાધીનતા

ખેડુતો પોતાનો કપાસ વેપારીઓને વેચતા તે જીનમા પોચાડવો પડતો જ્યા જીનના વીલાઇતી કાંટા ઉપર જે તોલ વેપારી કહે તે કબુલ રાખવુ પડે કેમકે કાટાનુ જ્ઞાન તેમને હોય નહી અને ઓછો કેમ થયો એમ દલીલ કરે તો શેઠના મોઢાની બેચાર સાભળી તે પોતેજ પછી અગર તોલ ગણતા ભુલી ગયો હશે એમ ફેસલો આપવામા આવે. અને ચોર સાહુકારને દડે તેવો ઘાટ થવા લાગ્યો અત્યાર સુધીમા પણ ઘણા જીનોમા તેમજ ચાલે છે એતો ઠીક આપણે તો કપાસની જાત સાથે વધારે સબધ છે તેથી તેજ વાત કરીએ

વેપારીઓ કપાસ ખરીદી ઢગલો વાળી તે પીલાવી રૂની ગાસડીઓ બાધી વેચે એટલે તેમનુ ધ્યાન કયે પ્રકારે રૂ વધારે નીકળે તે તરફજ રહે. એ ધ્યાનમા રાખવુ જોઇએ કે કપાસની એક ખાસીઅત એ છે કે જેમાથી રૂ લાબા તારનો, સફાઇદાર નરમ નીકળે તેમા રૂ વજનમા કમી હોય છે, જેમ તાર ટુકો તથા બરછટ તેમ રૂ પ્રમાણમા વધારે જો કે રૂ વધારે કરવા સારૂ તો કોઇ કોઈ વાર કેટલેક ઠેકાણે પાણી પણ છાટવામા આવે છે અને એવી બીજી કારીગીરી થાય છે પણ તે સાથે આપણને સબધ નથી-હવે જે જાતના કપાસમાથી રૂ વધારે નીકળે તે કપાસ વેપારીની પરીક્ષામા સારો ગણાવા લાગ્યો અને તારની લબાઈ નરમાશ વીગેરે ગુણો તરફ ધ્યાન રાખુ પોશાયુ નહી વેપારી જે કપાસ સારો કહે તે કપાસ ખેડુતને મનથી પણ સારો કેમકે અસલ બી તો ગુમાવી બેઠા એટલે જીનમાથી જે બી વેપારી ઉત્તમ ગણે તેની લાવી ઓરવાનુ રહયુ એટલે આ પરાધીન દેશમા ખેડુતોએ પણ કપાસની જાત જોવાની તસ્દી લીધી નહી પરીણામ એ આવ્યુ કે સુરત જીલ્લાનો રૂ જે બજારમા સારો ગણાતો તેમા ટુકા તારનો પણ વધારે રૂ નીકળે તેવા કપાસની ભેળસેળ થવા લાગી સાધારણ નજરથી અને પરીક્ષાથી રૂમા કઈ કઈ જાતની ભેળસેળ થઇ છે તે જાણવુ સહેલુ નથી બલ્કે અશકય છે એટલે વેપારીઓ એ સારી જાતના કપાસ સાથે હલકી જાતનો પણ વધારે રૂ આપવાવાળો ઘોઘારી જાતનો કપાસ ભેળવાનુ વધારે ફાયદાકારક જણાયુ તે એટલે સુધી કે ખેડુતોને આ હલકી જાતનો ઘોઘારી કપાસનો ભાવ સારી જાતના દેશી કરતા પાચ દશ રૂ ભારે વધુ આપવા લાગ્યા અને આમ લાલચથી ખેડુતો પણ કપાસની જાત સમજવા તસ્દી ન લેતા જેની કીમત વધારે ઉપજે તે કપાસ સારો એમ ગણી ઘોઘારી

| | |
|---|---|
| વાંસદા સ્ટેટ | ૧ ૫૯—૯ |
| સચીન સ્ટેટ | ૫૩૫૦—૩૫ |
| રાજપીપળા સ્ટેટ— | |
| નાંદોદ | ૨૨૪૧૫—૦ |
| ભાલોદ | ૧૯૪૨૩—૦ |
| જર્ગડીઆ | ૨૫૩૫૨—૦ |
| વાલીઆ | ૨૫૩૮૫—૦ |
| ગરુડેશ્વર | ૭૧૪૬—૦ |
| ડેડીઆ પાડા | ૩૮—૦ |
| | ૯૯૭૫૬—૦ |
| | ૨,૫૧,૭૨૫—૧૨ કુલ સ્ટેટ |
| કુલ એકર | ૪,૮૫,૨૨૪—૧૨ |

તે પૈકી કેટલાક એકરમા સુધારેલુ બી કયે સાલ ઓરાયુ તેના આકડા નીચે મુજબ છે —

| —સાલ— સને — | કેટલા એકરમા સુધારેલા બીનુ વાવેતર |
|---|---|
| ૧૯૧૮—૧૯ | ૬૦૦૮ |
| ૧૯૧૯—૨૦ | ૬૦૦૦૦ |
| ૧૯૨૦—૨૧ | ૧૧૦૫૦૦ |
| ૧૯૨૧—૨૨ | ૨૯૮૦૦૦ |
| ૧૯૨૨—૨૩ | ૩૯૦૫૦૦ |
| ૧૯૨૩—૨૪ | ૩૯૮૦૦૦ |

હવે એ પ્રદેશમા પ્રથમ ઘોઘારીની ભેળસેળ એકડે કેટલા ટકા હતા અને હવે એ કપાસમા કેટલી છે તેના આકડા તપાસીએ

| —સાલ— | એકડે કેટલા ટકા ઘોઘારીનો કપાસ | ચોકખા ઘોઘારીનુ ઓગણુ એકર |
|---|---|---|
| ૧૯૧૯—૨૦ | ૧૪-૪ થી ૩૮ | ૬૦૯૦ |
| ૧૯૨૦—૨૧ | ૭ થી ૧૮૮ | ૧૫૫ |
| ૧૯૨૧—૨૨ | ૪૧ થી ૭૬ | ૮૨૫ |
| ૧૯૨૨—૨૩ | ૧૩ થી ૩૨ | |
| ૧૯૨૩—૨૪ | | |
| ૧૯૨૪—૨૫ | | |

આ નવુ સુધારેલુ બી દાખલ કરવામા ઘણીજ મુશ્કેલીઓ નહી હતી કે મકે લાલચ અગર ફરજીઆત પણ હોતતો ખરેખર એકદમ વગર મુશ્કેલીએ સાધુ જુનુ બી દાખલ થઈ જાત પણ ઘોઘારી કપાસનો ભાવ વધારે આવતો હોવાથી ખેડુતો એકદમ તે ચુકે તેમ નહોતા પણ સદભાગ્યે ઘણા વેપારીઓને આ રૂ વેચવામા હરકત પડવા લાગી ખેતીવાડી ખાતાએ તેમની સાથે મદદગાર કરવા ઇચ્છા દરશાવી એક મુમ્બઈના વેપારીઓની યુક્ત કોટન કમીટીની સ્થાપના કરી અને કપાસની જાત સુધારવા મદદ માગી. અને તેઓ પણ સમજી ગયા કે હવે ભેળસેળ લાંબો વખત ચાલશે નહી એટલે અમથી બી દાખલ કરવાના કાર્યમા તેઓની ઘણી સારી મદદ મળી તેમણે શરૂ માતમા ઘોઘારી અગર મીશ્રીત દેશી કપાસ અમલ બી જે "મીલેકશન-વન-એ" નામથી ઓળખાતુ હતુ તેના કપાસનો ભાવ ભાર એકે રૂપીઆ પાંચથી દશ વધુ આપવા માંડયો એટલે લાલચથી ખેડુતોએ "મીલેકશન-વન-એ" નુ બી દાખલ કરવા તૈયારી કરી

ખેતીવાડી ખાતા તરફથી એક કોટન બ્રીડરની નીમણુક દક્ષીણ ગુજરાત માટે થઇ અને તેમનુ કામ ફક્ત કપાસના બીની જાત સુધારવી અને તે ખેડુત તથા વેપારીને ફાયદાકારક છે એમ ખાતરી થયા પછી તે ખેડુતોમા આપવા દાખલ એ છે, એટલે બીમા દર વરસે સુધારો ચાલુ રહેવાથી એમણે મીલેકશનને બદલે તેથી સારૂ બી ૧૦૨૭-એ-એલ-એફ નામનુ શોધવાની ભલામણ કરી

## સહકારી તત્વને અનુસરી રૂ વેચવાથી થતા ફાયદા

એકલુ સુધારેલુ બી આપવાથીજ ખેડુતોને ફાયદો કરવા ઉપરાંત પ્રથમ ખેતીવાડી ખાતા તરફથી સરકારી સુરત ફાર્મની જમીન પર પાકેલુ બી આજુ બાજુ ગામડાઓમા આપી તેમાથી નીકળતુ બી બીજા ભાગોમા આગળ ચોર્યાસી બારડોલી તથા જલાલપોર તાલુકાઓમા મળી કુલ ૯૦૦૦, એકરના ખાસ ખાતાના ઓફીસરોની દેખરેખ નીચે બીજી જાતના કોઈ છોડ ન આવે તેની ખાતરી કરવા તથા કદાચ કોઇ ખેતરોમા થોડા ઘણા નજરે પડે તે કાઢી નખાવી તેમા પાકેલો કપાસ ખેડુતોએ પસદ કરેલા જીનમા નખાવી તેમાની નીકળતો રૂ ખેડુતોને વેચી આપવાનુ કામ પણ આ ખાતાના અમલદારોએ કરવા માંડયુ કેમકે પીલાતી વખતે બીમા કોઈપણ જાતની ભેળસેળ ન થાય તે જોવાનુ ખાસ કામ દેખરેખ નીચે કરવાનુ હતુ આથી એ ગ્રુપોના ગામોના ખેડુતોનુ "રૂ" સહકારી ધોરણે એકત્ર થઇ વેચાવા લાગ્યુ અને તેમાથી નીકળતા કપાસીઆ સરકારે આખા જીલ્લાના વહેંચવા સારૂ ખરીદ કર્યા દરેક

મા સુરતથી ફાર્મનુ સુધારેલુ બી નવસારીનુ બી મંગાવી ઓરાવી અજમાશ ઓ કર્યા અને પાકમા એક સરખો તેમજ જાતમા એ કપાસ ઘણો ચઢીઆતો માલુમ પડવાથી સને ૧૯૭૭ મા ત્યાની સરકારે એવો કાયદો ઘડયો કે સુરત નવસારીથી મંગાવેલા ૧૦૨૭ નંબરના બી શીવાય બીજી કોઈ જાતના હલકા તારના કપાસનુ બી જે ખેડુત ઓરશે તેમને દંડ થશે તે ગવરની હદમા લેવામા આવશે નહી ગયે સાલના અખતરાથી સંતોષ પામી ત્યા નવી થએલા કાયદાના અમલથી આખા સ્ટેટમા ૧૦૨૭ નુ બી ઓરાયુ અને તેજ વરસે રાજ્યમા મુંબઇ મોટા મોટા રૂના વેપારીઓની પેઢીઓએ ત્યાનો માલ ખરીદવા પોતાના માણસોને મોકલ્યા અને લગભગ સુરતના ભાવથી ત્યાનો માલ ખરીદ કરવા લાગ્યા મીલવાળાઓએ માલની સારી કદર કરી. હવે જો રાજના અમુક ભાગમા બીજી જાતનો કપાસ ઉગતો કાયમ રહયો હોત તો તેની ભેળસેળને લીધે ત્યા આવો અસરકારક સુધારો દાખલ થઈ શકયો નહોત અને તેથી આખા રાજ્યને અમુક ભાગને લીધે સહન કરવુ પડત તેજ રીતે નર્મદાની દક્ષીણે લગભગ પાંચલાખ એકરમા થતા કપાસ પૈકી આ નોગાઇ રીઓના ૧૫૦૦૦ એકર તથા તેમના બીજા ઓરાના બી ૧૫૦૦૦ ને આસરે થતા ઓરાણથી જો તે સીલેકશનને બદલે ૧૦૨૭ નુ બી દાખલ ન કરે તો તે પોતાનો હલકી જાતનો માલ કાયમ રાખી એક રીતે આ આખા પ્રદેશની પ્રગતીમા વાંધો નાખે છે એ સ્પષ્ટ છે વળી તેમનો માલ સુરત આવી વીંકાય છે અને તેનુ બી તેઓ બીજા ગામોમા ઓરાવવા પ્રયત્નો કરી રહ્યા છે

( સંપૂર્ણ )

J G Jani,

Cotton Assistant, Surat

ખજુરી પુષ્કળ ઉછરે છે પાણીના ઝરણ જ્યાથી પાણી હમેશ વહેતું હોય અને જમીન ઉપરજ જ્યા પાણી હોય અને તેને લીધે જમીનમા રેચ રહેતો હોય તેવી જમીનમા તે ઉછરે છે, તેમજ કદાચ પાણી સાધારણ રીતે આઠદશ ફીટની નીચાઇએ હોય ત્યાપણ ઉછરી શકે છે જ્યા પાણીના રેચ મન વીગેરે હોય તેવા સ્થળે તો તેને પાણી પાવાની કશી કાળજીની જરૂર રહેતી નથી પરંતુ વાડી પડામા કે જ્યા પાણી કિંચિત નીચે હોય ત્યા તેને કોશથી પાણી પાવાની જરૂર રહે છે કચ્છમા આવી (ઉપર વર્ણવેલી) રેચાળ જમીન ઘણે સ્થળે છે અને ત્યા ખજુરીના પ્લેન્ટેશન ઘણીજ સારી રીતે ઉછરે છે

વાડીપડા અગર કઠણ જમીનમા અથવા તો જે જમીન નીચે પથરા કેડ નજીક હોય ત્યા ખજુરીના ઝાડવા વાવવા માટે (તેની કાયમની વાવણી માટે) ખાડાઓ ઓછામા ઓછા ચારથી પાચ ફીટની ઉંડાઇના અને ત્રણ ત્રણ ફીટના વ્યાસના કરવા અને તેની અંદર સારી વાડી પડાની રસાળ માટી નાખી તે ભરવા, અને તેમા એવી રીતે ઝાડ વાવવા કે પછી જ્યારે ઝાડ મોટુ થઇને તેના મુળ ઉચા તરી આવે છે તે પ્રમાણે થવા ન પામે તેટલા ઉંડા ઝાડ વાવવા અને તેમા વળી વરસાદનુ પાણી ભરાઇને તેના મોગરને (કુપળને) ઇજા ના કરે તેની સભાળ રાખવી વળી હવાનુ ચલણ તેમાથી બગાબર આવજા કરે તેની પણ તજવીજ રાખવી, પછી જેવારે રોપા જેમ જેમ ઉંચા વધતા જાય તેમ તેમ તેના મુળને માટી ચડાવતે જવી વાડી પડામા કે રખાલની વીડીમા તેની કાયમની જગોએ બીજથી ઉછરેલા ઝાડો પછી મોટા થએ ઉંચા તરી આવીને વરસાદ અને પવનના અવસરે પડી જઇ નુકશાન થાય છે તેનુ કારણ માત્ર ઉપર કહી ગયા પ્રમાણે તેના છાબા તરીકેના મુળીયા છે તેથીજ છે ખીલવાળા ઝાડોને આવો ભય ઓછો રહે છે

હવે બીજથી ઉપજાવેલા રોપાની બાબતમા બીજી પણ એક જરૂરની વાત પ્રસિધીમા લાવવાની અગત્ય છે તે એ છે કે આ બાબતમા ઉપર વર્ણવ્યા પ્રમાણે બીજથી ઉત્પન્ન કરેલા રોપા તેની ત્રીજા વરસની બદલાવણીમા તેની કાયમની જગોએ વાવ્યા પછી જેમ મુળીયામાથી બચા વીખેરીને વાવવાથી પ્લેન્ટેશન સારૂ થાય છે તેવી રીતે આ રોપા વાવવાથી પણ તેનુ પ્લેન્ટેશન ઘણી સારી રીતે ઉછરે છે, પણ તેમા એક અપવાદ એ આવે છે કે તે રોપાઓમાની કો રોપો નર થશે અને કયો રોપો માદા થશે તે પહેલાથી કહી શકાતુ નથી, અને નાહાના બચાઓમા તો અમુક માદાના મુળમાથી લીધેલા બચાઓ માદાઓજ થાય છે અને નરના બચાઓમાથી નર થાય છે કારણ કે ખજુરીના ઝાડમા નર અને માદાના ઝાડો પપઇયાના ઝાડવાની પેઠે જુદા હોય છે, અને બીજ

ખેલાના આડોની અંદર ફળો લાગવાના સમયપર તેના પ્રથમ જે ફુલો લાગે તે ફુલોમા સ્ત્રી અવયવ અને પુરૂષ અવયવ એકજ ફુલમા હોય છે તેથી બીજે ઝાડમા નહી હોતા તેની માદાઓ જે વારે ફુલે છે તે વારે તેનાપર નરના ફુલ નો પરાગ છાટવામા આવે તોજ માદાઓ ફળે છે, અને નરના ઝાડનો વિશેષ ઉપયોગ માત્ર તેમાથી તાડી કાઢવા તરફેજ છે, તેથી ખેન્દ્રેશનમાં જરૂર જોઈએ, નર રાખી વધારાના નર કાઢી નાખવા પડે છે ત્યારે ત્યા, ત્યા ખાડી પડી

ફળ નાહાના કદરૂપા અપુર્ણ આકૃતિના અપુર્ણ પરિપકવ અને મીડલેમ થઇ જાય છે તથા ટેમ્ટલેમ થાય છે તેથી હમેશા જે એ કામ કરતો હોય તેનાં હાથે અમુક મુદત લગી એ કામ ગ્રહ્યાથી તે માણસ ઝાડવાઓની ખાશીયત જાણીને વાકેફ થઇ શકે છે અને પછી જેને જેટલુ જોઇએ તેને તેટલુ આપવા થી ફાલ સુધરે છે માટે ઉપર લખ્યા કારણસર જે ફાલ સુધરતો નથી તે આ ટે જયા જયા ઝાડોનુ વાવેતર ઉછરે છે અને માત્ર ફળ લેવાનીજ અજ્ઞાનતા છે, તેમણે એ વીશેની કોશીશ કરવી, અને અમુક પ્રેકટીકલ મેનની હસ્તકીયા નજરે જોઇને તે અમલમા લેવાની આવશ્ય છે આવા માણસો અહીથી વખત પર સારા પગાર સહીત મોકલી પણ શકાય છે, અને તેમ થવાથી પ્લેન્ટેશન નકામુ નહી થાય, અને પ્લેન્ટેશનના ઝાડવાનો જન્મારો પણ વૃથા નહી થાય. કદાપી કોઇ સાહેબોને આ કામ પોતાના ને ત્યાના માણસને શીખવવાની મરજી હોતા તેને અહી મોકલી આપવામા આવશે તો તેને સમયપર ધ્યાન પુર્વક શીખવવામા પણ આવશે અને તેથી અમે અમારા આ લખાણનો શ્રમ સફળ થયો સમજીશુ

વહેલામા વહેલો નર કોઇ કોઇ વાર આસો કારતકમા પણ પણ નીકળે છે તેમ માદાઓ પણ નીકળે છે આવે વખતે જો વહેલી નીકળેલી ખારેકોને જો નરનો પરાગ છાટવામા આવે અને યોગ્ય સંભાળથી ફાલ ઉછરી આવે તો વરસાદ પહેલા તેનો ફાલ પાકી તઈયાર થના વખતપર ન જુગ બનાવવાનો અખતરો અજમાવી શકાય. આને માટે કોશેશ જરી છે

છેવટમા છેવટ નર અને માદાઓના છોગા હોળી સુધી નીકળે છે, હોળીની ઝાળ થઈ તો પછી તેના ફોતા નાહાના હોય તેજ ફાટી પડી નકામા થઈ જાય છે પોસ માસમા માહ (જાકળ) પડથી વહેલી શરૂ થાય તો તેની ઉભી વહેલી નીકળે છે અને જયા લગણ ટાઢ પડે ત્યા લગણ તે મોહોડા નીકળે છે

**ખજુરીના નર ઝાડનો પરાગ લેવો તથા સાચવવો તે વીગે.**

આ પરાગ (નરના ઝાડના છોગામાંથી નીકળેલો આટો અથવા પુકેશર) ચાલુ રૂતુમા કામમા લેવા ઉપરાંત જો તેને સ્વચ્છ વાસણમાં છાયામાં સુકાવી, (ઘરની અંદર હવામા એક વાસણમા નાખી રાખી સુકવીને) સાચવી રાખ વામા આવ્યો હોય તો અને તેને સંભાળપુર્વક સ્ટોપર બોટલની અંદર રાખ વામા આવ્યો હોય તો તે આવતા બીજા વર્ષ લગણ રહી શકે છે અને દેશ વિદેશમા જયા જયા કામ માટે મોકલવો હોય ત્યા મોકલી શકાય છે વળી

આમ કરવાથી બીજી વધુ સગવડ એ છે કે ઋતુમા જ્યારે માદાઓ ફૂળેલી હોય અને કોઇ નર ફળ્યો ન હોય તે સાચવી રાખેલો આ નરનો પરાગ વખતપર બહુ કામ આવે છે અને સ્ટોપર બોટલ (કાચના બુચવાળી બાટલી) મા રાખવાથી તથા જરૂરી ન હોય તે વખતમા તેના મોઢાને મીણ લગાડી રાખવાથી તેમા હવા દાખલ ન થવાથી તે બગડતુ નથી

## સારો નરસો નર અને તેનો પરાગ

આ બાબતમા એ જાણવાનુ છે કે જે નર સારો હોય તેમાનો પરાગ (બુર) બહુજ સુંદર પાતળો લીસો હોય છે, અને જે નર સારો નથી હોતો તેનો બુર જાડો અને શરીયાળો હોય છે, તેથી એવો જાડો બુર માદાઓના ઉપર છાટવાને તદન નાલાયક છે, માટે હમેશા કામમા સારો નર વાપરવો

## ફાલ બાધવો (રક્ષણ)

ખજુરીઓમા ફળ બધાઇને જેમ જેમ મોટા થાય તેમ તેમ પછી તેને જાનવરો નુકશાન કરે છે ફળો જેવારે હજુ કાચા હોય તે વારે ખીશકોલા ઉંદરો તેને બગાડે છે અને પાકે છે તેવારે પછી તે સાથે પક્ષીઓ તેને નુકશાન કરવા લાગે છે, તેથી તેને વાડ્પ રાખવી પડે છે આ કારણથી તેના ફાલ ઉપર પક્ષીઓ ન લાગે તેટલા માટે સાદરઓ બાધવા કે ગુણીના કોથળા પહેરાવવા, અગર તે ન બને તો તેનાજ (ઝાડના બહારના ઘેરાવાનાં) પાદડા વીટાળીને બાધી મુકવામા આવે છે તેથી પક્ષીઓના ઉપદ્રવનુ રક્ષણ થાય છે પરતુ જમીન ઉપરથી ઉંદરો ખીશકોલી જઇ શકે નહી તેટલા માટે અથવા તો ફાલ પાકે તેવારે કોઈ ચોરીથી ફાલ ઉતારે નહી તેટલા માટે આબળ (કાટા) બાધી મુકવામા આવે છે અને બીજા કોઈ ઝાડના ડાળા પાદડા તે ઝાડને અડકતા હોય અને તેના ઉપરથી ઉંદરો કે ખીશકોલા આવી નુકશાન કરતા હોય તો બીજા ઝાડોના પણ ઉપર ઉપરના પાન કાપી નાખવા કે તે ઉપરથી પેલા ફાલવાળા ઝાડપર જવાનો આશરો તેને મળે નહી આમ કરવા થી વાઇપનો ખર્ચ બચે છે કોથળા કે સાદરા બાધવાની માવજત ખાશ ઝાડ વાઓને માટે કરવામા આવે છે કેમકે મોટા પ્લેનટેશનને માટે એટલુ બધુ બની શકે નહી વધુ પડતુ જ્યા કરવુ પડે ત્યા તેના પાનડાજ ચોતરફથી બા ધી દેવા તે ઉત્તમ છે આ કામ કરી ફાલ જે વારે પાકવા ઉપર આવે છે તે વારે વરશાબ કે જેઠમા કરવાની અવશ્ય પડે છે કેમકે ફળો પાકવાને હવા અજવાળુ અને તડકાની પણ જરૂર છે, અને પક્ષીઓ ઘણુ કરી ત્યારેજ તેમા બગાડ કરવા લાગે છે

## ફળ પાકવો પકાવવો

દેશ વિદેશે મોકલવો, ગાળવો તથા ફળની ખાસીયત તથા બીની પસંદગી ઉપર વર્ણવ્યા પ્રમાણે આહી કચ્છ, કાઠીઆવાડ, રજપુતાના, સિંધ વગેરે જગોએ જેઠ આશાડમા ફાલ પાકે છે તેવારે તેને હમેશા તપાસતા રહેવું જોઇએ આમાની કેટલીક ખજુરીની જાતોના ફળો બહુ મીઠાશવાળા રેશા વગરના ખાવામા કુચો વળે નહી તેવા સારા કદના, સારા રંગના અને બહુ મોટા તેમા કેટલીક જાતના ફળો પાકે તેવારે એમજ ખાવાના લેજતદાર અને કેટલીક જાતના ફળો જોકે પાકે તેવારે ખાવાના કામમા બહુ ઉત્તમ નહી પણ તે ફળોને ગાળવામા આવે તેવારે તેની ગળી ગએલી ખારેકો સ્વાદે બહુ સારી હોય છે વળી કેટલીક જાતના ફળો અમુક વખત (અમુક દિવસ) રહે છે, અને કેટલાકના ફળો તુરત જોકે વરસાદ ન હોય તો પણ ગળી પડે છે આવી મોહોડી ગળનારી અને સારી જાતો વિદેશ મોકલવાને ઉપયોગી થાય છે જે માટે આ વખતે બધી બાબતની તજવીજ રાખવી જોઇએ. સારી ખારેકો સુગાત તરીકે લોકો પોતાના હેતુ સંતોષવા કે સગા વહાલાને દેશ પરદેસ પારસલથી મોકલે છે, અને તેને સંભાળ પુર્વક પેટીની અંદર પેક કરવામા આવી હોય અને હવા તેમા આવજાવ કરી શકે તેવા છિદ્રો તેમાં રાખવામા આવ્યા હોય તો લગભગ એક અઠવાડીયા સુધી (વરસાદ જારી ન હોય તો) વિદેશ સહી સલામત તે પહોચે છે આવી રીતે અહી કચ્છથી મુબઇ વગેરે જગોએ લોકો બહુ મોકલે છે

ખારેકને ગાળવા માટે માળી લોકો તેના જુડાને નાદ (કોઠી) મા નાખે છે, અને તેનાપર ધાબળો વીટે છે, તેથી તે તુરત ગરમીથી ગળી જાય છે આ પ્રમાણે જરૂરી અનુસાર તે કરે છે

આ વખતે સારી ખારેકો મેળવી તેનો રોપ કરવો કે પરદેશ બી મોકલવું (ખારેક મોકલવી) તેને માટે ઉત્તમ તક છે, કમકે વિદેશ ઝાડના મોકલવા કરતા બી મોકલવા નવડ ભરેલા છે - સારી લીજ્જતદાર તથા સારા જોરદાર ઝાડના ઉતમ ફળો આ વખતે પસદગી પ્રમાણે મેળવી શકાશે

લીલી ખારેકોના જુદા જુદા (પીળો, ગુલાબી, રાતો વગેરે) રંગો પણ બહુ સારા થાય છે, અને જેમ સ્વાદે સરસ તેમ દેખાવમા પણ સારા હોયછે

## ફાલ પાખો કરવો

આગળ કહી ગયા પ્રમાણે ખજુરીના ઝાડના થડમાથી ઉપજેલા બચાઓ વાવેતરને માટે કાઢી લેવાથી જેમ મુખ્ય ઝાડ જોરમા આવી મજબુત થાય છે,

તેવીજ રીતે સારા ઉત્તમ પ્રકારના લીજ્જતદાર ફળો આપનાર ઝાડવામાં જ્યારે ફાલ લાગે ત્યારે તેના ફળો મોટા રસ ભર્યા અને વધારે લીજ્જતદાર થવા માટે તેનો ફાલ પણ પાંખો કરવાથી થોડા રહેલા ફળોમાં રસ પુષ્કળ ભરાયાથી સારા ગર્ભદાર ફળો અને રસભર્યા અને મોટા થશે માટે ખાસ ઝાડવાઓને આ પ્રમાણે કરવુ જોઈએ. આ કામને કઈક મોટા થાય તેમાના જે ઝીણા નબળા વીગેરે હોય ને તપાસીને કાઢી નાખવા તેમજ બીજા પણ જરૂર જોગા રાખી બાકીના કાઢી નાખવા.

## ખજુરીનાં ઝાડને ખાતર તથા તે આપવાનો વખત તથા પ્રમાણ

ખજુરીના ઝાડને મીઠી જમીન હોય તો ત્યા તેને ખાતરમા નીમક આપવુ જોઈએ, પરતુ દરીયા કીનારાની ખારી જમીનમા નીમકની જરૂર રહેતી નથી આ ઝાડને ખારી જમીન ઘણું માફક આવે છે નીમક તથા સુરોખાર તેને ખાતરમા આપવુ જોઈએ વળી દરીયાની સડેલી માછલી પણ આ ઝાડને અનુકુળ છે ના ખાતર તેને સપ્ટેમ્બર માસના વરસાદ બધ થયા પછી આપવુ જોઈએ કેમકે ખજુરીના ઝાડમાં ફાલ લાગવાની શરૂઆત સપ્ટેમ્બર મહીનાથી થઈ જાય છે એટલે કે તેના મોવરની અદર આ વખતથી નાહાની નાહાની છડીઓ પેદા થએલી હોય છે, જે પછી વસતરૂતુમા બહાર આવી તેના ફોતા ફુટીને અદરથી ફળસહેરીમા દેખાય છે અને આ વખતથી તેને (વરસાદ બધ થયો તે પછીથી) ખાતર પાણી (બાગ બગીચા માટે) ની જો ઝાડવાઓને યોગ્ય બરદાસ થઇ હોય અને તે તેનો ફાલ પાકવા લગણ ક્રમ બરાબર ચાલુ રહયો હોય તો ઝાડમા સારો ફાલ થાય છે અને ઝાડવા પણ બરાબર જોશમા અને સારી સ્થિતિમા રહે છે, એક વખત સપ્ટેમ્બરમા ખાતર આપ્યા પછી તેને જરૂર જણાય તો વસતરૂતુમા પણ અપાય તો સારૂ છે

ખજુરીના દર મોટા ઝાડ દીઠ—ખાતર તરીક

૧ સારૂ ગળીયુ સડેલુ છાણનુ ખાતર સુડલી ૨ થી ૪
૧ શહેરનો કચરો બરાબર સડેલો સુડલી ૧॥ થી ૩ અથવા ગામના કચરા બદલ થોડો સુરોખાર તથા
૧ નદેલી માછલી કચ્છી સેર ૪ થી ૧૦ શેર (૨૨ ૩ા ભારના શેરના હીસાબે આપવામા આવે તો ઠીક છે પણ તે બરાબર સડેલી જોઈએ)

જો વરસાદ પાણી સારા હોય અને ભાદરવા પછી ઝાડને પાણી વીગેરેની માવજત સારી હોય તો આવતો ફાલ ખજુરીનો હમેશા સારો થાય છે એ સ્વાભાવિક છે. આ બધો બદોબસ્ત ભદરવાથીજ જોઇએ

## ખજુરીના મોટા ઉછરેલા ઝાડવાંઓમા ફાલ આવ્યા અગાઉ નર માદાની પીછાન

ખજુરીના ઝાડવા જ્યારે કંઇક મોટા થાય છે, તેવારે ઘણા ખરા દાખ નીક દેખાવથી જો તેને ખશુસ કરી તપાસવામા આવે તો ઓળખી શકાય છે તે એ કે—નરના પાન ટુંકા ગાડદા તથા દેખાવમા, ખરસટ જેવા લાગે છે. અને તેનો થડો પણ ટુંકો હોય છે, માટે ઝાડવાઓમાથી તેના બચાઓ કાઢી, ને વાવવાનુ કામ ચાલતુ હોય તે વારે નરના બચા લેવા નહી નરના બચા જરૂરી પ્રમાણે જે વારે તેમા ફાલ લાગે તે વારે સારા નરમાની તપાસ કરી નેજ લાઇ જોતી જગોએ વાવવા

## ખજુરીના મોટા ઝાડને માટી ચઢાવવા વીશે

ઝાડ મોટા થઇ ઉચા તરી આવે અને ઉપરથી મુળીયા મુકે ત્યારે તેના મુળને પણ માટી ચડાવવી જોઇએ, જેથી તેને પુરતુ પોષણ, મળે અને ઝાડ મજબુત થાય છે આવીરીતે કયારે, કરવુ પડે છે કે જો બચાના કે રોપાના છોડ બદલતી વખતે એ ઝાડ તેની કાયમની જગોએ વાવવા વખતે તેને ઉંડુ વાવવાની કાળજી રાખવામા ન આવી હોય અથવા, તો જેઓ, નાહાના રોપાઓ પ્રથમ જુદે ઠેકાણે વાવીને ઉછેરી પછી ત્રીજા ઉથલમા અહી વાવવા બદલ પર ખાન તેની કાયમની જગોએ બીયા વાવીને ઝાડોનું વાવેતર ઉછરે છે તેમ કર્યું હોય તો આવી રીતનુ, બહુ બને છે અને તેમા, પછી આવા ઉપર તરતા મુળીયાવાળા અને કમજોર ઝાડો પ્રથમ વર્ણવ્યા મુજબ અતી વરસાદ અને તોફાન વગેરેથી ઝાડો સુઇ જાય છે કેટલાક વખત મુળીયામાથી ઉખડી પડે છે તેને પછી ટેકા દેવા પડે છે, રાઢવા નાખી ઉચા કરવા પડે છે અને વળી થડને માટી ચડાવીને ચોતરફ ઓટલીઓ જેવુ કરવુ પડે છે તેને માટે બહેતર છે કે તેને માટી ચડાવવી જોઇએ.

## ખજુરીનો ઉપયોગ,

ખજુરીના ફળની હિંદુસ્તાનમા ઉપર કહી ગયા પ્રમાણે તેના પકના વખતે વરસાદ હોવાથી તેની ખજુર થઇ શકતી નહી હોવાથી માત્ર તેના લીલા ફળજ ખવાય છે જેને ખારેકડી કહે છે તેની વીગત પણ ઉપર આવી ગઈ છે અરબસ્તાનમા તેની ખજુર તથા સુકી ખારેક જે લગ્ન વગેરે માગળીક પ્રસગે આપણે ઉપયોગમા લઇએ છીએ તે અને છોવારી ખારેક જે બજારમા ગાધી લોકો વેચે છે અને આપણે અઉષધિમા ને વાપરીએ છીએ સુકી ખારેક અઉષધિમા કવચિતજ વપરાય છે પરન્તુ છોવારી ખારેકનો લોકો શીયાળામા પાક

કરીને નાકાના છોકરાઓ જે ગણુ કરતા નથી તેને ખવડાવવાથી તે પુષ્ટ થાય છે અને વધ કરી આવે છે લીલી ખારેકો જેમ એમજ ખવાય છે તેમ એનુ શાક પણ બહુ સારૂ થાય છે ખજુરીના પાનની આરબ લોકો સાદરી ચોલકી છાબડી, છત્રી, વીજણા, ચીટરી ચમરી પખા સફરી વીગેરે બનાવે છે તેના પાનના દાડાના કડકાના છેડાને જરા કુટીને તેના ગુછા કરે છે તે વાસણોને ઉટકવા (સાફ કરવા) માં વાપરે છે તેના ફળ પાકી ગયા પછી તેના છોગાને લોકો બુવારા (સાવરણા) તરીકે વાપરે છે, તથા તેનાજ દાડાને દીવાલોને પીછો દેવાના બ્રશ તેમાથી બનાવી વાપરે છે પાનના દાડાને કરી તેમાથી ખેડુત લોકો આતરણીઓ બનાવે છે, તથા તેના દાડા અને થડ કુટીને તથા કાપી છુટીને ઢોરને દુકાળમા ખવરાવવાથી તે ખુશીથી ખાઇ જાય છે કારણ કે તેમા બહુ મીઠાશ રહેલી છે અરબસ્તાનમા ખારેક અને છે અને ખજુર બને છે તેના પાનમાથી ગોળની ભીલીઓને વીટાળવાના કોટા તગા ખારેકો ભરવાના કોટા બનાવે છે ખજુરીના હલકી જાતિના ઝાડવા જે નીરૂપયોગી હોય કે જેની લીલી ખારેકો પણ ખાધે બહુ વખાણવા જેવી ન હોય તેની અંદરથી તથા જરૂરી ઉપરાંત વધારાના નરના ઝાડવામાથી લોકો તાડી કાઢે છે વહેલી સવારની તાડી જેમજેમ દીવસ ચઢે તેમતેમ ખાટી થઇ જાય છે ને તેનુ ખમીર થાય છે તે પછી પીવાના કામમા ન આવતા ભઠીઆરા લોકો તે તાડીનુ ખમીર ડબલ રોટી બીસ્કીટ વગેરે બનાવવાના કામમા વાપરે છે અને સાજરે ઠડા પહોરમા ખેચેલી તાડીને નીરો કહે છે, તેમા ખમીર આવતુ નથી અને ખટાશ પણ થતી નથી અને તે ઘણી સ્વાદીષ્ટ હોય છે તે અને વહેલી પ્રભાતની તાડી લોકો પીયે છે નીરો (સાજનીમા) લોકો જ્યાથી તાડી (નીરો) વહે છે અને પારામા પડે છે ત્યા એલચીની મુઠીઓ કરી બાધે છે નેથી તે સ્વાદીષ્ટ અને ખુશનુમા હોતા સરબતનુ વાપરવા લાયક થાય છે તેમા કોઈ જાતનો નશો હોતો નથી 'સવારની ખાટી થએલી તાડીથી નશો આવે છે' ખજુરમાથી લોકો દારૂ બનાવે છે તાડી કાઢી લીધા પછી તેના ઝાડ ઝગ તાકાત થઇ મરી જાય છે આ રસમાથી ગોળ ખાંડ પણ બને છે, અને તે બગાળમા બને છે એક ખજુરીના ઝાડનો રસ આશરે ૨૪૦ બગાળી શેર નીકળે છે ને તેનો ચોવીસ શેર ગોળ બને છે અને સાડાત્રણ મણ ગોળમાથી સવા મણ ખાંડ બને છે, જ્યા ખારેકોને નર આપવાની રીત આવડતી નથી ત્યા લોકો ખજુરીના ઝાડમાથી માત્ર તાડી કાઢવાનોજ ઉપયોગ કરે છે અને તેથી પણ તેઓને સારી પેદાશ થાય છે ઢોરને ખવરાવવા સારૂ ઝાડ લે નારી

ઢાક્યા વગરનુ હોય તો તે વધારે પુષ્ટ ગણાય છે, અને તેના મુળના ગરનો સ્વાદ શેરડી જેવો મીઠો હોય છે ઝાડમાથી તાડી કેમ કાઢવી તેમા પણ પ્રેકટીસની જરૂર છે, અને જો તે વીરોની માહીતી હોય તો ઝાડ ઘણા દીવસ સુધી આગ પ્રમાણમા વધ્યા કરે છે, અને સારો ફાયદો આપે છે ગુસી ખા રેકનુ લોકો અથાણુ કરે છે ખજુર ચાલુ ખોરાકમા તથા ફળાહારમા વપરાયછે

## ખજુરીના રોપાઓ ( બચાઓ ) બહાર મોકલવા તથા વિદેશથી અહી મોકલવાની મવર

ખજુરીના રોપાઓ બહાર મોકલવા હોયતો તેના થડના મુળના નાહાના નાહાના બચાઓને મુળ સહીત આપણે જેમ વાવવા માટે કાઢીએ છીએ તેવી રીતે કાઢીને તેને ખારેકમા કોટાંઓ ( સાદરાઓ ) મા વીટવા તથા તેના મોગર સુકાય નહી તેવી રીતે તેનાજ પાનથી તેને વીટાળી બાધી મુકવા અને તે રોપાઓ મુળ સહીત અને મોગર બધ કરેલા સહીત સાદરાઓમાજ રહે એ વી રીતે પેક કરી ( વીટાળી ) ને હુશીયાર માણસ જોડે મોકલવા આ માણસ દરવખત તેને પાણીથી ભીજેલા રાખે કે જેથી તેને ગરમી કે મોર ખીલકુલ લાગે નહી મુળીયાઓની સાથે મટ્ટીની જરૂર નથી પણ તેને સાદરા તથા મુળીયા ઉપર થોડાક મુળીયાના ફાટેલા ગાભા જે તેના મુળીયાને ભીના રાખે તેવા થોડાક વીટાળવા જોઇએ કે જેથી તેના વડે મુળોને હમેશા ભીનાશ અને તેની તરાવટ મળ્યા કરે આવી રીતે જેટલે દુર મોકલવા હોય તેટલે મોકલી શકાય છે, તથા બહા થી મગાવી પણ શકાય છે આવી રીતે રોપાઓ જ્યારે પોતાના મકાનસર પહોચે તે વારે પ્રથમ તેને અમુક જગામા રોપવા, અને ત્યા પણ રોપ્યા પછી પણ તેના મોગરને તે નવા પાન કાઢે ત્યા લગણ બાધે લાજ રાખવા તથા તેના ઉપર છાયડો રાખવો અગર હવા આવજાવ કરે અને છાયડો મળી શકે તેવી ઝાડના ઓથવાળી જગોએ વાવવા આ રોપા મોકલવા કે મગાવવા તે પોતાના મકાનસર બનતા સુધી વરસાદ વખતે આવી પહોચે એમ થાય તો ઘણે ભાગે બધા આબાદ ઉતરી આવે છે આ પ્રમાણે નામદાર કચ્છના મહારાજા રાવસાહેબના શરુ બાગમા વાવવા માટે ખાસ અરબસ્તાન મસ્કતથી ( અહીથી સાઅદ નામનો ત્યાનોજ વતની અરબ મોકલીને ) મગાવ વામા આવ્યા હતા તે બહુ સભાળ પુર્વક સહી સલામત રીતે આવી પહોચ્યા હતા, અને વાવવાથી ૮૦ ટકા આબાદ ઉછરી આવ્યા, જેથી તેની અત્યારે સા રી ખારેકો પાકે છે અરબસ્તાનથી જે રોપાઓ અહી આવ્યા તે ત્યાની સારી ચીજતદાર ખજુરના રોપાઓ તેણે લીધા હતા પ્રથમ જે વારે રોપા આવે તેને

અમુક જગા પસંદ કરી તેને આરામ મળવા તથા યોગ્ય રીતે ઉછરી આવવા અમુક સ્થળે વાવતા, અને પછી આવતે વરસે ચાલુ વરસાદમા વરસતે વરસાદે તેને તેની કાયમની જગોએ વાવવાથી અનુકુળતા થાય છે રોપા બહાર મોકલવા વખતે તે રોપાઓ ઉપરથી થોડા પાદડાનો ચામુક બોજો કાઢી નાખવો જોઇએ, અને પછી મોગરને બાધી દેવાથી રોપા હલકા થાય છે વળી તે મોગરને નાળીયરની જાળી ભીની કરીને તે પણ વીટાળવી જોઇએ, તેથી સારો બચાવ થાય છે

## ખારેકની પીંઢ ઉતારવી.

ખારેક (ખજુરી) નુ કોઇ ઝાડ ઉમદ્દ છે અને તે બહુ મોટું વધીને ઉચુ થઇ જઇને વચેથી નબળુ પડી પાતળુ થઇ જાય છે, અને પછી તેને કોઇ વખત તોફાનને લીધે વચેથી ભાગી પડવાનો સભવ રહે છે, તેથી તેને બહુ જરૂર હોયતો પીઢ બાધી ઉપરના ભાગને મુળીયા કઢાવીને પછી વરસાદમા નીચેથી કાપીને (પીઢ તઇયાર થઇ રહેથી) વાવવાથી વખત પર તે છાડ કાયમ થઇ આવે છે

## અકપથી તરીકે ખજુરનો ઉપયોગ

ઉનાળામા ખજુરને પાણીમા પલાળી પીવાથી સમઝીન ઉષ્ણ થાય છે, તેમા લોકો થોડો અંશે આમલી મીલાવી આમલી ઘણુ કરી વાપરે છે તે ઠડક આપે છે ખારેકના બી બાળકોને પાણીમા ઘસી બાળા ગોળીમા પચ છે ખજુર બળકર અને ધાતુ પુષ્ટિક ગણાય છે મોટી ઉંમરે) ખજુર અને કાળા તલને એકત્ર કરી તેના મુઠીયા વાળી ઘીમા તળી સવારમા નરણે તથા રાત્રે સુતી વેળા ખાવાથી ધાતુમા વૃધ્ધી થાય છે, તથા શરીરમા કઉવત આવે છે રેચ લેવા માટે ખજુર રાત્રે પાણીમા પલાળી રાખી સવારે તે પાણી ચોળીને પીવાથી રેચ લાગે છે અર્શના વ્યાધી ઉપર ખારેકના બી બારીક વાટી તેને ધુણી આપવાથી ફાયદો થાય છે મથાની ઉદરી ઉપર ખારેકના બીયાને બાળી તેની રાખ કપુર અને ઘીએ ખલીને તેનો લેપ કરવાથી તે મટે છે કપાળ દુખતુ હોય તો ખારેકના બી પાણીમા વાટી ચોપડવાથી દુખાવો મટે છે ઘોડાને શરદી થઇ હોયતો ખારેકના બીનુ ચુરણ લોટમા અપાય છે ધાતુ પુષ્ટિ માટે ખારેકના બીયા કાઢી ખારેકને સાધારણ ખાડવા, તેમા બદામ, પિસ્તા ચારોળી સાકર વીગેરે મશાલો નાખી તે સર્વ મિશ્ર કરી પલળે એટલુ ઘી નાંખી સાત આઠ દીવસ પલાળી રાખી પછી, નિત્ય સવારે બે તોલા ખાવાથી પુષ્ટિ થાય છે ટાઢીયા તાવ ઉપર ખજુર અને કોઠીયા લોબાનની ગોળી કરી તાવ આવવા

ત્યા ચાલાકીથી હાથ ફેરવવાથી તેમા બગાડો થયો છે કે નહિ તે માલુમ પડશે જ્યારે જનાવરને ખામી અથવા "ન્યુમોનિયા" નો રોગ લાગુ પડયો હોય ત્યારે શ્વાસ જોરમા ચાલે છે અને સોજાનો પ્રમાણમા થોડો ઘણો તાવ હોય છે પહેલા સુકી હેરાન કરતી ઉધરસ આવે છે અને વખત જતા તેનુ જોર નરમ પડતુ જાય છે નાકમાથી લીટ અને મ્હોમાથી લાળ બહાર નીકળે છે દાકતરો છાતીની અદરના અવાજ સાભળીને અને છાતી ઉપર ઠોકી જોઇને ફેફસાને કયો રોગ થયો છે તે અને તે કેટલો વધ્યો છે તે પારખી શકે છે

ઉપાય —લીમડાનો નાસ દિવસમા બે વખત આપવો, નાસ આપવાની રીત —લીમડાના પાદડા પાણીમા નાખી પાણી ખુબ ઉકળવા દેવુ અને ઢાકણુ સાથે લાવી જનાવરના નાક આગળ મુકવુ પછી જનાવરના માથા ઉપર ચાદર ઓલાડવી અને ઢાકણુ ખેચી લેવુ, એટલે વરાળ જનાવરના નાકમા જશે જનાવર ના ઉભુ રહે તો જનાવરને ઝાલી રાખવુ વરાળ બધ થઇ જાય ત્યારે લીમડાના પાદડા લાકડા વતે હલાવવા એટલે વરાળ નીકળશે આમ દરરોજ એક કલાક સવારે અને એક કલાક સાજે ,જ્યા સુધી મટે ત્યા સુધી નાસ આપવો

જેઠી મધમા સુલીઆની ભુકી ૧ ) રૂપીઆભાર નવસાર ૧ ) રૂપીઆભાર, ટકણખાર ૧ ) રૂપીઆભાર મધમા મેળવી દરદ મટતા સુધી દરરોજ ચટાડવા

છાતી અને ગળાના દર્દવાળા બધા જનાવરોના સબધમા તેમને ગરમીવાળા, પુષ્કળ હવાની આવજા વાળા અને સ્વચ્છ તબેલામા રાખવા એ અગત્યનુ છે પુષ્કળ હવા આવવા દેવી પણ પવનનો ઝપાટો લાગવા દેવો નહી, શરીરને ગરમ રાખવુ જરૂર પડે તો તેમ કરવા સારૂ જનાવરને જુલ ઓઢાડવી.

સ્હેલાઇથી પચે એવો અને નરમ ત્થાડો કરેલો ખોરાક આપવો ભારે અને નહી પચે એવો ખોરાક જેવો કે હલકી જાતનુ સુકુ ઘાસ વીગેરે અવળી અવળી અસર કરે છે વારવાર પાણી પાવુ અને જનાવર રાજી પીએતો તે છુટથી પાવી

'વરમિનસ બ્રોન્કાઇટિસ' નો રોગ લાગુ પડયો હોય ત્યારે ખોરાક છુટથી આપવો ખોરાકની સાથે મીઠુ ખવડાવવુ આ પ્રકારના "બ્રોન્કાઇટિસ" મા જનાવરને છાપરીમા બાધીને તેના બારી બારણા બધ કરીને ગધક બાળવાથી સારૂ પરિણામ આવે છે આમ કરવાથી જનાવરના પેટમા ધુમાડો જાય છે, અને બલગમની સાથે કીડા બહાર નીકળી આવે છે નેત્રનુ ધુણી ખમી

શકે ત્યાંસુધી તેણે જનાવરની સાથે રહી ધુણી જારી રાખવી દશ દિવસ સુધી દર ત્રીજે દિવસે ધુણી કરવી આ રોગના ઉપર ડાકતરો કીડા મારી નાખવાને શ્વાસની નળીમા પીચકારીથી દવા નાખે છે

અટકાવ—ચેપવાળી ચરવાની જગ્યા જ્યાં કીડાના ઇંડા ખોરાકની સાથે શરીરમા દાખલ થાય છે ત્યા ચરવાથી કીડાથી થતી ખામી થાય છે. આવી જગ્યાનો ત્યાગ કરવો અથવા તે હળવતી ખેડી કહાડવી તથા તેમાંનુ પાણી વહી જાય એમ કરવુ રોગી જનાવરો બળગમમા કીડા બહાર કહાડે છે અને ચરવાની જગ્યોને ચેપવાળી કરે છે મરી ગયેલા જનાવરના ફેફસાનો લાવીને નાશ કરવો જો એકજ ટોળામાના ઘણા જનાવર ઠાસો ખાતા માલમ પડે તથા છાતીના રોગના ચિન્હ દર્શાવે તો તેઓને ઇલાહેદા રાખવા અને તે રોગને ચેપી ગણવો ઉચીત છે જે ઢોરને ચેપી "પ્લુરો ન્યુમોનીયા" થયો હોય અને દેખીતાજ સારા થયા હોય તેઓ ઘણા લાંબા વખત સુધી ચેપ ફેલાવે છે જે તબેલામા તેઓને રાખવામા આવ્યા હોય તે તબેલાને ઘણી સંભાળ પુર્વક જતુરહિત કરવો તે તબેલાઓને તદન ખાલી કરવા અથવા ઢોરોને ત્યા ન રાખતા બીજા કામમા વાપરવા એ ઘણો બહેતર રસ્તો છે

## થાનનો સોજો

પ્રકાર–ઢોરોમા થાન સુજી આવવાનો રોગ કેટલીક વખતે ચેપી રોગ હોય છે આવે પ્રસંગે એકજ તબેલામા રહેતી થોડી અથવા ઘણી ગાયોને એકી વખતે તે લાગુ પડતો જણાય છે હિંદુસ્તાનમા આવુ ક્વચિતજ માલમ પડે છે; પણ કોઇ કોઇ વખત થઈ આવતુ થાન ફુલવાનુ દર્દ ઘણુ સાધારણ હોય છે અને તે ઘણુ ભયાનક પરિણામ લાવે છે

ટુંકમા એટલુજ કહેવુ બસ છે કે, થાનની શીરઓમા ચોકસ જાતના જતુઓ દાખલ થવાથી અને ત્યા તેઓ આવવાથી આ રોગ ચેપી રૂપ ધારણ કરે છે અને તેથી કરીને સંસર્ગમા રહેતી ગાયોને તે તેવીજ રીતે લાગુ પડે છે થાનના ફુલવાનુ દર્દ છુટા છવાયા ઢોરને ઘણા કારણોને લીધે લાગુ પડે છે તરતની વીઆયલી ગાયોને મ્હોટે ભાગે તે લાગુ પડે છે અને તે લાગુ પડયા હોય ત્યારે તેના થાનો સાધારણ રીતે મોટા અને ગંભન થએલા હોય છે આ ચળ વધારે કોમળ થએલા હોય છે અને તેને ઇજા તથા ફો[illegible] થવાનો સંભવ હોય છે, અને તેમ થાય ત્યારે મેલ અદર દાખલ થાય છે ગંદીમા આચળ ખુલ્લા રાખવાથી ખાસ કરીને દુધ દોહી રહ્યા પછી આચળ પર દુવના ટીપા રહેવા દીધાથી, થાનમા પુષ્કળ દુધ હોવાથી આચળ પર મેલ લાગવાથી

તથા આરોગ્યતા સચવાય નહી એવી સ્થિતીઓને લીધે થાનના ફુલવાનુ દર્દ લાગુ પડે છે એ દર્દ લાગુ પડ્યુ હોય તો બીલકુલ બેદરકાર રહેવુ નહી, કારણ તેના પરિણામ ઘણીવાર ખરાબ આવે છે ગોડ થઇ આવે છે તથા બાઠો પરથી ચામડી વારવાર ઉતર્યા કરે છે થાન નાનુ થઈ જાય છે તથા છેક નહી તો ઘણે દરજ્જે નકામુ થઈ પડે છે એક અથવા વધારે આંચળ હમેશા દુધ આપતા બધ થઇ જાય છે

લક્ષણો—આ રોગને ઓળખવો સહેલો થઇ પડે તેટલા સારૂ તેના તીવ્ર અર્ધ તીવ્ર, અને જુનો એવા ત્રણ ભાગ પાડવામા આવ્યા છે જ્યારે તીવ્ર રૂપમા રોગ લાગુ પડયો હોય ત્યારે થાન પર અથવા તેના મોટા ભાગ પર ઘણો સોજો આવેલો જણાય છે તથા શારીરિક સ્થિતી ઘણી અવ્યવસ્થ હોય છે તાવ જોરમા આવે છે તથા ઘણો દુખાવો હોય છે જનાવર ખાતુ નથી અને વાગોળતુ નથી તેના થાનને અડકીએ ત્યારે બહુ દુ,ખ થાય છે એક અથવા વધારે આચળ સખ્ત થઈ જાય છે, તથા દુધ દોહવુ કઠીન થઈ પડે છે પહેલા દુધ થોડુ આપે છે તથા તે પીળા રગનુ હોય છે, પણ ધીમે ધીમે તે લોહીવાળુ થાય છે તથા દુર્ગંધ મારે છે ત્યારપછી તે ગુમડામાથી નીકળતા લોહી પરૂ જેવુ જાડુ થાયછે કેટલીક વખત જનાવર દુધ આપતુ બધ થાયછે થાન ઠડુ અને કાળાશ પડતા લીલા રગનુ થાયછે ત્યારે કોહવાટ શરૂ થાયછે. સાધારણ લક્ષણો ભયકર રૂપ ધારણ કરે છે, અને જનાવરનુ મરણ નીપજે છે

જ્યારે અર્ધ તીવ રૂપમાં રોગ લાગુ પડયો હોય ત્યારે શારીરિક સ્થિતી અવ્યવસ્થ હોય એમ માલમ પડતુ નથી અને દુધમા કાઇ ઘટાડો થતો નથી બરાબર ઉપચાર લેવામા આવે તો સાધારણ રીતે રોગ ઘણો જલદી મટે છે છતા બીજી વખતે વિઆય ત્યાસુધી દુધ ઘટી જાય છે

જુના થાન ફુલવાના દર્દમા રોગના ચિન્હો ધીરે ધીરે વધે છે તથા કેટલાક વખત સુધી તે માલમ પડતા નથી. શરૂઆતમા એકજ આચળને દર્દ લાગુ પડે છે આંચળની બરોબર ઉપર એક અથવા વધારે નાની ગાઠો જણાય છે તથા ધીમે ધીમે તે મોટી થાય છે દુધ થોડુ થઈ જાય છે તે નકારૂ, ગઠ્ઠાવાળુ અને પીળા રગનુ હોય છે ધીમે ધીમે તે ભાગ સખ્ત થઇ જાય છે અને ત્યા ગોડ થઇ આવે છે. તેમ થાય છે ત્યારે શારીરિક અવ્યવસ્થા થાય છે અને આચળમાથી ચીકણો ચીકણો પ્રવાહી પદાર્થ નીકળે છે થાનની શીરાઓ નકામી જેવી થાય છે અથવા સખ્ત થાય છે અને દુધ એકદુ થતુ બધ થાય

છે છેવટે તે આંચળમાથી દુધ આવતુ અટકે છે, જો કે ફરીથી વિઆય છે ત્યારે સ્હેજ દુધ નીકળે છે ક્ષય તથા એકિટનોમીકોમિસ જેવા બીજા રોગ થી પણ એમના ફુલવાનો રોગ લાગુ પડે છે

ઉપાય —માદા જનાવરને પુષ્કળ હવાવાળા તબેલામા રાખવુ, અને તેનું ટહાડથી રક્ષણ કરવુ તબેલા અને તેની આસપાસની જગ્યા સ્વચ્છ રાખવી. તીવ્ર અને અર્ધ તીવ્ર રૂપમા રોગ લાગુ પડયો હોય ત્યારે નીચે લખેલી દવા નો જુલાબ આપવો

વિલાયતી મીઠુ ૧ શેર
સુઠ ૧ અધોળ
ગોળ ૧ શેર
ગરમ પાણી શેર ૩

મેળવી સ્હેજ સહાજ ગરમ હોય ત્યારે પ ઇ દેવુ

થાન ઉપર નીચે બતાવ્યા પ્રમાણે શેક કરવો

પાણીમા લીમડાના પાદડા નાખી ઉકાલવુ અને તેમા થોડુ ખાવાનુ મીઠુ નાખવુ એક ખાદીના કકડાની ગડી કરી આ ગરમ પાણીમા બોળી સુજેલા થાન ઉપર મુકવુ અને ગડી ઠડી પડે એટલે પાણીમા બોળી ફરીથી થાન ઉપર મુકવી. આમ એક કલાક સવારે અને એક કલાક સાજે શેક કરવો શેક કરી રહયા પાછી થાન કોરૂ કરી તેના ઉપર દીવેલ ચોળવુ અને જેટલુ દુધ થાનમા હોય તેટલુ બધુ દુધ કહાડી લેવુ

જુલાબ ફકત એકજ દીવસ આપવો અને બહાર શેકવા વીગેરેનુ કામ મટી જાય ત્યાસુધી દરરોજ કરવુ

આચળમાથી દુધ ના નીકળતુ હોય તો ઢોરના દવાખાનામા જનાવરને લઇ જવુ એટલે દુધ કહાડવાની નલીથી દુધ કહાડી નાખવામા આવશે રોગવાળુ દુધ ખોરાકના ઉપયોગમા લેવુ નહી પણ ફેકી દેવુ

જુના રોગમા ઉપાયની કાઇ પણ અસર થતી નથી અને નધારણ રીતે જનાવર દુધ દેતુ બધ થાય છે કેટલેક પ્રસગે આયોડાઇન લગાડવાથી સારી અસર થાય છે

અટકાવ —ગાયોને સારી આરોગ્ય કારક સ્થિતીમા રાખવી અને થાનને ઇજાથી બચાવવા. થાનના દર્દથી પીડાતી ગાયોને ઈલાહેદી રાખવી અને બની શકે તો તેને સારૂ જુદા દોહનાર રાખવા

### શીગડાનુ ભાગવુ

એક બીજા સાથે લડવાથી તથા દોરડા વિગેરેમા ભરાવાથી શીગડુ ભાગી જાય છે

કોઇ વખત ખોલુ એકલુ ઉતરી જાય છે અને કોઇ વખત શીગડાના કકડા થેઇ જાય છે

ઉપાય—પ્રથમ લોહી બધ થઇ જવા સારૂ ઠડા પાણીનો પાટો બાધવો અને લોહી બધ થયા પછી જો ખોળુ એકલુ નીકલી ગયુ હોયતો ડામર ચોડી તેના ઉપર પાટો બાધવો, અને પાટા ઉપર ડામર ચોપડવો એટલે માખો બેસસે નહિ, અને પાટો સુકાઈ જઇ તેની નીચે રૂજ આવશે રૂજ આવ્યા પછી પાટો ઉખડી જશે ડામર ચોપડતી વખતે આખમા જાય નહી તેની સભાળ રાખવી. શીગડાના કકડા થઇ ગયા હોય અને ધારવાળી ચીપો રહી હોયતો શીગડાને વહેરી સરખુ કરવુ, અને પછીથી ઠારમોડીનુ શીગડુ કાપ્યા પછી જે પ્રમાણે ઉપાય બતાવ્યો છે તે પ્રમાણે કરવો.

### આખ દુખવા આવવી.

ચિન્હ—આખે સોજો આવે છે પાણી ગળે છે બરોબર જોવાતુ નથી વધારે વખત દરદ ચાલુ રહે તો ફુલ પડે છે

ઉપાય—ખસખસના ડોડવાથી શેક કરવો એક તપેલીમા પાણી ગરમ મુકી તેમા ખસખસના છોડ નાખવા અને ઉકલવા ૧ તપેલી ઉપર પીતળની ચારણી ઢાકવી અને એક સ્વચ્છ કપડાની ગડી કરી તેને ચારણીમા મુકવી વરાળથી કપડુ ગરમ થાય એટલે આખ ઉપર મુકવું. આમ રોજ એક કલાક સવારે અને એક કલાક સાજે શેક કરવો ગરમ પાણીથી આખ ધોવી અને ફુલાવેલી ફટકડીની વસગાળ ભુકી ૧। તોલો પાણીમા નાખી તે સવાર સાજે પીછાવડે આખમા આજવી.

આખમા ફુલ-પડી ગયુ હોયતો નીચેની દવાના આખમા ટીપા પાડવા—

નાઈટ્રેટ ઓફ સીલવર—એ ચનોઠી ભાગ

પાણી એક અધોળ

### કાન પાકવો

ચિન્હ—કાન પાકતો હોય ત્યારે કાનમાથી પરૂ વહે છે પગ વતે કાન ખજોવે છે

ઉપાય—ફટકડીના પાણીથી કાન ધોવો (એક શેર ગરમ પાણીમા એક તોલો ફટકડી નાખવી ) પછીથી કાન લુછી નાખી કપુરનુ તેલ કાનમા નાખવુ, કાન સારી રીતે હલાવવો અને કપુરનો તબેમા બોળેલ રૂનુ પુમડુ કાનમા મુકવુ

કપુરનુ તેલ બનાવવાની રીત —

કપુર-૧ ભાગ

કલુણીયુ અથવા નલીઉ તેલ અથવા લીઓળીનુ તેલ ૪ ભાગ.

ઉપર પ્રમાણે મટી જાય ત્યા સુધી કરવુ

મચકોડ-પ્રાઇન,

પગ આડાઅવળો ઉચોનીચી જમીનમા કે ખાડામા પડે ત્યારે મચકોડ થાય છે જે જગ્યાએ મચકોડ થયો હોય તે જગ્યાએ સોજો ચઢે છે, તે ભાગ ગરમ હોય છે, અને દબાવીએ તો દુખે છે, પગ લગડાય છે

ઉપાય—આવળના પાંદડાં અને મીઠુ પાણીમા નાખી ગરમ કરવુ અને એક ખાદીનો કકડો લઈ તેની ગડી કરી આવળ વાળા ગરમ પાણીમા બોળી શેક કરવો આમ સવાર અને સાંજે એક એક કલાક શેક કરવો અને નીચે બતાવ્યા પ્રમાણે લેપ કરવો

મેદા લકડી

સાજી ખાર

આંબા હલદર

ત્રણે સરખે ભાગે લઈ તેનુ ઝીણુ ચુર્ણ કરવુ અને વાટકીમા ચુર્ણ અને થોડુ પાણી નાખી તે ગરમ કરી લેપ કરવો

આમ મટે ત્યા સુધી કરવુ સુઠામા અગર પગની નસો વીગેરેમા મચકોડ થયો હોય અને પાટો બંધાય એમ હોયતો આવળના પાદડા ઝીણા કરી તેને ગરમ કરી તેના પાટો બાધવો

ગ્રોળી ગાઠ, પાકુ,

ગોળી, ગાઠ અથવા પાકુ થયુ હોય ત્યારે નીચે બતાવ્યા પ્રમાણે શેક કરવો પાણીમા લીમડાના પાદડા નાખી પાણી ઉકાળવુ અને તેમા લુગડાની ગડી બોળી તે ગડી વતે શેક કરવો સવાર સાંજ એક એક કલાક શેક કરવો અને ભમરડાના બીયા ઝીણા વાટી ચોપડવા કાઇ ફાટી જાય ત્યારે દબાવી પરૂ કહાડી નાખવુ અને કલુણીયુ અગર લીઓળીનુ તેલ ચોપડવુ

**કઠમરી, એકઝીને આર્કોસીસ**

કેડ ઉપર ઘણીજ વખત ગાઠ થાય છે ઉપર ગાઠમા બતાવ્યા પ્રમાણે દવા કરવી.

**ગડ ગુમડુ એબસેસ**

ગુમડાને મોઢુ થયુ હોય તો તેની ઉપર નીચે ગાઠ બીલકુલ વધી જાય

તેવી રીતે શેક કરવો અને અંદરથી જખમને સારૂ ધોઇ નાખી કણજીઆ અગર લીબોળીના તેલમા રૂનુ પુમડુ બોળી મુકવુ આમ જખમ રૂઝાઇ જાય ત્યા સુધી દિવસમા બે વખત સવાર સાંજ કરવુ

## સંધીવા

નીચાણવાળી, પાણીના ભાણવાળી, અને ભેજવાળી જમીનમા ઢોરને સધીવા થાય છે,

ચીન્હ —પગના સાધા ફુલે છે અને ઢોર લગડાય છે

ઉપાય —

શરશીયુ તેલ શેર ૦।

તલીયુ તેલ શેર ૦।

બે મેલવી રોજ આઠ દિવસ સુધી સવારમા પાવુ સાધા ઉપર લીમડાનાં પાદડા અને ગરમ પાણીનો શેક કરવો અને ટરપેનટાઇન તેલ ઘણા જોરથી ઘસવુ

## હાડકુ ભાગવુ

ચિન્હ —હાડકુ ભાગી ગયુ હોય ત્યારે ઢોર ઘણુજ લગડાય છે જે જગ્યોએ હાડકુ ભાગી ગયુ હોય ત્યા હાથ મુકી પગ સહેજસાજ હલાવવો એટલે ભાગેલા હાડકાના કકડા માલમ પડશે

ઉપાય —હાડકુ બરોબર બેસાડી નીચે પ્રમાણે પાટો બાધવો —

(૧) ભાગેલા હાડકા ઉપર તલીઆ તેલમા રૂ બોળી બાધવું, અને તે ઉપર ગુદીના લીલા છેડા મજબુત સુતળીની દોરીથી બાધવા અને પછી રોજ ૩ બાધ્યુ હોયતે જગ્યોએ તેલ ઉતારવુ ગુદીના છોદા સુકાયા પછી સખત થઈ જાય છે

(૨) ભાગેલા હાડકા ઉપર કાથો છીણી ઝાડી તે પાટીમા કાલવી ચોપડવો અને તેના ઉપર કપડાનો પાટો બાધવો, પાટો બાધતી વખતે પાટાને પલાળેલો કાથો ચોપડતા જવુ અને પાટા ઉપર વાસના બાળીયા બાધવા આઠ આઠ દિવસે પાટો છોડી તપાસ કરવી અને ફરીથી બાધવો

ભાગેલુ હાડકુ ૧॥ માસે સધાઇ જાય છે.

## મોઢુ આવવુ.

મોઢુ આવે ત્યારે મોઢામા ચાદીઓ પડી જાય અને ખોરાક ખવાતો નથી મોઢામાથી લાળ પડે છે મોઢુ ઉઘાડી તપાસવાથી દરદ માલમ પડે છે

ઉપાય —

ફટકડી ૧ તોલો
ટંકણખાર ૧ તોલો
મધ તોલા

મેળવી ચાદીઓ ઉપર લગાડવુ, અથવા ફટકડી ૧ તોલો ૧ શેર પાણીમા મેળવી તે પાણી મોઢામા વારવાર છાટવુ અને તુવેરની દાળ ભાફી ખાવા આપવી

## વાઘછાપામાં ખેતી શિક્ષણ.

—*******—

લેખક ગ ખ ડુભાઇ રઘુનાથજી દેસાઇ ( વાઘછાપ-તા૦ પારડી

તન મનની શક્તિઓ ખીલવવી અને જીવનનિર્વાહ માટે યોગ્ય તાલીમ આપવી એ કેળવણીનો પ્રાધાન્ય હેતુ છે

હાલની કેળવણી પામેલો મનુષ્ય શારીરિક મહેનતના કાર્ય કરવામા બહુધા નામોશી સમજે છે સાધારણ પરીક્ષા પસાર કરનાર પણ આ માન્યતા ધરાવે છે થોડા પગારની નોકરી કરી મોઘવારીથી જમાનાને પહોચી ન શકવાથી પસ્તાવા સાથે દુ ખમય જીવન વ્યતીત કરવાનો સમય ઉપસ્થીત કરે છે ખેડુતના ભણેલા છોકરાઓ જાત મહેનતના ધધામા નહી પડી ગામ તજી શહેરમા અથવા ખેડુત મટી નોકરીઆત થવામા કે વ્યાપારમા પડવાની ઈચ્છા રાખે છે પરીણામે ક્વચીતજ બીજા ધધામા ફાવે છે એની કરેલો જાતે કામ કરવાને બદલે મજુરો ઉપરજ આધાર રાખી દુર્લક્ષ રાખે છે હાલના ખેડુતો માટે ભાગે આવા સસ્કારવાલા હોવાથી એની ધનનો નાશ કરનાર ધધા તરીકે અનુભની " જેવી વાસના તેવુ ફળ" ભોગવી રહ્યા છે કોઈ પણ ધધો ઉત્તમ જ્ઞાન અને સખત લાગણી વીના આગે થઈ શકતો નથી તેમા પણ ખેતી જેવો પવિત્ર અને ઉચ્ચ ધધો ખત, ઉત્સાહ, ઉધમ અને પુણ્ પ્રેમ વીના સારો થતો નથી જો કે હાલ ગમે તેવો માણસ ખેતીતો કરે છે પણ તેમા જોઈતો લાભ તો ક્વચીતજ મેળવે છે દેવામા પડી, પરાશ્રયી બની, નિરૂત્સાહી થઈ દુ ખી જીવન વ્યતીત કરે છે ખેડુતના દીકરાઓને નાનપણથી સખત ઉદ્યોગની અને ખેતી ઉપર પુણ્ ભક્તિભાવ રાખવાના સસ્કારની જરૂર છે નોકરી કે વ્યાપાર કરતા સાની કોને થોડી પણ ખેતી કરવી ઉત્તમ છે, એ સમજાવવા

ની જરૂર છે આવુ ન બને તે ખેતી માટે ઘણુજ અગત્યનુ છે, બીજા ધંધા મા તો એક દીવસનુ જગ તગ આળસ ધારો કે નભી શકે પણ ખેતીમા તો તક ગઈ કે આખુ વર્ષ, રે ! આખી જીંદગી તેનુ ફળ ભોગવવુ પડે છે

જુના અને અનુભવી મહેનતુ ખેડુતો આવાં કારણથી સમજે છે, કે ભણેલો છોકરો ખેતી ઉપર સારૂ લક્ષ આપતો નથી, તેથી ખેતી માટે લાયક નથી આ કારણથી ખેડુતના દીકરાઓને પ્રાથમિક કેળવણીમાજ ખેતીના જ્ઞાન સાથે જાત મહેનતની ટેવ પડે, શારીરિક મહેનતમા કોઈ મોટાઈ સમજે, ખોટી માન્યતા ન રાખે અને નોકરને બદલે ખેડુત થવામા માન સમજે એવા સસ્કારની જરૂર છે બાળપણના સસ્કાર જેવા ચિરસ્થાયી થાય છે, તેવા મોટપણે થતા નથી

નામદાર સરકારે પચાસેક વર્ષથી ખેડુતોને યોગ્ય સલાહ, સાધન, બી. ખાતર અને ખેતી અંગની બીજી જરૂરિઆતોની મગવડ માટે ખેતીવાડી ખાતુ કાઢેલુ છે એ ખાતાના વિદ્વાન અમલદારો ગામે ગામ ફરી ખેતીની ઉન્નતિના માર્ગ બતાવે છે છતા હજુ એ જ્ઞાન ખેડુતો એ ખાતાનો જોઇતો લાભ લેતા નથી એ દીલગીરી ભરેલુ છે કેળવણીના વધારા સાથે એ ખાતાના લાભો વધુ પ્રાપ્ત કરશે એવી આશા છે

વળી ખેતી અને તેના અગના જરૂરી ધંધાની ઉચ્ચ કેળવણી માટે કોલેજ છે, પણ ગરીબ, ગામડાના અને થોડુ ભણેલા ખેડુતોના દીકરાઓ એ કોલેજનો લાભ મેળવી શકે નહિ તેથી વર્નાકયુલર ભાષા મારફતે એ જ્ઞાન આપવાને સ્કુલો કાઢવા માડી છે એ સ્કુલોનુ તમામ ખર્ચ નામદાર સરકાર કરે છે આ સ્કુલો ઘણી પ્રિય નીવડી છે એવી ઘણી સ્કુલોની આ દેશના જરૂર છે, તેથી કેળવણી ખાતા તરફથી પ્રાથમિક શાળામા ઉપલા ધોરણોમા એ વિષયોનુ જ્ઞાન આપવાની શરૂઆત થવા માડી છે

સને ૧૯૨૪ ના માર્ચ માસમા ઉત્તર-વિભાગના મહેરબાન એજ્યુકેશનલ ઇન્સપેકટર સાહેબ બહાદુરે આ સ્કુલની મુલાકાત લીધી, ત્યારે આ સ્કુલમા ખેડુતોનાજ છોકરાઓ હોવાથી અને પરગામના છોકરાઓ પણ આ સ્કુલમા ભણતા હોવાથી એ શિક્ષણ દાખલ કરવાને યોગ્ય જણાવાથી આ ગામના ગૃહસ્થ મી૦ મોતીભાઈ હીરાભાઇની જમીન ભાગથી રાખવાની કબુલાત લેવામા આવી. જુન, સને ૧૯૨૪થી ખેતીનુ શિક્ષણ દાખલ કરવામા આવ્યુ

*જમીન* —સ્કુલથી એક ફર્લાંગ દુર ખેતર છે ખેતરની એક બાજુ પાસે થઈ મોટી સડક પાગડીથી નાશિક જનારી આવી રહેલી છે જમીન બા

ગાયત તુલો થઇ શકે તેવી બેસર જાતની સારી છે જમીન વચ્ચે પાકા કુવો છે જેના ઉપર શરત મુજબ માલીકે ગ્રેટ મુકી આપેલો છે

પાકો :—આ તાલુકાના ખેડુતોનો બીજા તાલુકા જોડે સબંધ થોડો હોવાથી અહિં નહિ થતા પણ થઇ શકે તેવા સારા પાકો દાખલ કરવાની જરૂર જણાવાથી તેજ પ્રમાણે ગોઠવણ કરવામા આવી. ખેતરના અગ્ર ભાગમા બાગ બનાવવામા આવ્યો છે, જેમા ફુલના અને શોભાના મળી શકતા તમામ છોડો અને કેળ રોપવામા આવી છે, તેમજ અવલોકનના છોડો છોકરાઓને પ્લોટ સોપી વાવવામા આવ્યા છે ઔષધિની વનસ્પતિઓ પણ બાગમા રોપવામા આવી છે બાકીના તમામ ભાગમા પાકો કરવામા આવ્યા છે. જમીનનો વિસ્તાર સાડાત્રણ એકર લગભગ છે

સ્થાનિક તુલો :—ડાંગર, નાગલી, કોદરા, તુવર, વાલ, ચોળી, શાકભાજી, વેગણ, મરચી, તમાકુ, અને બીજા પરચુરણ તમામ આ ભાગમા થતા પાકો કરવામા આવે છે

પ્રયોગના પાકો :—કપાસ, જુવાર, બાજરી, મકાઇ, આદુ, હળદર, સુરણ, રતાળુ મુળા, સુવા, બટાટા, અને ભોયમીંગ કરવામા આવે છે

સ્થાનિક તુલો થવામા કાંઈપણ હરકત આવી નહિ, પણ વિસ્તાર વધારે હોવાથી કામને તક પ્રમાણે પહોચી ન શકાવાથી ખેડુતોના કરતા ઉત્તમ પાક થવો જોઇએ તે કેટલાક પાકમા બન્યુ નહિ

રોજજ વરસાદ હોય તેથી કરબનો ઉપયોગ બને નહિ અને જોઇતા સાધનો ક્રિયોની કેટલેક અંશે પરાશ્રિત સ્થિતિથી તક સાધવામા મુશ્કેલી પડી છતા બનતી મહેનતે પરિસ્થિતિને અનુસરી થઇ શકે તેટલુ સારૂ કરવાનો પ્રયત્ન કરવામા આવ્યો વધુ વરસાદ અને નીંદામણનુ દુ:ખ તો જેણે અનુભવ્યુ હોય તેજ જાણી શકે

શીયાળુ પાકો ઘણા સારા થયા અને પ્રમાણમા આવક પણ ઠીક થઇ આ તાલુકામા એ પાકો ઘણા સારા થઇ શકે છે પાણીનુ સાધન સારૂ હોવાથી આ પાકો વધુ થાય તેમ આવક સારી આવે છે

અખતરાના પાકો :—મકાઇ, બાજરી, જુવાર, અને ભોયમીંગ વધુ વરસાદથી સારા ન થઈ શકે એમ જણાવાથી આ વર્ષે નામ શિખવવા ખાતરજ દાખલ કીધા છે

આદુ હળદર, સુરણ, અને રતાળુ ઘણા સારા થયા અને જોનારાઓને સંતોષ આપી શક્યા તેમજ આવક પણ સારી થઇ

અનુભવે એમ જણાયુ કે આ તાલુકામા વધુ વરસાદને લઈ આદુનો પાક જાળવવો મુશ્કેલ છે, તેથી આ વર્ષે શિખવવા પુરતોજ એ પાક કીધો છે. હળદર, રતાળુ, અને સુરણ વધુ દાખલ કીધાં છે આ તાલુકામા આ પાક ઉત્તમ થાય એમ છે છતા ખેડુતો એ કરતા નથી એ દીલગીરી ભરેલુ છે શેરડીના ખર્ચાળ પાકમા ખાર માત્ર વળગી રહે, તે કરતા છ માસમા થોડા ખર્ચે વધુ આવક આપનારા આ પાકો કરવા જેવા છે, તે ખેડુતોને વખત જતા સમજાશે એવુ માનવુ છે

**કપાસ**:—આ પાક આ તાલુકામા નહિ હોવાથી કરવાની ખાસ જરૂર હોવાથી આશરે અર્ધા એકર જમીનમા એ કીધો ની દામણથી ત્રાસ નો ઘણો પડયો છતા વધુ શ્રમ લેવાથી છોડા સારા થયા ભેજવાળી જમીન અને હવા હોવાથી ઝીંડવા બરાબર ફુટયા નહિ છતા સતોષકારક પાક થયો

**આવક ખર્ચ**—જુન ૧૯૨૪થી એક વર્ષમા આવક રૂ૦ ૧૪૫) થઈ જેમા જમીન માલીકને રૂ૦ ૧૦૮-૧૨-૦ ભાગે અને બાકીના રૂ૦ ૩૬-૪-૦ સરકારને ભાગે આવ્યા વર્ષ દરમ્યાન સરકારને ખેતરનું ખર્ચ રૂ૦ ૫૫-૮-૦ થયુ જો નીદામણનો ત્રાસ ન હોત તો તો આવક ઘણી સારી થતે

**ખાતર**:—શણ, ખોળ, અને છાણીઉ ખાતર આ તરફ વપરાય છે છાણીઉ ખાતર પુષ્કળ હોવાથી અને એ સર્વ ઋતુમા સર્વ પાકોમા લાભપ્રદ હોવાથી બનાવટી ખાતરની જરૂર પડી નહિ, તેમજ ઉત્તમ ખાતર છાણીઉ કાયમનો લાભ આપનાર હોવાથી એનોજ ઉપયોગ કરવાનુ યોગ્ય જણાયુ

**શિક્ષણ**:—શરૂઆતમા પાચમ, છઠ્ઠા અને આતમા ધોરણમા પાચમા વિષયને બદલે ધોરણ પાચમાના ખેતીકોર્ષમાંથી કૃષિવિદ્યા અને સૃષ્ટિજ્ઞાન શિખવવુ શરૂ કર્યું પણ ઓગસ્ટ માસથી મહેરબાન ડે એ ઇ. સાહેબની સૂચનાથી પાચમા ધોરણમા સપુર્ણ કોર્ષ દાખલ કરવામા આવ્યો

છઠ્ઠા ધોરણમા પદાર્થ પાઠને બદલે કૃષિ વિદ્યા, સૃષ્ટિજ્ઞાન અને ખેતીની ભુગોળ પાચમા ધોરણના ખેતી કોર્સની ચાલુ કરવામા આવી

આતમા ધોરણમા સામાન્ય કોર્સની વ૦ ફા૦ પરિક્ષાના ઉમેદવારો હોવાથી ખેતીના વિષયો છઠ્ઠા ધોરણ જેટલા અઇચ્છિક વધારાના ચલાવવામા આવ્યા. જો કે આથી વખતની સામાન્ય કોર્સમા ખોટ પડી, છતા અભ્યાસમા જરા પણ ન્યુનતા આવી નહિ વધારાનો ટાઈમ લઈ સામાન્ય કોર્સ સપુર્ણ કરવામા આવ્યો અને સુરત વ૦ ફા૦ મા સાતે સાત છોકરાઓ પસાર થયા તેમા આખા જિલ્લામા પહેલો અને ત્રીજો નબર અત્રેના વિદ્યાર્થીના આવ્યા એ ઘણુજ આનદની વાત છે

આ વર્ષે છઠ્ઠા ધોરણમાં પણ ગઇ સાલના છોકરાઓને સંપુર્ણ ખેતીકોર્સ દાખલ થયો છે અને આવતા વર્ષે સાતમા ધોરણનો દાખલ થશે

ખેતીકોર્સમાં ઇતિહાસનો વિષય ન હોવાથી વાચન માળાના પાઠો જેમાં પહેલા ભાગમાં પણ ઐતિહાસિક હકીકતનો સબંધ વધારે હોવાથી તે ચલાવતા વધારે વખત સબંધ જોડવા લેવો પડે છે

વળી આ સ્કુલમાં પરગામના છોકરાઓ આવતા હોવાથી છઠ્ઠા, સાતમા ધોરણમાં આવનારાઓને ખેતીકોર્સના નવા વિષયો મુળથી શીખ્યા વિના તેમા તેજ ધોરણનો કોર્સ સંપુર્ણ ચલાવી ન શકાય અને નીચલા ધોરણનો ખેતીનો જરૂરીઆત ભાગ તે ધોરણ જોડે ચલાવતા બીજા વિષયના ટાઇમનો સબંધ જોડતા મુશ્કેલી ઉભી થવાથી તેમને સામાન્ય કોર્સજ ચલાવવો પડે છે, તેથી 'એકકે ધોરણમાં બબ્બે ધોરણ' પણ કરવા પડયા છે. વળી વાલીઓની મરજીને અનુસરી બને કોર્સમાંથી ગમે તે શિખવવાની પણ છુટ રહેલી છે

**જમીનની ગોઠવણ** —જમીન ગમેતે રાખવી કે ભગે રાખવી તે પરિસ્થિતિ ઉપર આધાર રાખે છે બંને પ્રકારમાં કેટલીક મુશ્કેલી તો ખરી પણ જો જમીન માલીક ઉદાર હોય અને જરૂરી સગવડની શરત હોય તો કેટલીક જોખમદારી અને અડચણ ઓછી નડે ગમે તે સંજોગમાં તક સાચવવી ઘણીજ જરૂરની છે, અને યુક્તિથી કામ લેવાથી સગવડ આવવાને વાધો થોડોજ આવે છે સરકારી બોર્ડિંગ જેવી સંસ્થામાં સઘળુ સાધન સ્કુલનુ હોવાથી ઉત્તમ કાર્ય થવાનો સંજોગ છે ગમે તે પ્રકારે વિદ્યાર્થીઓને ઉત્તમ શિક્ષણ આપવુ એજ મુખ્ય હેતુ ધ્યાનમાં રાખવાની જરૂર છે

જો જમીન એકાદ એકરજ હોય તો થોડા ખર્ચથી ઉત્તમ શિક્ષણ મળવાનો સંભવ છે ખેડુતોને વધારે જમીનથી આવક વધે અને શિક્ષણ અંગે તે વધયો કેટલેક પ્રસંગે ભારે થઇ પડે છે

કેટલીક અડચણો ને નીવારણ—કોઇ પણ બાબત નવી હોય તેના ઉપર લોકોનુ લક્ષ વધુ રહે છે, અને લોકોની ગભરાટી પડી થતા મુશ્કેલીની પ્રથમ થાય છે શરૂઆતમા લોકોમાંથી કેટલાક કપડા બગડે, પગને અને નાક ચઢે તથા અભ્યાસ બગડે એમ બોલવા લાગ્યા અને આજનુ છોકરાઓ બદના કાદી ગ્રુવને નમસ્કાર કરવા પણ તૈયાર થતા જણાયા તેથી થોડા દીવસ સખત મુસવણ પડી, પણ લોકોને સમજાવતા તેમજ યુક્તીથી કામ લેતા એ મુશ્કેલી કેટલેક અંશે દુર થઇ

ખેતરના પાકોની તક સાચવવી ઘણીજ જરૂરની છે અને શરૂઆતનુ શિક્ષણ હોવાથી કેટલીક મુશ્કેલી નડે એ સ્વાભાવિક છે છતા બનતી મહેનતે તક સાચવવા કોશિષ કરવાના આવી

આ તાલુકામા નિંદામણનો ત્રાસ અતિશય નડે છે અને ખેતર સ્વચ્છ રાખવુ, એ શિક્ષણ અંગે જરૂરનું છે ચુંદરડો, સામો, જુદાં જુદા ઘાસ અને કલ્હાર વગેરે વનસ્પતિ વાગફરતી નીઠળ્યાજ કરે, તેથી એ કામ ઘણુ ભારે પડયુ છતા કેટલીક વખતે આખી સ્કુલના વીધ્યાર્થીઓને કસરત તરીકે એ કામમા રોકવા પડયા અને બની શકતુ કરવામા આવ્યુ

સુનેલ ઢોર અને તે કેટલીક મોસમમા રાત્રે પણ છુટા હોવાથી પાકનું રક્ષણ કરવુ ભારે પડયુ કાટાની ગમે તેવી વાડ હોય છતા તે ફોડી દાખલ થઈ રાત્રે પણ નુકશાન કરે ખેડુતના ખેતરને તો ગમે તેમ નભે પણ આ તો પ્રયોગના તુલો હોવાથી સહેજ પણ નુકશાન ચાલી શકે નહી એવા ઢોરો તરફથી કેટલાક તુલો અને કેળને નુકશાન થયુ તારની વાડ વીના આ નુકશાન અટકે નહી પણ અજમાયશી શિક્ષણ અને પારકું ખેતર હોવાથી એ બની શકે નહી કાટાની વાડથી બનતુ જતન કરવાનો પ્રયત્ન કરવામા આવ્યો હતો

જયારે ખેતીની મોસમ ચાલતી હોય ત્યારે વિદ્યાર્થીઓ ઘરના કામમાં રોકાવાથી નીયમીત હાજરી આપી શકે એ અશકય છે છતા વાલીઓને સમ જાવવા બની શકે તેટલો પ્રયત્ન કરવામા આવ્યો

મદદ અને આભાર—આ શીક્ષણ નવુ હોવાથી કેળવણી ખાતાના અધીકારીઓ એ ઉપર ખાસ વધુ લક્ષ રાખી જોઈતી સગવડ કરી આપે છે અને વારવાર મુલાકાત લઇ પ્રયોગને આબાદ બનાવવા સારો પ્રયત્ન આદરી રહ્યા છે એ શુભ ચિહ્ન છે

ખેતીવાડી ખાતાના અમલદારો પણ વારવાર મુલાકાત લઇ યોગ્ય સલાહ અને સાધનની માગણી મુજબ સગવડ કરી આપે છે અને ખેતીના ઉન્નતીના માર્ગમા સહાય આપી રહયા છે એ ઘણુ પ્રશસનીય છે

આ ગામના તેમજ આજુબાજુના ગ્રહસ્થો પાસે કોઈ મદદની માગણી કરવામા આવે તો બની શકતી સહાય કરે છે પાલડી સ્ટેશનના શેઠ ભીલાડ વાલાએ કેટલાક ઇંડના કુંડા અને ડાલીઓ વગર પૈસે આપી છે ગોઇમાના શેઠ વમળચદભાઈએ ખેતરની મુલાકાત લીધી તે વખતે કેળના રોપાની જરૂર વાત કરતા વસઇથી પોતાને ખર્ચે મગાવી ખેતર સુધી પહોચતા કીધા છે એ સર્વેનો ઉપકાર માનવા જેવો છે

લોકોને લાભ—આ શિક્ષણ અહી દાખલ થવાથી ખેતીવાડી ખાતાના

અમલદારોની વધુ મુલાકાતથી લોકોને જોઈતી સલાહ સારી મળે છે ખેતીવા ડી ખાતા તરફથી ઘાસનો સંચો લાવી આ ગામના બે ત્રણ ગૃહસ્થનુ ઘાસ કાપી બતાવ્યુ, જે ઉપયોગી અને લાયક જણાવાથી આ ગામના શ્રીમત ખેડુ ત મી૦ લક્ષ્મણ ભાઈએ એ ખાતા મારફતે એક સચો ખરીદ પણ કીધો છે. એ મુજબ, વધુ સચા અને સારા ઓજારોનો ઉપયોગ વધવાનો સભવ છે મ જુરની અછત અને મોંઘવારીમા યાત્રીક શક્તિનો લાભ લેવાની ખરેખર જરૂર ખેડુતોને માલમ પડી છે યત્રથી કામ કરતા થોડા વખતમા, થોડે ખર્ચે, થો ડી મહેનતે વધુ લાભ મળવાનો સભવ છે, અને બચેલા મજુરોનો અનાજના વધુ પાકો કરવામા ઉપયોગ થવાથી એવડા લાભનો સજોગ છે તે ખેડુતો વધુ પ્રાપ્ત કરશે એવી આશા રહે છે

આ ગામના ઉત્સાહી અને બાહોશ ખેડુત મી૦ ઉકાભાઈએ થોડા વર્ષ અગાઉ કપાસ કરી જોઈ કટાળીને મુકી દીધેલો

સરકારી ખેતરમા કપાસ થનાર જાણી ગામમા ચાર પાચ ખેડુતોએ પા ક કીધો, અને જોકે નીદામણની મુશ્કેલી તો નડી પણ પારડી તાલુકાનો બે ભાર કપાસ ખેડુતોએ આજ વર્ષે વેચ્યો ખેડુતોની સ્થિતી " કાલા કે છાલાં " થી સુધરી શકે તેમા થોડા ખર્ચથી વધુ આવક આપનારા કપાસનો આ તાલુ કાને લાભ મળ્યો નથી, અને ડાગરમા મજુરી તથા મેઘરાજાની અનિયમીતતા થી ચોકસ લાભ લઈ શકાતો નથી જો આ તાલુકામા કપાસનો પ્રયોગ સફળ નીવડે તો ઉન્નતીની આશા રાખી શકાય. નીદામણનો થોડા ખર્ચમા અટકાવ થાય એવા માર્ગ સુઝે અને વધુ ભેજથી ગાડવા બગાગર ફુટે અને બીજા ભાગ ની માફક ખેતર ખુલ્લુ થાય, તેવુ બી અથવા ઇલાજ જડે તો આ ભાગમા એ પાક વધુ થતોજ જાય (વૈશાખ મહીના સુધી કપાસ વધતોજ જાય અને ફળ આપ્યાજ કરે છે )

**ઉપ સહાર**—ગુજરાત એ હીદનો બગીચો છે કુદરતની પુર્ણ કૃપા છે ખેતીએ જીવનનો આધાર છે ખેડુતના બાળકો એ વિષયનુ ઉત્તમ જ્ઞાન મેળવી, પુર્ણ પ્રેમથી જમાનાને અનુસરી એ ધધાને આબાદ બનાવે, નવા નવા પાકો થોડા ખર્ચમા ઉત્પન્ન કરે, સાદુ, સુખી અને સતોષી જીવન ગુજારી શકે, દેવા વિ નાના રહી સ્વાશ્રયી ખેડુત બને, યાત્રીક જમાનાનો ઉત્તમ લાભ મેળવે, કેળ વાએલા ખેડુત બની ખ્યાતી મેળવે, અને જગતના પિતાનુ ઉત્તમ પદ સર્વ રીતે શોભાવે એ આ શિક્ષણનો ઉદેશ છે, અને પરમ કૃપાળુ પરમાત્મા એ પાર પાડો એવી પ્રાર્થના છે.

રવાનો છે ગત વર્ષમા હમારી પાસે કુલ્લે લગભગ ૧૮૬૦ ગાટડી બી આવ્યુ હતુ આ જથો ખેડુતો પાસેથી ખરીદી લેવામા આવ્યો હતો-અને તેની વહેચણી નીચે પ્રમાણે ઠરી હતી—

| | ગાટડી | મણ | શેર |
|---|---|---|---|
| ૧ નાદોદ સ્ટેટ | ૬૩૬ | ૧૦ | ૦ |
| ૨ શેઠ દારાશાહ રૂ વખારીયા | ૨૩ | ૦ | ૦ |
| ૩ શેઠ બમનશાહ જામાસજી | ૧૫૧ | ૨૬ા | ૦ |
| ૪ વડોદરા સ્ટેટ | ૫૯ | ૧૫ | ૦ |
| ૫ શેઠ દારાશા એદલજી કત્રાકટર | ૫૯ | ૧૫ | ૦ |
| કુલ્લે | ૧૦૩૫ | ૨૬ા | ૦ |

આ સિવાય બારડોલી, સરભોણ, સણીયા, સુરત, વીજલપુર, અને કીમ મુકામે સીડ ડેપો ખોલી પરચુરણ બી વેચવામા આવ્યુ હતુ જે લગભગ ૪૨૫ ગાટડી જેટલુ હતુ ઉપરની હકીકત ઉપરથી જોઈ શકાય છે કે નાદોદ સ્ટેટમા ચાલુ બીનો સુધારો થતો જાય છે જ્યારે બાકીના નર્મદા નદીના દક્ષિણ વિભાગમા જોઈએ તેવો બીનો પ્રસાર થયો નથી જોકે શેઠ બમનશાહ જામાસજી, શેઠ, દારાશા વખારીયા તેમજ શેઠ દારાશા કટ્રાકટર એ, ત્રણે ગૃહસ્થોએ ઉત્તમ પ્રયાસો કર્યા છે, અને ઘણી મહેનત ઉઠાવી હતી આ કાર્ય માટે આપણી કમીટીએ એમનો ખાસ આભાર માનવો જોઇએ, વડોદરા સ્ટેટના અધિકારીઓએ પણ બનતો પ્રયાસ કરેલો છે કપાસના ક્ષેત્રફળના વિસ્તારના પ્રમાણમા હજી વધારે અને વધારે બીનો ફેલાવો કરવાની જરૂર છે

છેવટે આ રીપોર્ટમા આપણે ખાસ અગત્યની નોધ લઈએ છે કે શ્રીમાન શેઠ નાગરદાસ રાજારામની કુo વતી તેમના મેનેજર મીo છગનલાલ, શ્રી બારડોલી વીઠ્ઠલ કુo તરફથી મીo બુઠાલાલ તથા એન-એફ-તબોલીની કુo તરફથી શેઠ સોરાબજી એ ત્રણ ગૃહસ્થોએ બની શકે એટલી ઉત્તમ મોઈ કપાસ પીલવાને અગે કરી આપી હતી અને સખત નાણાં વગર દીલે ઠરવેલા દરે પુરા પાડયા હતા. આ ઉમદા કામો માટે આપણે જેટલો એમનો આભાર માનીએ એટલો ઓછો છે

K D NAIK.
Cotton Supdt —SURAT

# વેદમાં ખેતી.

—*********—

( એપ્રીલ સને ૧૯૨૪ ના અંકના પૃ. ૮૦ થી અનુસંધાન.
લેખક—રા૦ રા૦ કલ્યાણજી દેવાભાઈ નાયક )

"Sira (plough) is mentioned in the Rigveda, and often later It was large & heavy, as is shown by the fact that Six oxen, or Eight or Twelve or Even Seventy Four, were used to drag it" (Vedic Index) "સીર" અર્થાત હલનો ઉલ્લેખ વેદમા છે એ છ, આઠ, બાર અથવા ચોવીસ બળથી ખેચવામા આવતુ હતુ, એટલા માટે તે મોટુ અને વજનદાર રહેતુ

આ પ્રમાણે હલનુ વર્ણન વેદમા છે આ વિષયમા નિમ્ન શબ્દો વિચાર કરવા યોગ્ય છે.

| | |
|---|---|
| ષડ યોગ | ષડ ગવ |
| અષ્ટા યોગ | + + |
| દ્વાદશા યોગ | દ્વાદશ ગવ |

"યોગ" શબ્દના સ્થાને "ગવ" શબ્દનો ઉપયોગ કેવી રીતે થાય છે એ વાત આથી સ્પષ્ટ થઇ જાય છે હલકુ અથવા નાનુ હળ થોડા બળથી ચાલે છે, અને મોટા હળને ઘણા બળદ જોડવા પડે છે આ બાબતમા શંકા થવી સંભવની નથી

મોટું હળ જમીનમા ઘણુ ઉંડુ જાય છે, એટલા માટે એને ખેચવા માટે વધુ બળદોની જરૂર રહે છે આવા હળથી અનાજની પેદાશ પણ વધારે થાય છે

વખતે પ્રવેશ કરી-માટી ઉખડે છે તેનુ નામ વેદમા "ફાળ" આપ્યુ છે ફાળ અથવા ફાર એકજ શબ્દ છે એનુ વર્ણન જુઓ —

શુનન ફાળ વિકૃષન્તુ ભૂમિમં ।
કૃષિન્નત્ફાળ આશિતં કૃણોતી । ઋગવેદ

અર્થાત—ફાર ઉત્તમ પ્રકારથી ભુમીની ખેતી કરે છે ખેતી કરવા વાળા જ અન્ન ઉત્પન્ન કરે છે "આમા" કોપ "ના મહત્વનુ વર્ણન કર્યું છે આમા બીજો મંત્ર "પુરૂષાર્થ" નુ મહત્વ બતાવવાને માટે આપેલો છે, આ બાબત વિશેષ ધ્યાન પુર્વક જોવા યોગ્ય છે મંત્રનુ તાત્પર્ય એ છે કે જે પ્ર માણે "ફાર" કૃષિ કરી અન્ન ઉત્પન્ન કરે છે એજ પ્રમાણે આત્મા રૂપી ખેડુત આ શરીર રૂપી ખેતરમા પુરૂષાર્થ વડે અભ્યુદયના શ્રેયસરૂપ ધાન્ય ઉ-ત્પન્ન કરી શકે છે પુરૂષાર્થ વડે સર્વ કાર્ય સાધ્ય થઈ શકે છે ખેતીની ઉપમા આધ્યાત્મીક પુરૂષાર્થની શકયતા બતાવવાને માટે કરવામા આવી છે એ અ હી જોવાનુ છે તથા "ફાર" ના વિષયમા વધુ જુઓ —

યથા બીજ મુર્વર્યા કૃષ્ટે ફાલેન રોહતી ।
એવા મયી પ્રજા પ્રશવોન્ન મન્ન વિરોહતુ । ઋગવેદ

"જે પ્રમાણે કોપથી કૃષિત ઉપજાઉ ભુમીમા નાખેલુ બીજ ઉગે છે અને વ ધે છે તેજ પ્રમાણે મારા આધાર વડે સતાન, પશુ અને અન્ન વૃધ્ધિને પામે"

આ મંત્રમા પણ કોપનો સબંધ બીજની ખીલવણીમા કેવો છે તે ઉત્ત મ રીતીથી બતાવ્યો છે કોપ માટે બીજો "સ્તેગ" શબ્દ છે જેનુ વર્ણન હવે પછી જોઇશુ (અપુર્ણ)

## સાભાર સ્વીકાર.

"મુબાઇનો વ્યાપારી અનુભવ" લેખક અને પ્રકાશક મુળજી નાથજી કોઠારી, મુબાઇ મુલ્ય રૂ ૩-૮-૦ આ પુસ્તક અત્યાર સુધી ગુજરાતીમા પ્રગ-ટ થયેલા પુસ્તકોમા સૌથી અગત્યની જગ્યા ભોગવે એમ છે મુબાઈના બજા રના એકેએક જાતના વેપાર સબંધીની તેમજ કેટલા એક અગત્યના વેપારોની ખામીઓ સબધીની દરેક રીતની માહીતી આ પુસ્તક પુરી પાડે છે અને લે ખકે જે મહેનત લઇ પોતાનો અનુભવ જાહેર પ્રજા સમક્ષ જે રીતે રજુ કર્યો છે તે માટે અમો તેમને ધન્યવાદ આપીએ છીયે અને વધુમા ગુજરાતના જુ-વાનો મુબાઈમા જઈ છાપામા "જોઇએ છે"ની જાહેર ખબરો વાચી-નજીવી નોકરી માટે તરફડીઆ મારે છે તેમને આ પુસ્તક એકવાર વાચી જવાની ભલા મણ કરીએ છીએ —અધિપતી

## ધી દીવા ગૃપ કો-ઓપરેટીવ કોટન સેલ એન્ડ સીડ સપ્લાઇ સોસાયટી લીમીટેડનો સને ૧૯૨૫ નો હેવાલ.

—*********—

શેર કેપીટલ મન્જુર કરેલી થાપણ રૂા. ૫૦૦૦૦.

### મેનેજીંગ કમીટીના મેમ્બરો.

૧ શ્રી૦ કાસમ અસ્માલ મ્માજન ચેરમેન દીવા
૨ „ ભાગમલ નાથા દીવા
૩ „ મુસા કાસમ મોરધર દીવા
૪ „ ગીરધર કોહયા ગડખોલ
૫ „ ગોપાલ ગુમાન „
સેક્રેટરી માસ્તર જેરામ મીઠાભાઈ

આ મંડળી તા૦ ૧૭-૭-૨૦ને રોજ કો-ઓપરેટીવ સોસાયટી એકટની રૂએ રજીસ્ટર કરવામા આવી હતી મંડળીની શરૂઆત ફકત ૧૧ મેમ્બરથી કરવામા આવેલી હોવાથી ચાલુ મોસમમા ઝાઝો કપાસ મંડળમા આવ્યો નથી

આ મંડળને શ્રી યશવંતરાવ ત્રંબકલાલ દેશાઇ તથા શ્રી હીરાલાલ રતનગામ થાનકી ડીસ્ટ્રીકટ ઓનરરી ઓર્ગેનાઇઝર સાહેબના પ્રયાસથી પુષ્કળ ટેકો મળેલો અને તેમનાજ પ્રયાસથી ઉભી થએલી

ચાલુ સાલે કપાસ ભાર ૨૭-૧૪-૪ કાચો વેચવામા આવેલો જેનો ભાવ સરેરાશ કમીશન જતા રૂ૦ ૨૩૪નો મળેયો, ત્યારબાદ કપાસ ભાર ૬૦-૧૫ રરનુ કરેલુ અને તે વેચવામા આવતા તેની કીમતના રૂા ૧૨૯૩૫-૪-૦ ઉપજેલા, તેમજ કપાસીઆના રૂા૦ ૧૩૫૩-૬-૦ તેમાથી જીનના ખર્ચ ના રૂા૦ ૮૦૩-૧૩-૬ બાદ કરતા બાકીના રૂપીઆ સભાસદોને વહેચતા ૬૨ ભારની સરેરાશ કીમત રૂા૦ ૨૨૩-૦-૦ આવી હતી એ કિંમત બીન સભાસદ ખેડુતો સાથે સરખાવતા દર ભારે રૂા૦ ૧૩ )નો વધારો થયો હતો કારણ કે ખેડુતોને સરેરાશ ભાવ રૂા૦ ૨૧૦ ) લગભગ પડેલો હતો આ ઉપરથી જાણવામા આવે છે કે ફકત નમુનારૂપ કામ કરતા મંડળીના મેમ્બરોને નફો એકંદરે રૂા૦ ૧૧૦૦ )થી વધુ મળ્યો છે જયારે બીન મેમ્બરોનો એટલોજ નફો બીજા લઈ ગયા છે માટે આશા રાખવામા આવે છે કે આ ઉપરથી પ્રજાકીય મંડળમા દાખલ થવા કેટલુ હિત ભરેલુ છે તે ખેડુત વર્ગ વીચાર કરશે અને આવતી સાલ આવો અમુલ્ય લાભ લેવા ચુકશે નહિ

વખતે પ્રવેશ કરી-માટી ઉખડે છે તેનુ નામ વેદમાં 'ફાળ" આપ્યુ છે. ફાળ અથવા ફાર એકજ શબ્દ છે એવુ વર્ણન જુઓ—

શુનન ફાળ વિકૃષન્તુ ભૂમિમ !
કૃપિન્નત્કાળ આશિત કણોતી ! ઋગવેદ

અર્થાત—ફાર ઉત્તમ પ્રકારથી ભુમીની ખેતી કરે છે ખેતી કરવા વાળા જ 'અન્ન ઉત્પન્ન કરે છે "આમા" કોષ" ના મહત્વનુ વર્ણન કર્યુ છે આમા બીજો મંત્ર "પુરૂષાર્થ" નુ મહત્વ બતાવવાને માટે આપેલો છે, આ બાબત વિશેષ ધ્યાન પુવક જોવા યોગ્ય છે મત્રનુ તાત્પર્ય એ છે કે જે પ્રમાણે "ફાર" કૃષિ કરી અન્ન ઉત્પન્ન કરે છે એજ પ્રમાણે આત્મા રૂપી ખેડુત આ શરીર રૂપી ખેતરમા પુરૂષાર્થ વડે અભ્યુદયના શ્રેયસરૂપ ધાન્ય ઉત્પન્ન કરી શકે છે પુરૂષાર્થ વડે સર્વ કાર્ય સાધ્ય થઇ શકે છે ખેતીની ઉપમા આધ્યાત્મીક પુરૂષાર્થની શકયતા બતાવવાને માટે કરવામા આવી છે એ અહી જોવાનુ છે તથા "ફાર" ના વિષયમા વધુ જુઓ—

યથા બીજ મુર્વર્યા કૃષ્ટે ફાલેન રોહતી !
એવા મયી પ્રજા પ્રશવોન્ન મન્ન વિરોહતુ ! ઋગવેદ

"જે પ્રમાણે કોષથી કષિત ઉપજાઉ ભુમીમા નાખેલુ બીજ ઉગે છે અને વધે છે તેજ પ્રમાણે માગ આધાર વડે સતાન, પશુ અને અન્ન વૃધ્ધિને પામે"

આ મત્રમા પણ હોષને સબધ બીજની ખીલવણીમા કેટલે છે તે ઉત્તમ રીતીથી બતાવ્યો છે કોષ માટે બીજો "સ્તેગ" શબ્દ છે જેનુ વર્ણન હવે પછી જોઇશુ (અપુર્ણ)

# સાભાર સ્વીકાર.

"મુબઇનો વ્યાપારી અનુભવ' લેખક અને પ્રકાશક મુળજી નાથજી કોઠારી, મુબાઇ મુલ્ય રૂા ૩-૮-૦ આ પુસ્તક અત્યાર સુધી ગુજરાતીમા પ્રગટ થયેલા પુસ્તકોમાં સૌથી અગત્યની જગ્યા ભોગવે એમ છે મુબાઇના બજારના એકેએક જાતના વેપાર સબધીની તેનજ કેટલા એક અગત્યના વેપારોની ખામીઓ સબધીની દરેક રીતની માહીતી આ પુસ્તક પુરી પાડે છે અને લેખકે જે મહેનત લઇ પોતાનો અનુભવ જાહેર પ્રજા સમક્ષ જે રીતે રજુ કર્યો છે તે માટે અમો તેમને ધન્યવાદ આપીએ છીયે અને વધુમા ગુજરાતના જુવાનો મુબાઇમા જઈ છાપામા "જોઇએ છે"ની જાહેર ખબરો વાચી નજીવી નોકરી માટે તરફડીઆ મારે છે તેમને આ પુસ્તક એકવાર વાચી જવાની ભલામણ કરીએ છીએ

અધિપતી

શ્રી ગુજરાત

# ખેતીવાડી અને હુન્નર ઉદ્યોગ

 ત્રિમાસિક. 

વર્ષ ૧૨ મું ] જુલાઈ-૧૯૨૫ [ અંક ૩ જો

## રૂના વેચાણ માટે મધ્યસ્થ સંસ્થાની અગત્ય

લેખક—શ્રી યશવંતરાય નરભેલાલ દેસાઇ

### "ખેડુત" એટલે ?



ખેડુતોને તેમનો માલ વેચવાની અનેક હાડમારીઓ પડે છે સાધારણ રીતે ખેડુત કેળવણીમા પછાત તથા વેપાર ધધામા કુશળ ન હોવાથી તે પોતાનો દરેક જાતનો માલ વેચવામા ઘણી રીતે બજારમા છેતરાય છે અને પોતાના માલનો ભાવ બજારમા ઓછો મેળવે છે, વિદેશના ખેડુતનો અર્થ વિશાળ રૂપમા લેખાય છે ત્યા એ ફક્ત ઓછામા ઓછા ખર્ચે ઉત્તમ પાક ઉત્પન્ન કરનાર એટલુજ નહિ પણ તે પાકની કીમત પણ વધારેમા વધારે મેળવનાર જયારે આપણા દેશમા ખેડુતે ફક્ત પાક ઉત્પન્ન કર્યો એટલે એનુ કર્તવ્ય પુરૂ થયુ એમ તે સમજે છે આ જાતની ટુકી સમજને લીધે તેના પાકનુ મુળ ઓછુ ઉત્પન્ન થાય છે અને મ્હોટાથી ન્હાના વેપારીઓ દલાલો વીગેરે middleman ભક્ષક નફો લઈ માલ વાપરનારાઓને મોંઘે મુલે માલ પુરો પાડે છે કેટલીક વખત તો આવો નફો મુળ વસ્તુની કીમત કરતા ૫૦થી ૧૦૦ ટકા જેટલો વધારે હોય છે, આમ ફક્ત ખેડુતની વેપારમા અજ્ઞાનતાને લીધે ખેડુતને તેમ માલ વાપરનારાઓને બન્નેને ગેરફાયદો થાય છે ખેતીના ઘણા પાકોમાનો એક મુખ્ય પાક કપાસ છે જે ગુજરાતની અંદર ઘણાજ મ્હોટા પ્રમાણમા પેદા થાય છે ને આપણે સ-

તા૦ ૧૨-૧૦-૨૪ થી તા૦ ૨૨-૭-૨૫ સુધીનો આવક જાવક

| જ | ઉ |
| --- | --- |
| રૂા આ પા | રૂા આ પા |
| ૪૧-૦-૦ શેર ખરીદ | ૧૧૭૪૦-૦-૦ બીનસભાસદ થાપણ પાછી |
| ૬૧-૦-૦ દાખલ ફી | ૨૦૦-૦-૦ સભાસદ થાપણ |
| ૨૦૦-૦-૦ સભાસદ થાપણ | ૬૪૩૮-૦-૦ કપાસ ખરીદ |
| ૧૧૭૪૦-૦-૦ બીનસભાસદ થાપણ | ૧૧૯૩૫-૪-૦ રૂ ખાતે |
| ૧૨૯૩૫-૪-૦ રૂ વેચાણ | ૧૩૫૩-૬-૦ કપાસીઆ ખાતે |
| ૬૮૩૮-૦-૦ કપાસ વેચાણ | ૩-૧૨-૬ / ૧૫-૧-૬ વ્યાજ |
| ૧૩૫૩-૬-૦ કપાસીઆ વેચાણ | ૮૪૫-૧૪-૬ / ૪-૨-૦ ખર્ચ ખાતે |
| ૮૮-૦-૦ કમીશન | ૧૦-૦-૦ સીલીક સેવીંગ અંકલેશ્વર |
| ૩-૯-૯ / ૪૭-૭-૬ વ્યાજ | ૧૦૪ ૧૪-૯ સીલીક રોકડ હાથપર |
| ૭૮૮-૧૨-૦ ખર્ચ ખાતે | |
| ૩૩૬૫૦-૭-૩ | ૩૩૬૫૦-૭-૩ |
| લેણું | દેવું |
| ૧૦૪ ૧૪-૯ રોકડ સીલીક હાથપર | ૪૫-૦-૦ શેર |
| ૧૦-૦-૦ અંકલેશ્વર સેવીંગ | ૬૯-૧૪-૯ નફો |
| ૧૧૪ ૧૪-૯ | ૧૧૪ ૧૪-૯ |

નફા તોટાનું પત્રક

| નફો | તોટો |
| --- | --- |
| ૧૧-૦-૦ દાખલ ફી | ૧૮-૧૪-૦ વ્યાજ આપ્યું |
| ૫૧-૧-૩ વ્યાજ | ૬૧-૪-૬ પરચુરણ ખર્ચ |
| ૮૮-૦-૦ કમીશન | ૬૯-૧૪-૯ નફો |
| ૧૫૦-૧-૩ | ૧૫૦-૧-૩ |

તા૦ ૨૭-૮-૨૫ — કાસમ અબ્બાસ ચેરમેન.
જેરામ ભીકા સેક્રેટરી

ધી ગીતા અપ કો-ઓ કોટન સેલ એન્ડ સીડ સપ્લાઈ સો લી

શ્રી ગુજરાત

# ખેતીવાડી અને હુન્નર ઉદ્યોગ

 ત્રિમાસિક. 

વર્ષ ૧૨ મું ] જુલાઈ-૧૯૨૫ [ અંક ૨ જો

## રૂના વેચાણ માટે મધ્યસ્થ સંસ્થાની અગત્ય

લેખક—શ્રી યશવંતરાય ત્રંબકલાલ દેસાઈ

### "ખેડુત" એટલે ?



ખેડુતોને તેમનો માલ વેચવાની અનેક હાડમારીઓ પડે છે. સાધારણ રીતે ખેડુત કેળવણીમા પછાત તથા વેપાર ધંધામા કુશળ ન હોવાથી તે પોતાનો દરેક જાતનો માલ વેચવામા ઘણી રીતે બજારમા છેતરાય છે અને પોતાના માલનો ભાવ બજારમા ઓછો મેળવે છે, વિદેશમા ખેડુતનો અર્થ વિશાળ રૂપમા લેખાય છે ત્યા ખેડુત એટલે—થોડા ખર્ચે ઉત્તમ પાક ઉત્પન્ન કરનાર એટલુંજ નહિ પણ તે પાકની કીંમત પણ વધારેમા વધારે મેળવનાર જ્યારે આપણા દેશમા ખેડુતે ફક્ત પાક ઉત્પન્ન કર્યો એટલે એનું કર્તવ્ય પુરૂં થયું એમ તે સમજે છે. આ જાતની ટુંકી સમજને લીધે તેના પાકનું મૂળ ઓછું ઉત્પન્ન થાય છે અને મ્હોટાથી ન્હાના વેપારીઓ દલાલો વીગેરે middleman ભક્ષક નફો લઈ માલ વાપરનારાઓને મોંઘે મુલે માલ પુરો પાડે છે. કેટલીક વખત તો આવો નફો મુળ વસ્તુની કીમત કરતા ૫૦થી ૧૦૦ ટકા જેટલો વધારે હોય છે, આમ ફક્ત ખેડુતની વેપારમા અજ્ઞાનતાને લીધે ખેડુતને તેમ માલ વાપરનારાઓને બન્નેને ગેરફાયદો થાય છે. ખેતીના ઘણા પાકોમાનો એક મુખ્ય પાક કપાસ છે જે ગુજરાતની અંદર ઘણાજ મ્હોટા પ્રમાણમા પેદા થાય છે ને [illegible]

કારણ કે તપાસીનું તો માનવું પડશે કે કપાસનું વાવેતર દર વર્ષે વધતુ જાય છે અને અનાજનુ વાવેતર ઓછુ થતુ જાય છે આનું એક મુખ્ય કારણ એ છે કે કપાસના ભાવ બહુ આવે છે પણ ખેડુતોને કપાસ વેચવામા અનેક જાતની મુશ્કેલી પડે છે તેમાની કેટલીક આ સ્થળે જણાવીશ તો તે અસ્થાને નહિ ગણાય

## ખેડુતોની હરકતો

(૧) કપાસના ભાવમા દરરોજ વધઘટ થાય છે પણ આની ખબર ખેડુતને ગામડામા રહેતો હોવાથી પડતી નથી અને તેથી રૂના વેપારીના દલાલો ગામડે ગામડે ફરી કપાસ ઓછે ભાવે ખરીદી જાય છે

(૨) આમ છતા પણ જ્યારે ખેડુત દલાલ મારફત બજારમા પોતાનો કપાસ આપવા જાય છે, ત્યારે જો કપાસનો ભાવ ઓછો થઈ ગયો હોય અને બજારમા મંદી દેખાતી હોય ત્યારે બીચારા ખેડુતના કપાસના વજનમા ઘટાડો કરવામા આવે છે, વળી કપાસ નબળો છે બીજી ટચનો છે વી જાતના વાંધા કહાડી તેને કીમતમા પણ ઓછા દામ આપવામા આવે છે એને લોકો 'કડદો' કહે છે વળી કેટલીક વખત તો ખેડુત કપાસનુ અરધુ એક ગાડુ ખાલવે ત્યાર પછી આવી રીતે કરવામા આવે છે કે જેથી તે બિચારાને કોઈપણ બીજે સ્થળે કપાસ વેચવાની તક જ ન મળે

(૩) વળી કેટલીક વખત કપાસના રૂપીયાના વાયદા થાય છે ને તે નાણા ઘણા પખવાડીયે મહીને કે બે મહીને મળે છે અને જો ભોગ જોગે વેપારીને કદાચ ખોટ ગઇ તો બીચારા ખેડુતને નાણા પણ ન મળે આવા દાખલા પણ ઘણા મળી આવે છે

## આંધળો વેપાર.

(૪) જે ખેડુતો તદન અભણ હોય છે અને અંદરના ગામડામા વસે છે તેમને માટે તો તેમના સાહુકાર હોય છે તે દરેક જાતની લેવડ દેવડ કરે છે. તેઓ તેમનો બધોજ માલ ખરીદી લે છે અને તેની ઉપજના નાણા ખેડુતને ખાતે જમે કરે છે આ જાતની પધ્ધતિમા જો બારીક તપાસ કરીએ તો આ એક આંધળો વેપાર છે એમ ખાત્રી થાય ખેડુતનો હિસાબ સાહુકાર ને જેમ ફાવે તેમ કરવામા આવે છે ને ખેડુત કોઈપણ વખતે શાહુકાના દેવામાથી મુક્ત થાય [illegible] ખેડુત તો તેના મરણ પર્યંત જકડાયલોજ ર

હે છે સુરત જીલ્લાના માંડવી તાલુકામા અને પંચમહાલ જીલ્લાના દાહોદ ત
• થા આલોદ તાલુકામા જ્યા ભીલોની વસ્તી છે ત્યાં આ પધ્ધતિ ગા । લેવામા
આવે છે

(૫) કેટલીક વખત ખેડૂતને નાણાંની જરૂર પડે છે ત્યારે કપાસ ખેતર
મા તૈયાર ન થયો હોય તે પહેલા પણ તેને અગાઉથી વેચી નાખવા [illegible]
લાવે છે

## સહકારી મંડળીઓની સહાય

મડળી પણ કામ કરે છે અને તેથી તે મડળીના સભાસદોને જીનવાળાનો આધારે લેવો પડતો હતો તે બધ થયો છે, અને તેમને મળતો લાભ પણ પોતે (સભાસદો) લઈ રહ્યા છે

## તેમનું કામ

આ અઢાર મડળીઓમાની ગઈ સાલ ફકત ચાર મડળીઓ કામ કરતી હતી અને તેમણે આશરે રૂ૦ ૭૦૦૦૦૦ ) નુ કામ કર્યું હતુ જ્યારે આ વરસે કુલ ૧૬ મડળીઓ કામ કરે છે અને આશરે રૂ૦ ૧૫૦૦૦૦૦ ) થી ૧૬૦૦૦૦૦ ) સુધીનુ કામ કરશે એમ અડસટો કરવામા આવે છે આ મડળીઓથી ખેડુતોને મુખ્ય શા લાભ થાય છે તે હુ ટુકમા જણાવીશ

( ૧ ) ખેડુતો તેમનો કપાસ મડળીમા લાવે છે જેને મડળી પીલાવી તેનુ રૂ કરીને બજારમા વેચે છે આથી ખેડુતોને રૂના ભાવ મળે છે જે કપાસના ભાવ કરતા સાધારણ રીતે વધુજ હોય છે

( ૨ ) આથી ન્હાના મ્હોટા દલાલો, જીનવાળાઓ તથા વેપારીઓ દુર થાય છે અને તેમણે મળતો નફો ખેડુતોને મળે છે

( ૩ ) ખેડુતોને ભાવમા કસ્દા થતા હતા, વજનમા ઘટાડો થતો હતો, રૂપીઆ માટે વાયદા થતા હતા, તથા કેટલીક વખત બધાજ રૂપીઆ ખોગા થતા હતા, તે બધ થાય છે

( ૪ ) ખેડુત ગાડામા ભરી કપાસ મડળી મા તેના નોકર સાથે પણ મોકલી શકે છે ( કારણ કે એમા કોઈ જાતની લુચ્ચાઈ અગર દગો થવાનો સભવ નથી ) અને તે પોતાનુ કામ ખુશીથી કરી શકે છે

( ૫ ) જે ખેડુતો આવી મડળીના સભાસદ હોય છે તેઓ સારૂ તથા એકજ જાતનુ કપાસનુ બી વાપરે છે અને તેથી કપાસ તથા રૂ ઉચા પ્રકારના ઉત્પન્ન થઈ શકે છે

( ૬ ) ખેડુતો પોતે જાતનુ મડળી ચલાવવા શક્તિમાન થાય છે, અને તેથી તેમને સ્વતત્ર રીતે [illegible] કરવાની કેળવણી મળે છે

આવી જાતની મડળીઓ સ્થાપવા માટે સહકારી મડળીખાતા તરફથી ઘણા પ્રયાસ કરવામા આવ્યા છે અને હજુ પણ ચાલુ છે મજકુર ખાતાને શરૂઆતમા આવી મડળીના પ્રચાર માટે બહુ મહેનત પડતી પણ હવે ગુજરાતમા ને ખાસ કરીને સુરત જીલ્લામા આ મડળીઓની જાણ ખેડુતોને એટલા બધી થઈ ગઈ છે કે કેટલીક વખત ખેડુતો પોતે આ મડળીઓ કરવા

કવા તઈયાર હોય છે છતા પણ એટલી તો ચોખવટ કરવીજ જોઈએ કે હજુ પણ આ મન્ડળીઓની સખ્યા ઘણીજ ઓછી છે અને જેમ બને તેમ જલદી થી વધુ કહાડવાની જરૂર છે આ જાતની રૂની વેચાણની સહકારી મંડળીઓ ગુજરાતના જીલ્લાવાર કેટલી છે તે આ સ્થળે જોવુ જરૂરનુ છે

| સાલ | સુરત જીલ્લો | ભરૂચ જીલ્લો | ખેડા જીલ્લો |
|---|---|---|---|
| ૧૯૨૫ | ૧૦ | ૭ | ૧ |

આ પરથી એમ જણાશેકે સુરત જીલ્લામા આ મડળીઓની સખ્યા સઉ થી વધારે છે જ્યારે સુરત જીલ્લામા ફક્ત એક અને બે મડળી હતી ત્યારે સુરતના રૂના બજારમા તેમનો વેપારી કે દલાલ કોઈપણ ભાવ પુછતો નહતો, અને તેમને રૂ વેચવાની અનેક મુશ્કેલીઓ નડતી પણ ચાલુ સાલે આ ૧૦ મડળીએમાની પાચતો હળી મળીને સયુક્ત રીતે કામ કરે છે, અને તેથી બજારમા રૂ મોટા જથામા એકી વખતે ૫૦ થી ૧૫૦ ખાડી જેટલુ વેચે છે આથી મોટા મોટા વેપારીઓ તથા વિદેશની રૂ ખરીદનારી કપનીઓ, જેવી કે મેસર્સ રેલી બ્રધર્સ અને વોલ્કર્ટ બ્રધર્સ વગેરે આ મડળીઓનો માલ ખરીદ વા તત્પર હોય છે અને ઘણીએ વખત બજારભાવ કરતા ખાડી દીઠ થોડા વધારે રૂપીઆ આપીને રૂ ખરીદે છે જે મડળીઓને આજથી બે વરસ પહેલા કોઈ પુછતુ નહતુ તે મડળીઓને માટે બજારમા આજે પડા પડી થાય છે અને સઉ કોઈ તેમનો માલ ખરીદવા હરીફાઈ કરે છે એનુ એક મુખ્ય કારણ એ છે કે આવી મડળીઓનો માલ ચોખ્ખો અને ભેળસેળ વગરનો હોય છ

## કેટલાક પ્રશ્નો

હવે સુરતના રૂના બજારમા રૂનો અદાજ સગમરી આશરે રૂા ૨૦૦૦૦૦૦૦ થી રૂા૦ ૨,૨૫,૦૦,૦૦૦૦ થયા જાય છે, અને જ્યારે આ મડળીઓના રૂની કીમત ગણીએ તો આ વર્ષે રૂા ૧૦,૦૦,૦૦૦ ) થી વધુ થાય નહી એટલે કે આ મડળીઓ હજુ તો બહુમા બહુ વીસમા ભાગનુ રૂ વેચે છે એમ ગ ણાય. પણ ભવિષ્યમા જ્યારે આ મડળીઓ ચોથા ભાગનુ એટલે કે રૂા૦ ૫૦,૦૦,૦૦૦ ની કીમતનુ રૂ વેચે એટલા પ્રમાણમા વધશે ત્યારે જરૂર બજા રમા એ પાયો ભાવ લઈ શકશે પણ મારે એ સ્પષ્ટ કહેવુ જોઈએ કે આ મડળીઓ હજુ પુરી રીતે કામ કરે છે પરતુ જો તેઓ બધી જોગ...

એકત્ર થઈ એ મધ્ય સસ્થા (મડળી) Union Federation ગમે તે કહો, બની કામ કરે તો જરૂર તેમનુ જોર ખુબ જામે આવી મધ્યસ્થ મડળીની જરૂર ગુજરાતમા ખાસ જણાવી માડી છે અને તે સબધમા મુબઈ ઇલાકાની ગઈ કોઓપરેટીવ કોટન સેલ મડળીઓની પરિષદમા આ જાતની મડળીઓ માટે એક મધ્યસ્થ મડળ સ્થાપવાના સબધમા જે ઠરાવો થયા છે તે પર હુ ધ્યાન ખેચુ છુ વળી જબુસરમા ઉપર જણાવેલી પરિષદે તો એક ઠરાવ કરી ગુજરાતની બધી કે રૂ વેચનારી સહકારી મડળીઓનુ એક પ્રતિનિધિ મડળ સ્થાપ્યુ છે જે રૂની મોસમમા દરેક મહીને એકવાર જુદે જુદે સ્થળે મળે છે આ મડળમા આ મડળીઓને ખીલવવા તથા પોષવા માટે, નાણા સબધી તથા બીજી અનેક અગવડો કેવી રીતે મળે તેને માટે, આવી જાતની મડળીઓ કહાડવા માટે, તથા તેમને લાભકારક હોય એવી અનેક જાતની ચર્ચા કરવામા આવે છે અને તેથી વળી મડળીઓમા પ્રતિનિધિ એક બીજાને મળી પોતપોતાને શી અગવડ તથા મુશ્કેલી છે તે સમજી સમજાવી દુર કરવાને સમર્થ થાય છે આ પ્રતિનિધિ મડળીની મીટીંગમા દરેક જીલ્લા કો-ઓપરેટીવ બેકના ચેરમેન સાહેબને પણ આમત્રણ કરવામા આવે છે કે જેથી નાણાં વિષયક બાબતનો સહેલાઈથી અને ત્વરાથી ઉકલ થાય, પરતુ આ પ્રતિનિધિ મડળનુ બધારણ હજી ચોક્કસ પાયા પર નથી અને તેથી જો એક મધ્યસ્થ સસ્થા નિયમસર અને બધારણપુર્વક સ્થાપવામા આવે તો તેથી જરૂર વધુ લાભ લઈ શકે જેમ જેમ આ મડળીઓની સખ્યા તથા કામકાજ વધતા જશે તેમ તેમ મધ્યસ્થ સસ્થાની વધારે અને વધારે અગત્ય જણાશે હાલ છે તે મડળીઓ વધુ જોર મા કામ કરશે અને તેમનો વિકાસ પણ સહેલાઈથી લઈ શકશે

## સ્થાનિક કનડગતો.

ઉપર તો ફકત સુરત જીલ્લાની રૂ વેચાણની મડળીઓ એકત્ર થઈ સુરતના રૂના બજારમા પોતાનુ કામ કરી રહી છે અને વેપારીઓની-હરીફાઈનો લાભ લઈ રહી છે તેજ દર્શાવ્યુ પણ ગુજરાતના બીજા જીલ્લામા તો આમાનુ કાઇ છેજ નહી ખેડા જીલ્લામા ફક્ત એક મડળી છે, જ્યારે અમદાવાદ અને પચ મહાલ જીલ્લામા તો એક પણ મડળી નથી ભરૂચ જીલ્લામા આવી સાત મડળીઓ છે તેમાની એક જે કારેલી ગામમા કામ કરે છે તેને તો શરૂઆતમા ત્યાના સ્થાનિક local વેપારીઓની ઘણીજ કનડગત હતી કોઈપણ તેનો માલ ખરીદતુ નહી અને કદેક જણ નજીવી કીમતે ખરીદવા કહેતા તેથી મજકુર મડળીઓ પોતના રૂની પાકી ગાસડી બનાવીને મુબઈના બજારમા વેચવા

મોકલી અને ત્યા જ ખુસરના રૂના બજારમા રૂનો ભાવ જે ઉત્પન્ન થતો તેથી પણ વધારે ભાવ મલ્યો આ તો ફકત થોડા હજાર રૂ૦ નો માલ હતો પણ જ્યારે લાખો રૂ૦ નો માલ મ ળઈમા વેચાય ત્યારે જરૂર વધારે લાભ મળી શકે, સાધારણ રીતે સ્થાનીક વેપારીઓ આ મ ડળીઓ તેમનો વેપાર છાપી નાખશે એ બીકને લીધે તેમની વિરૂદ્ધ હોય છે અને તેથી તેમને તોડી પાડવાને આતુર હોય છે તથા જેટલી કનડગત થાય તેટલી કરે એ સ્વાભાવિક છે

આ વસ્તુસ્થિતિમા જો એક મધ્યસ્થ સસ્થા ( Central Federation ) ઉપર જણાવી તેમ સ્થાપવામા આવે તો ફકત સુરતના રૂના બજારમા આજે કેટલીક મ ડળીઓ સારૂં કામ કરી રહી છે એટલેથી ન અટકતા એક પગલુ આગળ વધારી અને મુબઇ ઈલાકાનુ બલકે હિન્દુસ્થાનનુ રૂનુ મ્હોટામા મ્હોટુ બજાર જે મુંબાઈમા છે ત્યા તેઓ પોતાનુ રૂ વેચવા શકિતમાન થાય અને ત્યા પોતાનુ નામ પ્રખ્યાત કરી, સુરતના બજારમા જેવી હરિફાઈમા કામ કરી રહી છે તેવી અને તેનાથીએ વધારે હરિફાઈમા પોતાનો માલ વધુ સારી કીમતે વેચવા શકિતમાન થઇ શકે ભવિષ્યમા એક એવો પણ સમય આવે કે જ્યારે આવી જાતની મધ્યસ્થ સસ્થાઓ ઈલાકાના દરેક વિભાગમા હસ્તિમા આવે અને તે સર્વનુ ઈલાકામા એકજ મધ્યસ્થ મ ડળ સ્થાપી દેશપરદેશમા આ મ ડળીઓ પોતાનુ નામ જાહેરમા લાવી શકે આજે જેમ The Bombay Chamber of Commerce, the Bombay Merchants Association, the Indian Merchants Association વિગેરે છે તેમ આવી જાતની સહકારી મ ડળીઓની પણ એક મધ્યવર્તી સસ્થા કે જેને the Bombay Co-operative Cotton sale societes central Association કે the Bombay Co-operative Cotton sale societies Chamber of Commerce કે એવુ કોઇ નામ આપી ખેડુતો પોતે રૂનો ધધો પોતાના હાથ કરી શકે

જો કે આ સ્થિતિએ પહોચવાને હજુ ઘણા વરસ લાગે અને તે દરમ્યાન અસાધારણ મુશ્કેલીઓ કદાચ નડે એ સભવિત છે પણ તે અશકય તો નથીજ જો હિંદુસ્તાનના ખેડુતોને એ ખરૂ સુખ તથા લાભ મેળવવા હોય, તેમની સ્થિતિ સુધારવી હોય, દુનીયાના બીજા દેશના ખેડુતોની બરાબરી તથા હરીફાઇ કરવી હોય, અને અસલથી ચાલતી આવેલી કહેવત "ઉતમ ખેતી મધ્યમ વેપાર કનિષ્ટ ચાકરી" ફરી પાછી સિધ્ધ કરવી હોય તો તો આવી સસ્થા સ્થાપી તે વડે આવા કામ કરવા જોઇએ હિંદુસ્થાન દેશમા સનબગ છ૫ ટ । જેટલી

વત્તી ખેતી કરે છે અને તેથી જો હિંદુસ્તાનની પણ સ્થિતિ સુધારવાની હોય તો આવા કાર્ય માટે ખેડુતની તેમજ કેળવાયલા વર્ગની સહાનુભુતિની ખાસ જરૂર છે ટુંકમા સંઘબળની સત્તા અપાર છે

# ગુજરાતમાં મધ્યસ્થ સંસ્થા સ્થાપવા માટે માર્ગ-દર્શક સુચના.

નોંધ — આવી જાતની મધ્યસ્થ સંસ્થા માટે હાલ તુરત ગુજરાતે એક મજબુત જવાબદાર કમીટી સ્થાપવી જોઈએ. આ કમીટીમા પ્રત્યેક કોટન સેલ મંડળીનો એક એક પ્રતિનિધિ હોવો જોઈએ. આ કમીટીએ મધ્યસ્થ સંસ્થાના વિકાસ માટે બનતા સઘળા પ્રયત્ન કરવા, તે ઉપરાંત મજકુર કમીટીએ બેથી ત્રણ બાહોશ, કુશળ પ્રમાણિક અને વજનદાર સભાસદોની એક નાની પેટા કમીટી નીમવી અને તે પેટા કમીટીએ સઘળી મંડળીઓ તરફથી રૂ કપાસ, કપાસીયા વેચવા લેવા વગેરેનુ કામ કરવુ આ પેટા કમીટીના હાથ નીચે એક અથવા વધારે પગારદાર નોકર હિસાબી તથા બીજુ કામ કરવા નીમવા જોઈએ તે ઉપરાંત આ પેટા કમીટીને રૂના કોઈ પણ બજારમા રૂ વીગેરે વેચવા માટે અને મંડળીઓના સામાન્ય હિતના કાર્ય માટે જવાની સત્તા આપવી જોઇએ.

આ જાતની મધ્યસ્થ સંસ્થાના ખર્ચને પહોચી વળવા ગુજરાતની બધી કોઓપરેટીવ કોટન સેલ મંડળીઓ તેઓ જેટલા રૂનુ કામ કરે તેનાપર દર સેંકડે અમુક ટકા રાખવા જોઇએ આ મધ્યસ્થ સંસ્થાની દરેક કોટન સેલ મંડળીને હાલ પગારદાર માણસ રાખવા પડે છે તે રાખવા પડે નહી અગર રાખવા પડે તો ફકત એકાદ માણસ રાખવો પડે અને તેની મંડળીને ખર્ચમા ફાયદો થાય. શરૂઆતમા એક મ્હોટા પગારદાર માણસ ( મેનેજર ) રાખવાની જરૂર પડે, પણ ત્હેના ખર્ચને પહોચી વળવા માટે સહકારી ખાતાને હાલ તરત મદદ માટે ભલામણ કરવી જોઇએ.



# ઢોરના રોગ.

—**********—

## આફરો—ટીમ્પેનાઈટીસ—TYMPANITES

આ ચેપી રોગ નથી ઢોરની હોજરીમા હવા ભરાઈ પેટ ફુલે છે ત્યારે ઢોર આફરાઈ જાય છે, આ ઢોરોમા સાધારણ રોગ છે અને તેનુ કારણ અની યમીત ખોરાક હોય છે જેમકે જે ખોરાક ઢોરોએ પહેલા ખાધેલો નહી હોય તેવો ખોરાક ખાધાથી આ રોગ થાય છે આ રોગ વરસાદના પહેલા ઝાપટા પડયા પછી નવુ ઘાસ ઉગવા માડે છે ત્યારે જોવામા આવે છે આ વખત પ હેલા ઢોરોને સુકો ખોરાક કેટલાક મહિના સુધી આપવામા આવેલો હોય છે અથવા ઘણી વખત ઢોર ભુખે મરી ગયેલા જેવા હોય છે તેથી ઢોર નવુ ઉગે લુ લીલુ ઘાસ કરડી કરડીને અકરાત્યા જેવુ ઘણુ ખાય છે અને તેથી ઢોરને આફરો ચડે છે આ વખતે એક ટોલાના ઘણા ઢોર આફરાઇ જાય છે અને તેથી ચેપી રોગ હોય એમ ભુલથી અનુમાન થાય છે ઢોરને ગલે ડચુરો ભરાઈ રહેવાથી પણ ઢોરને આફરો ચઢી આવે છે

ચિન્હો આરોગના ચિન્હો તુરત દેખાઈ આવે છે ઢોરના પેટની ડાબી બાજુનો પાછલો ભાગ ફુલેલો માલમ પડે છે ને તેના ઉપર આગળીથી ટકોરો મારવાથી ઢોલના જેવો અવાજ થાય છે આ ફુલેલા ભાગ ઉપરની ચામડી ક ઠણ અને પહોળી થયેલી માલમ પડે છે પેટમા હવા ભરાવાથી આ મુજબ ફુલી જાય છે ઢોરને શ્વાસોશ્વાસ લેવામા ઘણી અડચણ પડે છે ઢોર માથુ સીધુ ઉંચુ રાખી કનસે છે અને અકડાઈ ગયેલુ હોય તેમ ઉભુ રહે છે અને ચા લવાને શકતી હોય નહી તેમ જણાય છે પેટનો આફરો એકદમ વધી જાય છે શ્વાસ રૂધાઈ જાય છે જો તાકીદથી ઉપાય લેવામા નથી આવતો તો ઢોર ગુગળાઈને મરી જાય છે આ રોગ એકથી ત્રણ કલાક સુધી પહોચે છે અથ વા જ્યારે ઢોરને આફરો થોડો હોય છે ત્યારે આઠથી બાર કલાક સુધી આ રોગ પહોચે છે

ઉપાય — નીચે મુજબ એકદમ દવા આપવી,

| | | |
|---|---|---|
| દેશીદારૂ | ૪ આઉન્સ | ૧૦ તોળા, |
| ખાંડેલી સુઠ | ૧ આઉંસ | ૨॥ તોળા |
| ખાડેલા કાલા મરી (તીખા)ના આઉંસ | | ૧॥ તોળા |
| પાણી | ૧ ક્વાર્ટ | ૧ શેર |

ઉપર મુજબ દવા બરાબર એક રસ કરવી અને દવા આપતા પહેલા હવા વીને આપવી, જો દવાની સારી અસર થવા માંડશે તો ઢોરને ઓડકાર-હેડકી આવશે, અને જેમ હેડકી આવતી જશે તેમ આફરો ઓછો થતો જશે અને શ્વાસ સહેલાઈથી લઈ શકશે જ્યારે આફરો બેસી જાય ત્યારે ૨૦ આઉંસ (૫૦ તોલા) મીઠુ તેલ ઢોરને પાઇ દેવુ કે તેથી તેને જુલાબ થશે

જ્યારે ઘણોજ આફરો ચઢેલો હોય છે ત્યારે પેટનો જે ભાગ ઘણોજ ફુરેલો હોય છે તે ભાગમાથી હવા બાહાર કહાડવા માટે પેટમા કાણુ પાડવુ પડ છે આ ઘણુ જોખમ ભરેલુ છે પણ જ્યારે ઢોરને કોઈ ઉપાય અસર કર તો નહી હોય ત્યારે આખર ઈલાજ તરીકે ઢોરના ધણીએ આ ઉપાય કરવો આફરાયલી જગ્યાએ ધારવાલો તીક્ષણ છ ઇંચ લાંબો ચપ્પુ ઘોચવો અને ચપ્પુને ગોળ ફેરવવો કે જેથી હવા બાહાર નીકલી જાય

આફરો ઉતરી ગયા પછી જખમ ઉપર ટીંકચર આયોડીન ચોપડવુ નલીઉ તેલ શેર ૧ા અને ચોખ્ખુ ટરપીન તેલ ૧ નવટાંક પાવાથી આફરો ઉતરી જાય છે આફરાની દવા પાયા પછી ઢોરને ઉતાવળુ ચલાવવુ અગર દોડાવવુ, તેથી આફરો જલદીથી ઉતરી જાય છે આફરો ચઢે અને ઉતરે એમ ઘણા દીવસ સુધી થયા કરે તો તેને કુક્ષવા કહે છે કુક્ષવાને માટે કેટલાક લોકો ડામે છે પણ તેનાથી તે રોગ મટતો નથી

કુક્ષવામા ઢોર બરાબર ખાતુ નથી ઝાડોપણ સારૂ થતો નથી. વારે ઘડીએ આફરો ચઢવાથી ઢોર દુબલુ પડી જાય છે અને કોઇ ઉપાયની ટીકી ના લાગે તો આખરે મરી જાય છે

કુક્ષવા વાળા ઢોરને પહેલે દીવસે ખાવાનુ તેલ શેર ૧ પાવુ અને બીજે દીવસથી સવાર સાંજ બન્ને વખત નીચેની દવા પાવી.

શુંઠ ભુકી ૧ અધોળ   કડુ ભુકી ૧ અધોળ
ઝેર કચોલા ભુકી ૧ આનીભાર   ગોળ અરધો શેર

એક ૧ શેર પાણી સાથે મેળવી દીવસ આઠ સુધી પાવુ

દીવસ આઠ સુધી દવા પાયા પછી વચ્ચે બે દીવસ છોડી દઈને ફરીથી દવા શરૂ કરવી. કારણ કે ઝેર કચોલા એ ઝેરી દવા છે અને પેટના તેનો જમાવ થઈ રહે છે આફરા વાળા ઢોરને ખોરાક ઘણો થોડો આપવો એટલે લાંઘન (અપવાસ) કરાવવો આફરો મટી ગયા પછી પણ જલદીથી પચી શકે તેવો ખોરાક આપવો

## ઈમ્પેકશન ઓફ ધી રૂમેન.

## IMPACTION OF THE RUMAN

## ચારાથી હોજરીનુ બંધ થઇ જવુ

જ્યારે ઢોરો પાચન થઈ શકે નહી એવો ખોરાક અકરાતાની માફક હોજરીમા ભરે છે ત્યારે "રૂમેન" અથવા પહેલી હોજરી ફુલે છે પુષ્ટીકારક હોય નહી એવો અને પાચન થઇ શકે નહી એવો ઘાસ દાણો જે ઢોરોને અવડાવવામા આવે છે તેને સાધારણ રીતે આ રોગ લાગુ પડે છે જ્યારે પેટમા ખોરાક ખાટો થઈ ખમીર ચઢી આવે છે ત્યારે અગાઉ સમજાવ્યા પ્રમાણે આફરો થાય છે હોજરી ફુલે છે ત્યારે તેની અંદરના પડદા પોતાની શકતી ખુવે છે અને તેમ થવાથી હોજરી બરાબર કામ કરતી નથી

આ દરદ માફક નહી આવે એવો ચારો એકજ વેળાએ પુષ્કળ ચરવાથી એકદમ થઈ આવે છે પણ ઘણી વખતે તે ધીમે ધીમે થાય છે પણ અકરાતાની માફક ખાનારા જનાવરો અથવા તો જેને ભુખ્યા રાખવામા આવ્યા હોય અને પછી એકદમ જેમને પુષ્કળ ખોરાક આપવામા આવ્યો હોય તેવા જનાવરોને આ દરદ જલદી લાગુ પડે છે પીવાનુ પાણી પુરતુ નહી મળવાથી ઘણુ ખરૂ દરદ થાય છે

લક્ષણો—સાધારણ નીયમ એવો છે કે આ રોગના લક્ષણો ધીરે ધીરે માલમ પડે છે જનાવર સુસ્ત દેખાય છે, અને વાગોળતુ નથી તેને કોઇ વખતે ભુખ લાગે છે અને કોઈ વખત ભુખ લાગતી નથી, અથવા તો ખોરાક બીલકુલ ખાતુ નથી જેમ આફરાના રોગમા ડાબી કુખ ફુલે છે તેમ આ રોગમા પણ ડાબી કુખ ફુલે છે પણ આ રોગમા પેટમા ફુલવાના રોગની માફક પડઘમના જેવો અથવા ડબડબ અવાજ નીકળતો નથી પણ પેટ પર દાબવાથી તેમા ખાડો પડે છે હોજરી હદ ઉપરાંત ભરાઈ ગયેલી હોય છે જનાવર દાંત કચરાવે છે તેના પેટમા દુખાવો થતો માલમ પડે છે પેટ ઘણુ ખરૂ કબજ રહે છે શ્વાસ ઘણો જોરમા ચાલે છે અને જનાવર વારંવાર કણે છે હોજરીમાના પદાર્થ પર ખમીર ચઢે છે તો થોડો આફરો પણ હોયછે સારી માવજત કરવામા આવે નહી તો ઘણી વખતે મરણ નીપજે છે રોગ ધીમે ધીમે મટે છે અને અનેક તરેહની બીજી વ્યથા થવાને સબબ છે

ઉપચાર—ફુલવામા બતાવ્યા પ્રમાણે કરવા.

## અજીરણ—ઇન્ડીજેશન—INDIGESTION

પ્રકાર—અજીરણ એ એક બહોળી સંજ્ઞા છે અને એની વ્યાખ્યામાં પાચન ક્રીયા જે ભાગમાથી થાય છે તેમા થયલા બગાડને લીધે થતા ઘણા લક્ષણોનો સમાવેશ થાય છે એ લક્ષણો કેટલીક વખતે તીવ્ર રૂપે અથવા અર્ધા તીવ્ર રૂપે માલમ પડે છે અથવા તો તે ઘણા દીવસના જુના હોય છે ઢોરમા આ રોગ સાધારણ હોય છે ઘણે પ્રસંગે પાચન ઇંદ્રીઓ તદ્દન બગડી ગયેલી હોય છે ખોરાક પસાર કરનારી નળીના એક અથવા વધારે ભાગમા પણ બગાડો થવાનો પણ સંભવ છે ખોરાક આપવામા થતી ભુલોને લીધે જનાવરની એ સ્થીતી થાય છે હીંદુસ્તાનમા આ રોગ ઉનાળામા ઢોરોને ઘણો લાગુ પડે છે અને ખાસ કરીને જ્યારે ઘાસ ચારાની અછત હોય છે ત્યારે તે લાગુ પડે છે તેવી રૂતુમા ઢોર અને ઘેટાને સખત રેસાવાળુ ઘાસ તથા કડબ અથવા છોડ તથા ઝાડના ડાળા ડાખળા ખાવા પડે છે આવા ખોરાકથી અને ખાસ કરીને તેમને વેઠવા પડતા શ્રમથી બળદ અને દુઝણી ગાયોની પાચન શક્તિપર નઠારી અસર થાય છે અને તે કારણથી ખાધેલુ બરાબર પાચન થતુ નથી

લક્ષણો—જનાવર સુસ્ત રહે છે અને ભુખ મરી જાય છે અને તે બીલકુલ વાગોળતુ નથી અથવા થોડુ થોડુ વાગોળે છે જનાવર લેવાઈ ગયેલુ દેખાય છે, અને તેની ચામડી પાસળા તથા પીઠ સાથે ચોટી ગયેલી હોય છે

જનાવરને પેટ સાફ આવતુ નથી, તેનો શ્વાસ દુર્ગંધ મારે છે ગાયો દુધ ઓછુ આપે છે અને તે દુધ ખરાબ સ્વાદ વાળુ હોય છે શ્વાસ વધારે જોરથી ચાલે છે, અને જનાવરના ગળામા ઘરેરો બોલે છે તથા દુખ થતુ હોય અને દાત કચકચાવે છે

જનાવરને લુખ્ખી ઉધરસ આવે છે જનાવર લથડીયા પણ ખાય છે અને બેભાન જેવુ દેખાય છે કેટલીક વખત ઉશ્કેરાએલુ જણાય છે અને પછી તેણે તાણ આવે છે

ઘણા પ્રસંગે તે જનાવરની ભુખ તદ્દન મરી જાય છે, તથા વખતસર અસરકારક ઉપચારો કરવામા આવે નહી તો જનાવર નબળાઈથી મરણ પામે છે

કેટલીક વખતે પેટે અને આતરડામા સોજો આવે છે, જો બરાબર ઉપચાર કરવામા આવે તો જે જનાવરોને અર્ધ તીવ્ર રૂપમા આ રોગ લાગુ પડયો હોય છે તે સાજા થાય છે જો જનાવરને તીવ્ર રૂપમા રોગ લાગુ પડયો હોય

તથા જ્ઞાનતંતુમા બગાડો થયાના ચિન્હ જણાય અને તેમની પાચન કરવાની નળીપર સોજો માલમ પડે તો તેઓ ઘણુ ખરૂ મરણ પામે છે જ્યારે રોગ ઘણા દિવસનો જુનો થયો હોય છે ત્યારે જનાવરની પુરતી સભાળ લેવી તથા ઉપચારો ચાલુ રાખવા, તો ધીમે ધીમે સારૂ થાય છે

ઉપચાર—માદા જનાવરને તેમની તંદુરસ્તી જળવાય એવી જગ્યામા રાખવા જોઇએ, તથા તેમની ખોરાકના સબંધમા બરાબર સભાળ લેવી જોઇએ ચોખાની પાતળી કાઢ્ઠ આપવી કુમળો અને સ્હેલાઇથી પાચન થાય એવો ખોરાક થોડો થોડો આપવો જે પ્રમાણે તે માદા જનાવરની ભુખ ખુલે તે પ્રમાણે ખોરાક ધીમે ધીમે વધારવો, દવા કુક્ષવામા બતાવ્યા પ્રમાણે કરવી

જનાવરની પાસે તેનાથી પહોચી શકાય એવી જગ્યોએ સીધવનો ગાંગડો ચાટવા સારૂ મુકવો તેને છુટથી પાણી પીવા દેવુ સારી માવજત કરવી અને સભાળ પુર્વક ખોરાક આપવો એ જરૂરનુ છે

---

ઝાડાની કબજીયાત અથવા બધકોષ ( કોન્સ્ટીપેશન–CONSTIPATION )

આ કાઈ ખરેખર રોગ નથી પણ રોગનુ ચિન્હ અથવા પાચન નહી થઈ શકે તેવો ખોરાક આપ્યાની નિશાની છે આવી હાલતમા ખોરાક બદલી નાખો, ખાસ કરીને લીલો ખોરાક આપવો અને તે જો નહી મળી શકે તો બાફેલી અળસી આપવી યોગ્ય છે કુક્ષવામા બતાવ્યા પ્રમાણે દવા કરવી

કેટલીક વખત વાછરડાને જનમ્યા પછી તરતજ બધકોષ થાય છે આવે વખતે એક શેર સાધારણ ગરમ પાણી, ૨ા તોલા ગ્લિસરીન અને ૨ા તોલા ખીરૂ ( જનમ્યા પછીનુ દુધ ) લેઇ એ બધાને સારી રીતે મેળવી હલાવવુ અને તેની મળદ્વારમા પીચકારી મારવી જેની રીત નીચે પ્રમાણે છે —

## કરમોડી ( કેન્સર ઓફ હોર્ન—CANCER OF HORN )

### કરમોડી એ શીંગડાનો રોગ છે

લક્ષણ—કરમોડી વાળુ શીંગડુ ધીમે ધીમે નમતુ જાય છે, અને આખરે ખરી પડે છે માઠા શીંગડા કરતા રોગી શીંગડુ વધારે ગરમ હોય છે અને કઠણ વસ્તુ તેના ઉપર ઠોકવાથી ખોખરો અવાજ થાય છે

કરમોડી થઈ હોય તે ઢોર બરોબર ખાતુ નથી અને શીંગડુ એક બાજુ નમતુ રાખે છે કેટલીક વખત કાનની નીચે સોજો હોય છે, અને શીંગડાના મુળમા દબાવવાથી દુખે છે કરમોડી વાળા ઢોરની સામે ઉભા રહી જોવાથી અને બન્ને શીંગડા સરખાવવાથી કરમોડી વાળુ શીંગડુ નમેલુ જણાય છે, અને બન્ને આખો સરખાવવાથી કરમોડીવાળા શીંગડા તરફની આખ સહેજ ફુલેલી અને ડોલાએલી માલમ પડે છે આવી રીતે કરમોડીની પરીક્ષા કરી શકાય છે

ઉપાય—કરમોડીવાળા શીંગડાને સાબુ અને ગરમ પાણીથી ધોઈ નાખવુ, અને વાળની નજીક કરવતથી કાપી નાખવુ, અને કરમોડી વાલા ભાગ બધો કાઢી નાખી શીંગડાના કાણા ચોખ્ખા કરવા, અને જખમમા ફીનાઇલના પાણીમા રૂનુ પુમડુ બોળી મુકવુ, અને તે ઉપર સ્વચ્છ કપડાનો પાટો બાધવો, આ પાટો ત્રીજે દિવસે છોડવો, અને ફીનાઇલના પાણીથી શીંગડુ સાફ ધોઇ નાખી ઉપર બતાવ્યા પ્રમાણે દવા મુકી પાટો બાધી દેવો આ પ્રમાણે દરરોજ કરવુ બરોબર રૂઝ વલવા માડે ત્યારે પછી દરરોજ ફીનાઇલના પાણીથી જખમ ધોઇ અને જીરો કાથો ભભરાવી તે ઉપર રૂ મુકી પાટો બાધી દેવો આ પ્રમાણે કરવાથી કરમોડી મટી જાય છે કરમોડીનુ શીંગડુ જેમ બને તેમ વહેલુ કાપવુ, બહુ મોડુ થઇ જાયતો રોગ વધી જાય છે અને મોડુ કાપવાથી રોગ મટતો નથી

નજીકમા ઢોરનુ દવાખાનુ હોયતો ત્યા જઇ શીંગડુ કપાવવુ વધારે સારૂછે

---

## દરાજ અથવા દાદર

આ એક ચામડીનો રોગ છે જે મુખ્યત્વે કરીને જુવાન ઢોર અને વાછરડાને થાય છે એક જાતની જીવાત જે ચામડી અને ચામડીના ઉપલા પડને લાગુ પડવાથી થાય છે આ રોગ બહુ ચેપી છે અને એક જનાવરથી બીજાને થાય છે, એના વાળ અને બાજના ઉત્પન્ન થાય છે અને શરીર લેવાઈ જાય છે

લક્ષણ—ચામડી ઉપર ગોળ ચાઠા થાય છે ને તેમાથી વાળ ફાટી મર ડાઈને ખરી પડે છે ને વાળ વગરના થઈ જાય છે, ચાઠા સુજેલાને લાલ થઈ જાય છે, અને ઝીણી ફોલ્લીઓ ઉપડી તેમાથી પાણી જેવો પદાર્થ વહે છે આગળ જતા ચાઠા ઉપર સફેત રંગના ભિગડા થાય છે જે લાગી જાય છે આ ચાઠા માથુ, ગરદન અને પીઠ ઉપર ઘણુ કરી થાય છે જનાવરોમાથી આ રોગ માણસોને પણ લાગુ પડે છે

ઇલાજ—સઘળા પોપડા (કપોટી) સાબુ અને પાણીથી ધોઈ કાઢી નાખવા વાળ અને ભિગડા નીકળે તે બાળી નાખવા, ત્યાર પછી નીચેની દવા રોગી ભાગ ઉપર લગાડવી—

| | |
|---|---|
| કાકા મરી | તોલા ૫ |
| કોપરેલ તેલ | શેર ૧। |

કાકામરીના બીઆનો ઝીણો ભુકો કરી તેમા ધીમે ધીમે તેલ ઉમેરતા જવુ અને સારી રીતે હલાવી મેલવવુ આ દવા ઝેરી હોવાથી ખવડાવવી નહી,

અથવા ઉપલી દવાને બદલે —

| | |
|---|---|
| ગધકનો ભુકો | તોલા ૧૦ |
| કોપરેલ તેલ | શેર ૧। |

આ દવા ભેગી કરી જ્યાસુધી રોગ નાબુદ થાય ત્યાસુધી લગાડવી

જીવાતનો નાશ કરવાને કોડને સાફ કરાવી ચુનો ધોળાવવો

### જુ

જુ ઢોર અને ભેસોને સાધારણ રીતે બહુ પડે છે તેની લીખ વાળને વળગી રહે છે પણ જુ તો શરિર ઉપર આમ તેમ ફર્યા કરે છે ચળ તથા બળતરા ઉત્પન્ન કરે છે જો જુ વધારે હોય તો એટલી સખત બળતરા કરે છે કે જનાવર દુબળુ થઇ દુધ ઓછુ આપે છે

ઇલાજ—ભેસને મુડી નાખવાથી બધી લીખ જતી રહે છે અને સારી અસર થાય છે સાબુ અને પાણીથી ઢોરને નવાડવા અને ફીનાઈલનુ પાણી (ફીનાઇલ ૧ રૂપીઆ ભાર અને પાણી શેર ૧ મેળવવુ) લગાડવુ આમ બે ત્રણ દીવસ સુધી કરવુ એટલે જુઓ મરી જશે

### જખમમા જીવડા

જો જખમની ખરાબર સભાળ લીધી નહી હોય અને પાટો બાધ્યો નહી હોય તો ઘેણી વખતે વાર જીવડા હોય છે જીવડા જખમને રૂઝાણ દેતા

નથી અને ડાળામા ભરાઈ રહે છે અને તેથી કરી જખમ મોટા થાય છે અને તેની આજુબાજુનો ભાગ એહેર મારી જાય છે વળી જીવડા નસકોરામા અથવા સુત્રાણમા મળી આવે છે જીવડા માખીના ઇંડામાથી થાય છે માખી જખમ પર બેસી બે ત્રણ મિનિટમા સંખ્યા બંધ ઇંડા મુકે છે આ ઇંડામાથી થોડા કલાકમા જીવડા ઉત્પન્ન થાય છે જીવડા માસમા ભરાઈ રહી તેને ખાય છે આ કીડા જલદીથી મોટા થઈ જ્યારે બરાબર મોટા થાય ત્યારે જખમમાથી નીકળી જમીન ઉપર ખરી પડે છે અને તે પછી થોડા વખત બાદ તેની માખી થાય છે

ઇલાજ—કીડાવાળો ભાગ પાણીથી સારી રીતે ધોવો તે પછી જીવડા આગ બીઓ અથવા ચીપીઆ વડે વીણી કાઢવા. ત્યાર પછી તે ભાગ ઉપર ટરપીટન અને મીઠુ તેલ (૧ ભાગ ટરપીટન અને ૫ ભાગ મીઠુ તેલ) લગાડવુ કે જેથી કરી બાકી રહેલા જીવડા મરી જાય અને જખમમા સણ અથવા રૂનુ કપડુ એજ તેલમા બોળીને દાબી મુકવુ એક દિવસ પછી એ કપડુ કાઢી લેઈ જખમ ઉપર સારી રીતે ટાર અને મીઠુ તેલ સરખે ભાગે મેળવી લગાડવુ કે જેથી માખી નવા ઇંડા મુકતી અટકે સણને બદલે નીતાફળીના પાતરા ને કપુરને ભેગા વાટી જખમમા દાબવાનો ઉપયોગ થાય તોપણ ચાલે

ચોખ્ખા ફીનાઈલમા રૂનુ પુમડુ બોળી જખમમા મુકવાથી જીવડા મરી જાયછે

જીવડા મરી ગયા પછી નીચેની દવાઓ લગાડવાથી-ઘા રૂઝાઈ જાય છે

કપુર ૧ ભાગ

કણજીયુ તેલ ૪ ભાગ

મેળવી લગાડવુ.

બોરીક એસીડ ૮ ભાગ

આયોડો ફોમ ૧ ભાગ

મેળવી લગાડવુ.

જખમ સારો થાય ત્યા સુધી તેને દરરોજ કાર્બોલીક સાબુથી સાફ પાણીથી બરાબર સાફ ધોવો અને માખો ના બેસે તેવી દવાઓ લગાડવી.

---

### ઇતરડી —(જુઆ-જીંગોડીઓ)

ઇતરડી ઢોરને બહુ થાય છે અને નીચે પ્રમાણે નુકસાન કરે છે

૧ તેઓ એક ચોકસ જાતનો રોગ દાખલ કરે છે

૨ તેઓ જનાવરનુ લોહી ચુસી તેને દુબળુ કરી નાખે છે

૩ તેઓ જખમ કરે છે જેમા માખીના ગસન મુકવાથી જીવડા પડે છે

ઈલાજ—ઈતરડીનો નાશ કરવો બહુ મુશ્કેલ છે અને ઘણું કરી કોઈપણ જાતની દવા તેને લાગુ પડતી નથી તેઓને હાથ વતી ઉખેડી કાઢી બાળી મુકવી ત્રણ ચાર દિવસ લાગટ કરવુ કે તે દરમ્યાન તેના નાના બચ્ચાં પણ મોટા થઈ દેખાઇ આવશે. પછી પગ અને શરિર ઉપર કપાસીઆનુ તેલ અથવા નીચેની દવા લગાડવાનો યત્ન કરવો :—

ગધક .. શેર ૦॥
ટાર , " ૧
કપાસીઆનુ તેલ ," ૫

ઉપરની દવામા મળી શકે તો પાચ શેર ગ્રાસ્રીલેટ ઉમેરવુ. આ મેળવણી શરીર ઉપર મુખ્યત્વે કરીને પેટની નીચે, પગ વચ્ચે, ને કાનની આસપાસ ઘસીને લગાડવી.

ફીનાઈલનુ પાણી (૧ રૂપીઆ ભાર ફીનાઈલ અને ૪૦ રૂપીઆ ભાર પાણી મેલવવુ) ઈતરડીઓ ઉપર લગાડવુ

ઈતરડી વાળી જમીન આઠ આઠ આગળ ખોદી તે માટી કહાડી નાખી દુર ફેંકી દેવી અને નવી માટી લાવી તબેલામાં પુરવી કારણ કે ભોયમા પણ ઈતરડીઓ ભરાઈ રહે છે

## ઝાડા—(ડાયેરીઆ)

વારવાર અને અતિશય પાતળા અથવા પાણી જેવા ઝાડા થાય તેવી હાલતને આ રોગ કહે છે સાધારણ રીતે એ રોગ કેકસેક તનદુરસ્તીને નુકશાન કારક ખોરાક અથવા અયોગ્ય અગર પચી નહી શકે તેવો ખોરાક ખાવાથી પેદા થાય છે વળી ઢોર લાબો વખત વરસાદમાં અને કકડતી હવામા અથવા સખ્ત તાપમા રહે તોપણ થાય છે કોઈ વખતે પેટમા ચરમ હોવાથી પણ થાય છે બીજા રોગો જેવા કે બળીઆ અગર શીતળામા એવી હાલત ચિન્હ તરીકે હોય છે વરસાદની શરૂઆતમા જ્યારે નવુ ઘાસ ઉગે છે ત્યારે એ રોગ ઢોરને વારવાર થાય છે અતિશય લીલુ ઘાસ ખાવાથી ઢોરને અજીર્ણ થઈ ઝાડા થાય છે નાના વાછરડાને હોજરીમા એક જાતના જંતુ દાખલ થવાથી ઝાડા થાય છે

ચિન્હ—પહેલાં ઝાડો પાતળો થઈ પછીથી પાણી જેવો થાય છે, વાન મારે છે અને વારવાર થાય છે આ હાલત વધારે વખત રહે તો ઝાડામા લોહી તથા ગ્રહેત પાચ જેવો પદાર્થ પડવા માડે છે શરૂઆતમા ઢોરની તબીએત બગડતી નથી પણ પાછળથી તે નબળુ થાય છે અને પેટમા દુખતુ હોય તેમ જણાય છે, કુખ તરફ જુએ છે બેસ ઉઠ કરે છે, અને બેચેના ફરે છે, સખત હાલતમા એકદમ સુકાઈ જઈ નબળુ પડી મરી જાય છે

ઈલાજ—ગમે તેવી હાલતમા ખોરાક પચી શકે તેવો અને મારી જાતનો આપવો સુકો અને થોડો આપવો . કડબના સાઠા અને બરછટ ભાગ કાઢી પાત ર આપવા ચોખાની કાજી પણ આપવી દીવસમા ત્રણ ચાર વખત બે બે શેર કાજી અપાય તો બસ છે પાણી થોડુ પાવુ અને ચોખ્ખુ હોય તેની સભાળ રાખવી શરૂઆતમા ઘણા ખરા રોગીને પેટ અને આતરડામાથી અપચાનો ખોરાક કાઢી નાખવા માટે તેલના જુલાબ આપવાનુ સલાહ ભરેલુ છે એક શેર તલનુ તેલ બસ છે તેલની અસર થોડા કલાકમા થઈ રહે પછી નીચેની દવા ઝાડા બધ અથવાછકમી થાય ત્યા સુધી દરરોજ બે વાર આપવી

| | |
|---|---|
| ચાક (ખડી–મકેતો) | તોલા ૨ા |
| કાથો | „ ૧ા |
| શુઠ | „ ૧ા |
| અફીણ | બેઆની ભાર |
| દેશી દારૂ | તોલા ૫' |

ઉપરની દવાનો સારી પેઠે ભુકો કરી, મેળવી, દારૂ ઉમેરવો અને બધાને અચ્છેર ચોખાની કાજીમા મેળવી, એકી વખતે પાવુ ઉપલી દવાનો ચોથો હીસો વાછરડા માટે પુરતો છે

ઉપરની દવાને બદલે નીચેની દવાનો અખ્તાયશ કરવો દશ શેર બીવા ને ભાગી દશ શેર પાણીમા એક કલાક ઉકાળવા અને ગરમ હોય ત્યારે તે પાણીને ગાળી છાયડામા ઠરવા દેવુ , પછી જ્યા લગી ઝાડા થાય ત્યા સુધી ત્રણ ત્રણ કલાકે એક શેર પાણી પાવુ ઝાડા બધ થાય ત્યારે દવા આપવી નહી, પણ કાજી અને ઉપર કહેલો કડબના પાતરનો ખોરાક થોડા દીવસ આપવો જો ઢોર બહુ નબળુ પડી ગયુ હોય તો નીચેની દવા આપવી—

| | |
|---|---|
| વરીઆળી | તોલો ૧ |
| કરીઆતુ | „ ગા |
| એળચી | „ ૧ |
| અજમો | „ ૧ |

ઉપરની દવા બરાબર મેળવી દરરોજ ખોરાકમા આપવી અથવા

| | |
|---|---|
| હીરાકશી | તોલો ૧ |
| મીઠુ | „ ગા |

ભુકો કરી રોજ ખોરાક સાથે આપવો.

વાછરડામા ઝાડાનો રોગ અટકાવવા માટે તેમની ડુટી જન્મ્યા પછી સાફ રાખવાની જરૂર છે જન્મ્યા પછી ડુટીમા થોડો ડાર લગાડ્યો હોય તો સાધારણ રીતે રોગ થશે નહી,

માદ વાછરાને સારા વાછરાથી જુદા રાખવા




લેખક—રા૦ અંબાલાલ એમ૦ પટેલ બી૦ એજી૦.

કુન્તા-દખણ.

હીંદુસ્તાન દેશ મુખ્યત્વે કરીને ખેતી ઉપર આધાર રાખે છે, અને તેની લગભગ ગામડાંના બધી વસ્તી ખેડુત છે માટે ગામડાંની સ્કુલોમા ભણતા વીદ્યાર્થીઓ પણ ભવીષ્યના ખેડુતજ છે, જેથી કરીને તેમને ઉંચા પ્રકારના ખેડુત બનાવવા માટે લેખન વાચન સાથે ખેતીનુ પણ શીક્ષણ મળવુ જોઇએ કે જેના ઉપર તેમની જીંદગીનો આધાર છે, આ શીક્ષણ પુરૂ પડવા માટે દરેક સ્કુલને અંગે એક બગીચો હોવો જોઇએ કે જે દ્વારા વીદ્યાર્થીઓને ખેતીનુ શીક્ષણ આપી શકાય વળી શીક્ષકો મેળવવામા ખીલકુલ અડચણ નડે તેમ છે નહી કારણ કે ઘણા ખરા શીક્ષકો ગામડામાંના હોય છે, અને તેમનો ધધો પણ ખેતીજ હોય છે,

બગીચાદ્વારા નીચે જણાવેલા હેતુ સાધી શકાય—

(૧) શાળાનુ મકાન બગીચા વડે સુશોભીત દેખાય, વળી શીયાળા ઉનાળામા ટાઢ તડકામાથી રક્ષણ થઇ શકે પવન ફુકાતા કમી થાય તેમજ મકાનની મકડાસ હોય, તો વીદ્યાર્થીઓને બહાર બગીચામાં બેસાડી શકાય. વળી કસરત વગેરે જે ખુલ્લામાં કરવાં જોઇએ તે પણ સારી રીતે થઇ શકે બહારથી આવનાર ઉપર સારી છાપ પાડી શકાય

(૨) શાળાના વીદ્યાર્થીઓને બગીચાદ્વારા ખેતીનુ શીક્ષણ આપી શકાય, કે જેના ઉપર બધા ગામડા બલે આખુ હીંદુસ્તાન જીવે છે, ખેતીજ આપણી જીવન દોરી છે, હળ કેમ હાંકવુ કયો પાક કર્યા ક્યારે અને કેવી રીતે રવો, તેને ક્યુ ખાતર આપવુ તેની કાપણી ક્યારે કરવી, ફળ ઝાડ કેવી રીતે વાવવા અને ઉછેરવાં, ઢોરને કેવી રીતે ઉછેરવાં વગેરે બાબતો શીખવવી ખાસ જરૂરની છે, આ બાબતો વીદ્યાર્થીઓ દર રોજ પોતાને ઘેર થતી જુવે છે, અને વળી ભવીષ્યની જીંદગીમા પણ તેજ કરવાની છે, માટે પ્રત્યેક શાળામા તે ઉપર લક્ષ આપવાની જરૂર છે હાલમાં આપણી શાળામા જે શીક્ષણ અપાય છે તે અવ્યવહારૂ છે, કારણ કે ખેતીનુ વાતાવરણ જે આપણા વીદ્યાર્થીઓમા કુદરતી છે તે ત્યાં જોવામાં આવતુ નથી. સ્કુલમાં વીદ્યાર્થી જે કઇ શીખે તે તેના ઘરના ધધાને લગતુજ હોવુ જોઇએ. નહી તો સ્કુલમા તે જે કઇ શીખસે તે સઘળુ તેને નીરસ લાગશે વળી વીદ્યાર્થીને આપેલી કેળવણીનુ ખરૂ ફળ ક્યારે આવે

કે જ્યારે તેના જન્મ ધંધાને અનુસરીનેજ સ્કુલમા કેળવણી આપવામાં આવે ત્યારેજ અને તેજ શીક્ષણ પદ્ધતી ભવીષ્યના ધંધા માટે તેને તઇયાર કરે અને ફળદાયક નીવડે

(૩) ઘણા વર્ષ ભણુવામા કાઢયા પછીથી ખેતી પ્રત્યે ઘણાને બેદીલી ઉપજે છે, વળી ખેતીનુ કામ જે ખાસ જાત મહેનતથી કરવાનુ છે તે તેમનાથી બની શકતુ નથી, માટે ગમે તેવી હલકી નોકરી મેળવવાને આમ તેમ રવડયા કરે છે, અને મા બાપને દુખી કરે છે, આવો કડવો અનુભવ ઘણા મા બાપને મળે છે, આથી ઘણાં મા બાપ પોતાના બાળકોને બાલપણથીજ ધંધામા જોડી દે છે, અને સ્કુલમા મોકલતા નથી માટે જો સ્કુલને અંગે બગીચો હોય, તો આ મુશ્કેલી પણ દુર થઇ શકે

(૪) જુદી જુદી જાતના શાક ભાજી, ફુલ ઝાડ વગેરેના અખતરા માટે બગીચો ઉપયોગી થઇ શકે જે કઇ નવીન ચીજ જોવામાં આવે, તેનુ પ્રથમ વાવેતર ત્યાં થાય કે જે લોકોના તથા વીદ્યાર્થીઓના જોવામા આવે, ત્યાર બાદ જો તે ત્યાં ફતેહમદ નીવડે તો તેનુ વાવેતર કરવાને લોકને સલાહ આપી શકાય આ રીતે જો ઉત્સાહથી કામ કરવામા આવે તો સ્કુલ બગીચો ડીમોન્સ્ટ્રેશન ફાર્મ જેટલો ઉપયોગી થઈ શકે

(૫) પદાર્થપાઠ તથા વનસ્પતિ વિજ્ઞાન શિખવવામાં બગીચો શિક્ષકોને ઘણોજ ઉપયોગી થઇ શકે વળી વિદ્યાર્થીને દાખલા સહીત શિખવવામા આવે તો તેની છાપ ઘણી સારી પડે અને કોઇ દીવસ ભુલી જવાય નહી આ રીતે શીખવવાથી શીક્ષકનુ કામ ઘણુ સહેલુ થઇ જાય છે આદર્શ બગીચો બનાવવા માટે શાળાને અંગે અર્ધાથી તે એક એકર જેટલી જમીન જોઇએ, ને સ્કુલમાં જમીન ન હોય ત્યાં નજીકમા કુવાવાલી જગ્યા ગણોતે લઇ શકાય પાણીનુ સાધન સારૂ જોઇએ ત્યાર બાદ તેના ૭ ભાગ પાડી નીચે મુજબ વ્યવસ્થા કરી શકાય.

પહેલો ભાગ—આ ભાગમા ફુલ ઝાડ જેવાં કે ગુલાબ હસરાજ ફુલ વગેરે આવી શકે

બીજો ભાગ—સ્કુલના વીદ્યાર્થીઓને કસરત કવાયત વગેરે કરવા માટે ખુલ્લો રાખવો અને તેની અંદર છાયા આપનાર ઝાડ રોપવાં.

ત્રીજો ભાગ—ઉપરના ધોરણુના વિદ્યાર્થીના પ્રમાણમાં આ ભાગના નાના નાના ટુકડા પાડી દેવા. વળી તેમ છતાં જો વિદ્યાર્થીની સંખ્યા વધારે હોય તો દરેક ટુકડો બે વિદ્યાર્થી વચ્ચે સોપવો. આ દરેક ટુકડાની અંદર વિદ્યાર્થી પાસે જુદી જુદી જાતના વાવેતર કરાવવાં પ્રત્યેક વિદ્યાર્થી પોતાના સોપેલા ટુકડામા જાતેજ મહેનત કરે અને તેની ઉપજ પણ તેજ લે. આમ કરવાથી વિદ્યાર્થીઓમાં ઉત્તમ પ્રકારની હરીફાઇ થશે

ચોથો ભાગ—આ ભાગ ડીમોન્સ્ટ્રેશન માટે રાખવો તેની અંદર જે કાંઇ નવીન તુલ અજમાયશ કરવા જેવુ હોય તે કરવું તથા તેની અંદર ઘઉ, કપાસ શેરડી, ઓંપસીમ વગેરેના અખતરા કરી જોવા વળી જુદી જુદી રીતે વાવવાથી તેનુ શું પરીણામ આવે છે તે જોવુ દાખલા તરીકે કપાસ ઓરીએ તો કેવો થાય, રોપીએ તો કેવો થાય, અને પાળીઆ ઉપર રોપીએ તો કેવો થાય, આ અખતરાની નોંધ તથા

આવક ખર્ચનો હીસાબ એક શીક્ષકે રાખવો, એટલે પરીણામ શું આવ્યું તે માલુમ પડે

પાંચમો ભાગ—આ ભાગ તરૂ કરવા માટે રાખવો મરચા, વેગણ, ટામેટા કોલીફ્લાવર કોબીજ વગેરે શાક ભાજી તથા ફળ ઝાડ જેવા કે જમરૂખ દાડમ, લીંબુ, આંબા વગેરેનું બી નાંખી રોપા તઇયાર કરવા ત્યાર બાદ બીજી સારી જગા તઇયાર કરી રોપી દેવાં ગુલાબ, કરણ, દ્રાક્ષ અંજીર શેતુર વગેરેના કટીંગ ક્યારા બનાવી રોપવા જે કોઇ નવાન ઉછેરવાનું આવે, તે આ ભાગમા તઇયાર કરવું

છઠ્ઠો ભાગ—આ ભાગ ફળી ઝાડ માટે રાખવો ક્યારામા જે રોપા તઇયાર થયા હોય, અગર તો બહારથી આવ્યા હોય, તે યોગ્ય અંતરે રોપવા ત્યાર બાદ ખાતર પાણી વગેરે આપી તેમની યોગ્ય માવજત કરાવવી ફળ ઝાડના રોપ જોઇએ તેટલા રોપી બાકીના વેચી દઇ પઇસા પણ મેળવી શકાય, ઉપરના ધોરણના મોટા વીદ્યાર્થીઓ પાસે ખેતીની એક નોંધ બુક રખાવવી જોઇએ, અને તેના અંદર ઘણા ખરા ઉપયોગી ફુલોનું વાવેતર કેવી રીતે અને ક્યારે કરવું, તથા કયું ખાતર કયે વખતે આપવું વગેરે લખાવવું જોઇએ

ઉપયોગી ફુલ ઝાડ કેમ ઉછેરવા, તેની માવજત કેમ કરવી ગુલાબ, સતર તથા જંગલી બોર ઉપર સારી જાતના ડોળા (          ) કેવી રીતે ભરવા આંબા, ચીકુ લીંબુ વગેરેની કલમ કેવી રીતે બાંધવી અને ઉધારવી તેની નોંધ રહેવા જોઇએ આ બાબત વીદ્યાર્થીઓને ભવીષ્યમાં ઘણીજ ઉપયોગી થઇ શકે, દર અઠવાડીએ મોટા વીદ્યાર્થીઓને નજીકની કોઇ સારી વાડીમાં અગર તો કોઇ સારા અનુભવી ખેડુતની ખેતી જોવા લઇ જવા અને ત્યા જે કંઇ જોવા જેવું હોય તે બતાવવું ત્યાથી પાછા આવ્યા બાદ બીજે દીવસે ત્યા જે જોયું હોય તથા વાતચીત થઇ હોય તે ઉપર શાળામા એક નિબંધ લખે.

આ કાર્યક્રમ ઊઠાવવા માટે સ્કુલને અંગે ઓછામાં ઓછી એક એકર જેટલી પાણીના સાધનવાળી જમીન જોઇએ રૂ૦ ૧૫ થી ૨૫ મા ગણોતે રાખી ઓજાર બી વગેરે જે કંઇ જોઇએ તે ખેતીવાડી ખાતા તરફથી મળી શકે પરચુરણ ખર્ચ માટે રૂપીઆ ૨૫ ) ની જરૂર પડે એટલે મારા ધારવા મુજબ લગભગ રૂપીઆ ૫૦ ) મા ઉપર મુજબ કાર્યક્રમ ચલાવી શકાય તેમા એક શીવાય બધુ કામકાજ વિદ્યાર્થીઓ પાસે કરાવવું જોઇએ વળી સ્કુલ કમીટી તાલુકા તથા જીલ્લા લોકલ બોર્ડ અને ખેતીવાડી ખાતાની મદદ કામ કરી બતાવી વારંવાર મેળવી શકાય કામ ચલાવવા માટે શીક્ષકો ખંતીલા અને ઉદ્યોગી જોઇએ વળી તેઓને સાધારણ ખેતીનું જ્ઞાન પણ હોવું જોઇએ. આપણા શીક્ષકોને કંઇ ભણાવવા જવાની જરૂર નથી. કારણ કે તેઓ જન્મ ખેડુત છે ફળ ઝાડ ઉગાડવાનું તથા કલમ વગેરે કરવાનું તથા અખતરા કરવામા સારી અનુભવી સલાહની જરૂર છે અને તેને માટે તાલુકા દીઠ એક અનુભવી માણસ બસ છે, કાર્યક્રમ દેખીતો સહેજ કઠણ છે, પણ જો શીક્ષકો હોંસ અને ખંતથી કામ કરે તો સહેજ છે શીક્ષકો ઘણા પ્રવીન અને પરોપકારી છે પણ તેણે તેની ફરજ સમજવી જોઇએ, ઉપરના અમલદારો તો એક દીવસ આવી મુલાકાત લઇ સુચના આપી ચાલ્યા જાય, અને વીદ્યાર્થીના મા બાપ પણ ઘણાજ બેદરકાર હોય છે, માટે આખું વરસ સ્કુલમા કામ કરવું ન કરવું તે તેના હાથમા છે તેને કેળવણીનું કામ સોંપવામાં આવ્યું છે, ને વિશ્વાસ ઉપર સોંપવામા આવ્યું છે અને જો તે તેની ફરજ સમજી કામ કરશે તો તેમા તેનું કલ્યાણ છે

# 'પ્રતિનીધિ મંડળની બીજી સભાનો' હેવાલ

—**********—

ગુજરાત કોઓપરેટીવ કોટન સેલ મંડળીઓના પ્રતિનીધિ મંડળની બીજી મીટીંગ તા૦ ૧૯-૪-૨૫ ને રોજ ભરૂચ મુકામે કો-ઓપરેટીવ ઇન્સ્ટીટયુટની ઓફીસમાં બપોરે ચાર વાગે રા. સા. ભીમભાઇ મોરારજી દેશાઈના પ્રમુખપણા નીચે મળી હતી. મજકુર મીટીંગમાં ઘણી કોઓપરેટીવ કોટન સેલ મંડળીઓના પ્રતિનીધિઓ તથા જીલ્લા કોઓપરેટીવ બેંકના ચેરમેન તથા મે. આસીસ્ટંટ રજીસ્ટ્રાર સાહેબ વી. હાજર હતા.

શરૂઆતમાં આ મંડળની પહેલી મીટીંગ તા૦ ૧-૩-૨૫ એ સુરતમાં મળી હતી તેનો હેવાલ રજુ કરવામાં હતો જે પસાર કરવામાં આવ્યો હતો.

ત્યાર પછી ધી જંબુસર કોટન સેલ મંડળીઓની પરિષદમાં પસાર થયેલા ઠરાવો પર શું અમલ થઇ શકે તે સંબંધનો મે૦ રજીસ્ટ્રાર સાહેબ કોઓપરેટીવ સો. તરફથી આવેલો કાગળ રા. ડી. એ. સાહે વાંચી સંભળાવી તે સંબંધી સમજુતી આપી હતી.

ત્રીજુ કામ એ હતુ કે નવી કોટન સેલ મંડળીઓને પોતાના સેક્રેટરી, નોકરો વી. ના ખર્ચને પુરી વળવા માટે સરકાર તરફથી કાંઈ મદદ મળવી જોઇએ તે સંબંધમાં આ સાથે છેવટે સામેલ કરેલુ પત્રક તથા આટ માટે અરજી કરવી એવા બે ઠરાવ પસાર કરવામાં આવ્યા હતા અને તે ઠરાવ નીચે મુજબ હતા.

ઠરાવ (૧) મે. એગ્રીકલ્ચરલ ઓરગેનાઇઝર સાહેબે આ સાથે સામેલ કરેલુ પત્રક રજુ કર્યું તે પ્રમાણે દરેક મંડળીએ મોસમ આખરે હકીગત પુરી પાડવી એવો આ મંડળ ઠરાવ કરે છે.'

ઠરાવ (૨) આ સભા એવો ઠરાવ કરે છે કે દરેક નવી (ત્રણ વરસની અંદરની) કોટન સેલ મંડળીઓએ સરકારી ગ્રાંટ માટે મે. આસીસ્ટંટ રજીસ્ટ્રાર સાહેબને તા૦ ૧૫-૫-૧૯૨૫ સુધીમાં અરજ કરવી અને તેની અંદર નીચેની હકીગત પુરી પાડવી. અને આ અરજીની એક નકલ એગ્રીકલ્ચરલ ઓરગેનાઇઝર સાહેબને પણ મોકલી આપવી.

| કુલ કપાસ કેટલો આવ્યો<br>કુલે થયેલો વેચાણ | કુલે કપાસ કેટલો આવશે<br>ઉપજેલી કીમત | બાકી સીલીક | અંદાજી કીમત<br>તેની અંદાજે કીમત |
|---|---|---|---|
| (ચાલુ મોસમમાં) | રૂ૦ આ૦ પા૦ | | રૂ૦ આ૦ પા૦ |

કપાસ

૩

કપાસીયા

સેક્રેટરી વીગેરે ઓફીસના માણસો પાછળ થયેલો ખર્ચ રૂ

થનાર અંદાજી ખર્ચ રૂ.                    ગ્રાંટની જોઈતી રકમ

ચોથુ કામ–કપાસના બી વિષયનુ હતુ મે૦ ડેપ્યુટી ડીરેકટર ઓફ એગ્રીકલચર ગુજરાતનો ,૨૭૯૧ તા૦-૧૩-૪-૨૫ નો કાગળ દરેક કોટન સેલ મંડળીએ ખેતીવાડી ખાતુ ભલામણ કરે તે જાતનુ કપાસનુ બી વાપરવુ તે સબધનો સભામા વાચી સભળાવામા આવ્યો હતો તે પર ચર્ચા થયા બાદ નીચે પ્રમાણે ઠરાવ પસાર થયો હતો

ઠરાવ (૩) જે કોટન સેલ મંડળીઓ ૧૦૨૭ નબરનુ કપાસનુ બી આ વર્ષે ઓરવાની છે તેમને આવતા વર્ષે વેચાણ વખતે તેમનુ રૂ ૧૦૨૭ નબરના બીનુ છે તેવુ સર્ટીફીકેટ (પ્રમાણ પત્ર) ખેતીવાડી ખાતાએ આપવુ જોઇએ એવો આ મડળનો મત છે જો તેમ કરવા માટે ખેતીવાડી ખાતા તરફથી કોઇ ખાસ દેખરેખ રાખવાની જરૂર હોય તો તે દેખરેખ રાખવા માટે બદોબસ્ત કરવા આ મડળ ખેતીવાડી ખાતાને ભલામણ કરે છે

પાચમુ કામ જબુસર કોટન સેલ મડળીઓની પરિષદમા થયેલા ઠરાવ ન ૮ અનવ્યે મડળીઓએ પોતાનો માલ મુબઈ વેચવા માટે શુ પગલા લીધા હતા તે સબધે રા ડી એ. શાહે તપાસ કરી હતી અને ખાસ કરીને સોસક જેવી મોટી મડળીઓએ તો તે દિશામા શરૂઆત કરવી જોઇએ એમ ભાર દઈને જણાવ્યુ હતુ તે ઉપરથી નીચેનો ઠરાવ પસાર થયો હતો

ઠરાવ (૪) આ સભા એવો ઠરાવ કરે છે કે ધી સોસક ન્યા ધી ગોધાણ કોટન સેલ મડળીઓએ દરેકે ચાલુ મોસમમા ઓછામા ઓછી પચાસ ગાસડી રૂ ધી બોમ્બે પ્રોવીન્શીયલ કોઓપરેટીવ બેકના મેનેજીગ ડીરેકટર સાહેબને તે ગાસડી મીલોનેજ વેચવા માટે મોકલી આપવી

ઠરાવ (૬) આ સભા એવો ઠરાવ કરે છે કે આ પ્રતિનીધિ મંડળની સભાઓના હેવાલ જોઇતા ફાર્મો આમન્ત્રણ પત્રિકાઓ વીગેરે પ્રતિનીધિ મંડળને લગતુ બધુજ કામકાજ છાપવાની તથા બીજો કોઈ જરૂરી ખર્ચ કરવાની સત્તા ઓનરરી સેક્રેટરી મી૦ વાય ટી દેશાઈને આપવામા આવે છે અને તેનો ખર્ચ દરેક વર્ષે મોસમની આખરે ગુજરાતની બધી કોટન સેલ મંડળીઓના કામકાજના ભંડોળ પર ફાળવી નાખી વસુલ કરવો

ઠરાવ (૭) આ સભા એવો ઠરાવ કરે છે કે જે જે કોટન સેલ મંડળીઓ પોતાના કપાસનો ભાવ સરાસરીમા સારો મેળવે તેમણે પોતાના ખર્ચે મોસમની આખરે ન્હાના હેન્ડબીલો છપાવી આજુ બાજુના ગામડામા છુટથી વ્હેચવા, તથા તેની એક નકલ મે. એસીસ્ટંટ રજીસ્ટ્રાર સાહેબને મે એગ્રીકલ્ચરલ ઓરગેનાઇઝર સાહેબ સહકારી મંડળીઓ ઉત્તર વિભાગ, સુરત અને એડીટર સહકાર પત્રિકાને મોકલી આપવી.

છેવટે એવુ નકકી કરવામા આવ્યુ હતુ કે આ મંડળની આવતી સભા ડાકોર મુકામે તા૦ ૨૪-૫-૭૫ ને રોજે મળશે અને તે દરમ્યાન દરેક નવી કોટન સેલ મંડળીઓએ ઉપર ઠરાવ એક (૧) અને (૨) મા જણાવ્યા મુજબ આટ માટે ઓનરરી સેક્રેટરી મી વાય. ટી દેશાઈને લેખી અરજી મોકલી આપવી.

છેવટે પ્રમુખનો આભાર માની સભાનુ કામ સમાપ્ત કરવામા આવ્યુ હતુ

લી યશવંતરાય ત્રંબકલાલ દેશાઈ ઓનરરી સેક્રેટરી
ગુજરાત કોટનસેલ સોસાયટીઝ પ્રતિનીધિ મંડળ અને એગ્રી૦ ઓરગેનાઇઝર
સહકારી મંડળીઓ, ઉત્તર વિભાગ-સુરત

# પ્રતિનીધિ મંડળની ત્રીજી સભાનો હેવાલ

ગુજરાત કો-ઓપરેટીવ કોટન સેલ મંડળીઓના પ્રતિનીધિ મંડળની ત્રીજી સભા તા ૨૪-૫-૭૫ ને રોજ ડાકોર મુકામે બપોરે એક વાગે રાવ ન ચુનીલાલ અમ્રતલાલ પંડ્યાના પ્રમુખપણા નીચે મળી હતી આ મીટીંગમા કો-ઓપરેટીવ કોટન સેલ મંડળીઓના પ્રતીનીધીઓ જીલ્લા કો-ઓપરેટીવ બેંકના ડીરેકટરો તથા ગુજરાત વીભાગના મે૦ ડેપ્યુટી ડીરેકટર ઓફ એગ્રીકલ્ચર અને અન્ય ગ્રહસ્થો હાજર હતા

શરૂઆતમા આ મડળની બીજી મીટીગ તા૦ ૧૯-૪-૨૫ ને રોજ ભરૂચ મુકામે મળી હતી તેનો છાપેલો હેવાલ રજુ કરવામા આવ્યો હતો, અને તે પસાર કરવામા આવ્યો હતો

ત્યારપછી ગઇ મીટીગના ઠ ન ૨ મુજબ કપાસ વેચાણની મડળીઓની અરજીઓ આવેલી તે ઓનરરી સેક્રેટરી રા. ગ ભાઇ ટી દેસાઇએ રજુ કરી. હતી, અને તે સબધમા એવુ જણાવ્યુ હતુ કે કેટલીક અરજીમા હકીકત પુરી વીગત મેળવી તેના નિકાલ કરવા મે આસીસ્ટટ રજીસ્ટાર સાહેબ કો-ઓપરેટીવ સોસાયટીમાઉ વિ સુપ્રતને મોકલી આપવી આ મજુર કરવામા આવ્યુ હતુ.

પછી ખેતીવાડી ખાતાના મે ડેપ્યુટી ડીરેક્ટરનો કાગળ ન ૩૪૪૮ તા ૧૪-૫-૨૫ નો આવેલો તે સબધમા નીચે મુજબ ઠરાવ કરવામા આવ્યો હતો

ઠરાવ (૧) "આ સભા એવો ઠરાવ કરે છે કે જે જે કોટન મેલ મડળી ૧૦૨૭ નબરનુ કપાસનુ બી ઓરે છે તેમણે દરેકે આ મડળના ઓ સેક્રેટરીને તથા ખેતીવાડી ખાતાના મે. ડેપ્યુટી ડીરેક્ટર ગુજરાતને સભાસદોના નામ ક્ષેત્રફળ તથા ગામના નામ વી૦ તાકીદે મોકલી આપવા, અને ડેપ્યુટી ડીરેક્ટર સાહેબને કોટન સુપ્રીન્ટેન્ડન્ટ સુપ્રત મારફત ગઇ મીટીગના ઠ ન ૩ મુજબ અમલ કરવા વિનતિ કરે છે"

ર મા ભીમભાઇએ વધારામા જણાવ્યુ હતુ કે ખેતીવાડી ખાતાના મે ડીરેક્ટર સાહેબે પણ આ મુજબ અમલ કરવા મજુરી આપી છે

ગઈ મીટીગના ઠ ન ૪ મુજબ મોસલ તથા ગોથાણ કોટન સેલ મડળીઓએ પોતાનુ રૂ મુબઈ વેચવા મોકલી આપ્યુ છે તેની નોધ અત્રે લેવામા આવી હતી

રા રા પરસોતમ મથુરભાઈ દીવા, ની તા ૮–૫–૨૫ ની અરજી આવેલી તે સંબંધમા હાલ કાઈ કરવા જેવુ નથી, અને તેથી એ અરજી ફાઇલ કરવામા આવી હતી આની ખબર મજકુર પરસોતમદાસને તેજ વખતે રૂબરૂમા આપવામા આવી હતી

મે૦ આસીસ્ટટ રજીસ્ટ્રાર સાહેબ સહકારી મડળીઓ ઉ વિ સુરતનો તા૦ ૧૩–૫–૨૫ નો કાગળ આવ્યો હતો તેના સબધમા એવુ ઠરાવવામા આવ્યુ હતુ કે ઓ સેક્રેટરીએ તેઓ સાહેબ સાથે મળી કોટન સેલ મડળીઓના મોડેલ પેટા કાયદા નક્કી કરી તેની નકલ દરેક કોટન સેલ મડળીને મોકલી આપવી અને તે મુજબ દરેક કોટન સેલ મડળીઓ પોતાની સાધારણ સભામા મજુર કરાવવા.

ઠરાવ ( ૩ ) "દરેક કોટન સેલ મડળીએ પોતાના સભાસદોને જે કાઈ માલ ખેતીના કામ માટે તથા ખાધ ખોરાકી માટે મંગાવવો હોય તેની એક યાદી આ મડળના ઓ. સેક્રેટરીને મોકલી આપવી, અને તે મુજબ ઓ. સેક્રેટરીએ મગાવી આપવાની ગોઠવણ કરવી"

ઠરાવ ( ૪ ) ' આ સભા એવો ઠરાવ કરે છે કે બધી કોટન સેલ મડળીઓએ પોતાની મડળીમા સહકારના પ્રચાર અર્થે જે કાઈ ફડ હોય તે બધુ આપવુ, અને તેટલીજ બીજી રકમ ધી બોમ્બે સેન્ટ્રલ કો–ઓપરેટીવ ઇન્સ્ટીટયુટ, ગુજરાત શાખા આપે એવી તે શાખાને ભલામણ કરવી, અને તે બધી રકમની વ્યવસ્થા કરવા માટે સાત મેમ્બરોની એક કમીટી નીમવી આ કમીટીમા પ્રતિનીધિ મડળના બે સભાસદો, ઇન્સ્ટીટયુટની ગુજરાત શાખાના બે પ્રતિનીધિઓ, પ્રતિનીધિ મડળના ઓનરરી સેક્રેટરી મે આસીસ્ટટ રજીસ્ટ્રાર સહકારી મડળીઓ, ઉ વિ, તથા ખેતીવાડી ખાતાના ગુજરાત વિભાગના એક અમલદારની નીમણુક કરવી."

રા રા. બી સી જાદવનો તા ૧૮–૫–૨૫નો કાગળ આવેલો તેના સબધમા એવુ નક્કી કરવામા આવ્યુ હતુ કે ધી બોમ્બે ફાયર ઇન્સ્યુરન્સ એસોસીએશનના નિયમો મગાવવા, અને કોટન સેલ મડળીઓના નામ મજકુર એસોસીએશનમા રજીસ્ટર કરાવવા મોકલી આપવા

ઠરાવ (૫) "આ સભા એવો ઠરાવ કરે છે કે ધી જબુસર કોટન સેલ મડળીઓની પરિષદમા ઠરાવ ૪ (ડી) પસાર થએલો છે તથા તે સબધમા બીજો એક ઠરાવ પ્રતિનીધિ મડળની તા ૧૯–૪–૨૫ ની મીટીગમા ઠરાવ ૫ પસાર કરવામા આવેલો છે તે ઉપરાત વધુમા એવુ ઠરાવવામા આવે છે કે આગામી ગુજરાત વિભાગની સહકારી પરિષદ ભરૂચ મુકામે મળનાર છે તેમા

પણ આ જાતનો ઠરાવ લાવવા કો-ઓપરેટીવ ઇન્સ્ટીટ્યુટની ગુજરાત શાખાના મે. ચેરમેન સાહેબને વીનતિ કરવી ".

ધી ઠાસરા કો-ઓપરેટીવ કોટન સેલ મંડળીને નાણા સબંધી અગવડતા માટે સારૂ મજકુર સોસાયટીના ચેરમેનને રૂબરૂમા સમજુત કરવામા આવી હતી કે ધી ખેડા ડીસ્ટ્રીક્ટ કો-ઓપરેટીવ બેંક ધી ઇમ્પીરીઅલ બેંક ઓફ ઇન્ડીઆને ચેક આપવો અને તે ઠાસરા તાલુકાની તીજોરીમા ભીડે તો સોસાયટીને નાણા સગવડતાથી મળી શકે મજકુર મંડળીના ચેરમેનને આ બાબતમા થી ખેડા ડીસ્ટ્રીક્ટ કો-ઓપરેટીવ બેંકને લખાણ કરવા રૂબરૂમા જણાવવામા આવ્યુ હતુ

ઠરાવ (૬) "આ સભા એવો ઠરાવ કરે છે કે ગુજરાતની બધી કોટન સેલ મંડળીઓનો હિસાબ તા ૩૧ મી માર્ચ સુધીના પુરો થતો નથી અને તેથી દરેક કોટન સેલ મંડળીનુ સરવાયુ તા ૧ લી જાનેવારીથી તે તા ૩૧ મી ડીસેમ્બર સુધીનુ રાખવા ગુજરાત વિભાગની કો-ઓપરેટીવ ઇન્સ્ટીટ્યુટના મે ચેરમેન સાહેબને આ સબંધમા આગામી ગુજરાત વિભાગની સહકારી પરિષદમા ઠરાવ લાવવા વિનતિ કરે છે"

ધી જબુસર કોટન સેલ મંડળીઓની પરિષદના ઠ ન ૭ મા જે એમ ઉન્ટ કમીટી નીમાયલી છે તે કમીટીએ હવે જલદીથી કામ શરૂ કરવુ અને દરેક કોટન સેલ મંડળીએ પોતે જે પત્રકો રાખવી હોય તેના નમુનાની નકલ મે આસીસ્ટન્ટ રજીસ્ટ્રાર સહકારી મંડળીઓને તાકીદે મોકલી આપવી આ બાબતની ખબર દરેક કોટન સેલ મંડળીના પ્રતિનિધિઓને રૂબરૂમા આપવામા આવી હતી

ત્યાર પછી એવુ ઠરાવવામા આવ્યુ હતુ કે આવતી મીટીંગ ઓનરરી સેક્રેટરીએ આવતા વર્ષની રૂની મોસમ શરૂ થાય ત્યારે બોલાવવી, પરંતુ જરૂર પડે તો તે દરમ્યાન પણ બોલાવવી છેવટે પ્રમુખનો આભાર માની સભાનુ કામ સમાપ્ત કરવામા આવ્યુ હતુ

# ધી સોંસક ગ્રુપ કોટન સેલ સોસાયટી લી૦
# નો હેવાલ સને ૧૯૨૫

## શેર કેપીટલ

મજુર કરેલી થાપણ રૂ૦ ૫૦૦૦૦
ભરાયલી થાપણ રૂ૦ ૩૧૨૮૫
રીઝર્વ ફંડ રૂ૦ ૩૩૭૯-૪-૦
નફા ફંડ રૂ૦ ૯૬૭-૬-૩

## મેનેજીંગ કમિટીના મેમ્બરો

૧ ગ૦ રા૦ પરશોતમ ઇચ્છારામ પટેલ ચેરમેન-સોસક

૨ ગ૦ રા૦ લલ્લુભાઈ નાગજી-ઓથાણ
૩ „ નાથુભાઈ તલશીભાઈ ગઢેર
૪ „ કુંવરજી રતનજી-વડોલ
૫ „ ભગુભાઈ વનમાલી-ઇનાજ
૬ „ દલપતભાઈ મંછારામ-એરથાણ
૭ રા૦ રા૦ નરસિંહભાઈ ભગવાન દે
૮ „ મકનજી જગજીવન-નવસારી
૯ „ પરભુભાઈ માવજી-સેગવા
૧૦ „ જગુભાઈ દેવાભાઈ-માસમા

સેક્રેટરી-રા૦ રા૦ મકનજી કહાનજી પટેલ

સને ૧૯૨૪ ની સાલમા સભાસદોની સખ્યા ૨૯૮ હતી જે આજે તા૦ ૧૦-૬-૨૫ સુધીમા ૩૯૯ ની થઇ છે ચાલુ મોસમમા કપાસ ભાર ૧૭૯૪-૧૦-૧૧ શેર પીલાવ્યો તેમાથી રૂ ખાડી ૭૩૪-૧-૨૧ શેર થયુ અને કપાસીઆ ગાલ્લી ૯૩૬-૫-૩ શેર થયા રૂ ની એકદર ઉપજેલી કીમત રૂ૦ ૩૭૪૭૭૪-૭-૩ તથા કપાસીઆની ઉપજેલી કીમત રૂ૦ ૪૨૮૮૦-૩-૬ પાઇ મળી કુલ રૂ૦ ૪૧૭૩૫૦-૧૦-૯ ઉપજ્યા છે તેમાથી પીલાઈ વિગેરે ખર્ચના રૂપી આ ૨૭૬૩૯-૨-૭ જતા બાકી રૂ૦ ૩૯૯૭૧૧-૮-૭ રહયા તેમાથી મેમ્બરોને સરાસરી ભાવ દર ભારે રૂ૦ ૨૨૨-૧૨-૦ પ્રમાણે આપવામા આવ્યા છે જ્યારે બીન સભાસદોને દર ભાર દીઠ રૂ૦ ૨૧૨-૧૨-૦ ઉપજ્યા છે જે પ્રમાણે ગણતા એકદર રૂ૦ ૧૭૯૪૬-૧૩-૬ સોસાયટીના મેમ્બરોને વધારે મળ્યા છે આ વધારો પાછલી દરેક મોસમનો નફો જોતા વધારે ન કહી શકાય પણ ચાલુ સાલના સંજોગો તેમજ પાછલથી બજાર ભાવની મદતા તપાસતા આ નફો સંતોષકારક છે

## સોસક ગૃપ કોટન મેલ મંડળીની સને ૧૯૨૫ ની મે.સમમા એટલે તા૦ ૧-૬-૨૪ થી તા૦ ૧૦-૬-૨૫ સુધીમા થયલી

### આવક જાવક.

— ***********—

**આવક**

૬૨૮-૧૩-૧૦ ઉઘડતી સીલક
૧૩૮૭૬૯- ૩- ૩ સુરત ડી કો કરંટ
૩૫૯૨૭-૧૨- ૯ સુરત ડી ઓવરડ્રાફ્ટ
૧૦૦૨- ૪-૧૧ સુરત ડી સેવીંગ્ઝ
૫૦૦૦- ૦- ૦ „ „ કાયમ થાપણ
૧૧૫૨૯૧-૧૦- ૯ સુરત પી કો કરંટ
૧૩૭૦૫- ૦- ૦ „ „ કાયમ થા
૧૫૦૦- ૦- ૦ સોસક જીની ( થાપણ
૨૦૨૨૫- ૦- ૦ મંડળી થાપણ
૧૫૦૦૦- ૦- ૦ મહાજન થાપણ
૧૩૧૪૦- ૮- ૬ બી મ. થાપણ
૩૭૪૪૮૨-૧૫- ૩ રૂ ખાતે
૪૩૨૩૯-૧૦- ૦ કપાસીઆ ખાતે
૧૪૩- ૭- ૯ તેવાઇ
૪૧૬૫-૧૪- ૩ વ્યાજ
૪૨૫૮૫૪-૧૧- ૬ કરજ વસુલ
૩- ૭- ૭ મુબઇ સાવરી ખાતે
૩૪૪૫- ૦- ૦ શેરના
૨૦-૧૨- ૦ દાખલ ફી
૧૭૯૭- ૪- ૦ કમીશન
૧૦૬૮૫-૧૨- ૯ કાપડ ખાતે
૭૯૦૪- ૨- ૩ ગોળ ખાતે
૩૧૦- ૩- ૦ ભાત ખાતે
૧૭૬૩૮- ૨- ૨ ખરચ ખાતે
૭૫- ૯- ૯ પરચુરણ

———————

૧૩૦૪૭૮-૧-૩

**જાવક**

૧૩૯૫૧૯-૧૦-૨ સુરત ડી કો કરંટ
૩૫૯૨૭-૧૧-૯ „ „ ઓવર ડ્રાફ્ટ
૧૫૦૦- ૦-૦ „ „ કા થાપણ
૧૬૪ ૯૫- ૫-૬ સુરત પી કો કરંટ
૨૨૭૨૫- ૦ „ „ કાયમ થા
૧૫૫૧- ૧-૯ ડીવીડંડ
૧૯૦ - ૦-૦ સુ ડી બેંકના શેર
૨૦૨૨૫- ૦-૦ મંડળી થાપણ
૫૨૨૫- ૦-૦ મહાજન થાપણ
૧૩૨૧૧- ૯-૩ બી મ થાપણ
૩૭૪૪૮૨-૧૫-૦ રૂ ખાતે
૪૩૨૩૯ ૧૦-૦ કપાસીઆ
૫૫- ૦-૯ તોલાઇ
૨૩૬- ૭ ૯ ગાંજ
૪૨૬૧૦૪- ૬-૮ ધીરેલુ કરજ
૧૧૨૩૫- ૦-૦ મુંબઇ સાવરી ખાતે
૯૭૮- ૬-૦ મોનમ
૫૦ ૦-૦ ધર્માદા
૧૭૬૨૯- ૨-૨ ખરચ
૧૦૮૦૧-૧૦ ૩ કાપડ ખાતે
૭૯ ૪- ૨-૩ ગોળ ખાતે
૩૧૦- ૩-૦ ભાત ખાતે
૫-૧૫-૮ હાયમ સીલક

———————

૧૩૦૪૭૮-૧-૩

# ડાંગર ( શાળ ) ની ખેતી વિષે.

—**********—

ગુજરાતમા જે જગ્યાએ વરસાદ વધારે પડે છે તે જગાએ ડાંગરનો પાક વધારે કરવામા આવે છે ડાંગરને માટે સામાન્ય રીતે તમામ જાતની જમીન માફક ગણાય છે હલકી જાતો કરતા ઉંચી જાતની ડાંગરને પાણી વધારે જોઇએ છે, માટે ક્યારી જેમ બને તેમ ઉંડાણવાળી રાખવી, કે ચોમાસે પાણી ભરાઇ લાબી મુદત સુધી ચાલે કેટલીક જગ્યાએ તો માત્ર નામની પાળોજ બાંધી ક્યારી કરે છે આથી તેમા પાણી વધારે રહેતુ નથી અને જલદી સુકાઇ જાય છે ડાંગરની ઘણી જાતો છે પકી સુખવેલ, કમોદ, વામી, જીરાસાળ, પંખાલી એ જાતોને પાણી પુષ્કળ જોઇએ છે અને સુતરસાલ, દેશી ડાંગર વગેરેને મધ્ય મસર અને હુઢણી ડાંગરને ઘણુ થોડુ પાણી હોય તોપણ ચાલે છે.

ડાંગરનો પાક ગુજરાતમા જુદે જુદે સ્થળે જુદી જુદી રીતે કરવામા આવે છે, તે રીતો આ નીચે લખી છે તે જાણમા લઈ કઇ રીત સારી છે તે જાણી તે પ્રમાણે વર્તવા મારી ભલામણ છે તે રીતો નીચે પ્રમાણે છે

( ૧ ) ધારૂ તઇયાર કરીને રોપવાની ( ૨ ) બીજા અનાજની માફક હળથી ડાંગર ઓરવાની ( ૩ ) ક્યારીમા પાણી ભરાયે ડાંગર વાવવી ( મુઠીએ મુઠીએ છુટી છવાઈ વેરવી ) ( ૪ ) બીજા પાક સાથે ઓરવાની

ઉપરની ચાર રીતો પકી ( ૧ ) પહેલી સઉથી ઉત્તમ છે, કારણ કે ધરૂ તઇયાર કરીને ક્યારીમા પણ ભરાય એટલે હળથી ખેડી, પાણીઆથી ની દામણ–કચરૂ નાખી રોપવામા આવે છે આથી છુટા છુટા રોપેલા છોડની જડ ઉંડી જવાથી અને હવા પુરતી મળવાથી છોડના ઘણા ફણગા ફુટી જડીયુ ઘણુ મોટુ થવાથી ઘણી કંટીઓ આવશે તેમા નીંદવામા અડચણ પડતી નથી તથા કંટી આવે છોડ આડા પડી જશે નહી આથીજ કહ્યુ છે કે " ચોપે છેટે આછા રોપ, ડાંગર પાકે થોકા થોક "

આ પધ્ધતિ લગભગ ઘણી જગાએ છે છોડ જેમ છેટે રોપાય તેમ પાક વધારે થાય છે.

( ૨ ) બીજી રીત—જે જગાએ ક્યારીમા પાણીની આવક સારી થતી ન્યાં અગર તો જ્યારે વરસાદ પુરતો થતો નથી ત્યારે હળથી ચાસ પાડી તેમા ( હળીથી ) ડાંગર ઓરવામા આવે છે આથી રોપણ ડાંગર કરતા પાક ઓછો થાય છે પણ નીંદવામા અડચણ ઓછી છે થોડા વરસાદે આ રીત ઠીક છે

( ૩ ) ત્રીજી રીત—પંચમહાલના ગોધરા તાલુકામા તથા તેની આસપાસના ભાગમા ક્યારી ભરાય છે એટલે ક્યારીમા ડાંગર છાંટીને વાવણી કરેછે.

જેટલા ભાગમા વાવણી થાય છે તેટલામા નીશાની તરીકે ઓયુ કે એવુ બીજુ લાકડું રોપીને નીશાની કરે છે તમામ કયારીમા વાવણી કરી દીધા પછી એક યા બે દીવસ કયારીમા પાણી રહેવા દઈ ત્રીજે દીવસે કયારીની પાલ તોડીને પાણી કાઢી નાખે છે આથી વાવેલી ડાગર તલીએ બેસી જઈ ત્રણ ચાર દીવસમા ઉગી જાય છે તે અરસામા વરસાદ પડે તોપણ તોડેલી પાળ ખુલ્લીજ રહેવા દેશે એટલે પાણી ભરાવા દેશે નહી ડાગર ઉગી ચાર છ આગળના છોડ થશે ત્યારેજ પાણી ભરાવા સારૂ કયારી બધ કરી દેશે આ રીત સારી નથી, કારણ કે છોડના મુળીયા ઉડા જતા નથી તેમ છોડ પાસે હોવાથી નીંદામણ કાઢતા અડચણ ઘણી પડે છે વળી કટીઓ આવે છે ત્યારે છોડ ભોયપર પડવાથી કાપતા પણ અડચણ પડે છે

(૪) ચોથી રીત— મિશ્ર પાક તરીકે સારી છે કપાસની ખેતી સાથે કાળી જમીનમા ડાગરનુ બી મીશ્ર કરીને ઓરવુ આથી કપાસ તથા ડાગર આ બન્ને છોડ થશે અથવા તો કપાસના બે ચાસ વચ્ચે એક હાર ડાગરની કરવી આને માટે હુંળી ડાગર ઠીક છે કારણ કે તે જલદી અને થોડા વરસાદે પાકે છે, આથી વહેલી કપાઈ જવાથી કપાસને કરવ દેતા અડચણ આવતી નથી અને એકજ જમીનમાથી બે પાક લઈ શકાય છે આ બાબત ઉપર કપાસની મીશ્ર ખેતી એ નામનો મારો લેખ વાચવા દરેકને ભલામણ છે

ડાગરની કયારીમા પુવાડ ઝીલો, અડદ કે ગણુનુ બી વાવી ખેતી જમીનમા મેળવી દેવાથી ડાગરને માટે ઉત્તમ ખાતર બનશે

કેટલાક ગામ રેતાળ જમીનમા હોવાથી તે ગામની ડાગરમા રેતીનો ભેગ આવે છે આવા ગામના લોકોએ ડાગર કાપીને તેના પુલા બાધી અતામા આથર (મોદ) પાથરી તેમા ખાટલો મુકી પુલા ઝુડી લેવા આથી કાકરી આવશે નહી અને તેથી તેની ડાગરનો ભાવ પણ સારો આવશે

ઘણીવાર એવું બને છે કે કયારીમાર વરસાદ હોવા છતા ધરૂ વગર ખેડુતોને બેસી રહેવુ પડે છે માટે જેઠ મહીને કુવા ઉપર ધરૂ તઇયાર કરવુ, કે વરસાદથી કયારી ભરાતા તુરત રોપી બીજું વેચી દેવાથી તેના પૈસા ઉપજી જશે ઘણીવાર એવુ બને છે કે ધરૂની જરૂરીઆત વધારાના ધરૂવાળા એકરાર રોપીતા ધરૂની કીમત કરતા પણ વધારે નફો મેળવે છે માટે ડાંગરની ખેતી કરનારાઓ આ બાબત દુર્લક્ષ રાખશે નહીં એવી આશા છે ઇત્યલમ ?

**લેખક.— સાધુસિંહ નથ્થુસિંહજી સોલંકી**

આનિ૦ માસ્તર, મેઇનર્ફુલ—ગોધરા

ભરૂચ જીલ્લા ખેતીવાડી અને હુન્નર ઉદ્યોગ ખીલવનાર મંડળનો તા૦ ૧ લી એપ્રિલ અને ૧૯૨૪ થી તા૦ ૩૧ માર્ચ અને ૧૯૨૫ સુધીનો મંડળના ઓનરરી સેક્રેટરીએ જીલ્લાના કલેકટર અને મંડળના પ્રેસીડન્ટ સાહેબ તરફ કરેલો

# રિપોર્ટ.

—*********—

રૂતુ —

૧ છેલ્લા રીપોર્ટમા જણાવ્યુ તે મુજબ સને ૧૯૨૪ ની સાલનુ ચોમાસુ ઘણુ સતોષકારક નીવડેલુ અને આખા જીલ્લાના ખેડુતોને પુષ્કળ પાક મળેલો ચોમાસાની આખરે રૂતુમા થયેલા ફેરફારને અંગે કપાસના પાક માટે કાઇક ધાસ્તી રખાતી હતી પરંતુ ફસલની આખરે જયારે પાકના ઉતારનુ સરવાયુ લેવાના આવ્યુ તો માલુમ પડયુ કે તે ધાસ્તી પાયા વિનાની હતી પાકનો ઉતાર કેટલીએક જગોએ ધારવા કરતાએ વધુ હતો અને તેના લીધે તથા કપાસ અને બીજા પાકોના ભાવને લીધે ખેડુતો પોતાનુ પાછલુ દેવુ તથા સરકારી બાકી આપી શકયા છે એટલુજ નહી પરંતુ આવતા વરસમા પોતાના સાહુકારોની મદદ શિવાય પોતાની ખેતી કરી શકે એટલુ ભડોળ એમની પાસે રહેલુ છે

૨ હાલમા જે ગરમી પડે છે તેમજ કુશળ પુરૂષોએ જોયલી બીજી નીશાનીઓ પરથી આવતુ ચોમાસુ આબાદ નિવડવાની આપણને આશા મળે છે

મંડળના કાર્યવાહકો

૩ રીપોર્ટના વરસ દરમ્યાનમા ત્રણ પ્રેસીડન્ટો બદલાયા હતા જી એચ કોવન એસ્કવાયર બી એ, આઇ સી એસ તા૦ ૨૫-૮-૧૯૨૪ સુધી પ્રેસીડન્ટ રહયા હતા અને ત્યાર પછી વી બી સુરપેકર એસ્કવાયર એમ એ તા૦ ૧૯-૧૧-૨૪ સુધી પ્રેસીડન્ટ હતા તેમની જગ્યાએ એ આ કુરેશી એસ્કવાયર એમ એ. હાલમા પ્રેસીડન્ટ છે, મંડળના વાઇસ પ્રેસીડન્ટ તરીકે ની. તેમજ ખેતીવાડી ત્રીમાસીક પ્રસિધ્ધ કરાવવાના કામપર દેખરેખ રાખવાની ફરજો સરદાર રાવ બહાદુર મોતીલાલ ચુનીલાલે બજાવી હતી આખા વરસ દરમ્યાન ઓનરરી સેક્રેટરી તરીકે મ્હે કામ બજાવ્યુ હતુ

સભ્યો

૪ રીપોર્ટના વરસ દરમ્યાન જીદગી પર્યન્તના ૧૩૮ અને વાર્ષીક ૧૩

સભ્યો હતા જ્યારે ગયે સાલ જીંદગી પર્યન્તના ૧૪૦ અને વાર્ષીક ૧૩ સભ્યો હતા ૨ જીંદગી પર્યન્તના સભ્યો વર્ષ દરમ્યાન ગુજરી ગયા હતા

## મીટીંગો

૫ વરસ દરમ્યાન કાર્યવાહક સમીતીની ૬ સભાઓ મળી હતી અને મંડળના સભ્યોની એક સામાન્ય સભા થઈ હતી અને તેનુ પ્રમુખ પદ મેં૦ કલેકટર સાહેબ વી બી સુ પેંડર એસ્કવાયરે લીધેલુ

## મંડળનો આવક તથા ખર્ચ.

૬ આ સાથે પરીશીષ્ટ "અ" થી રજુ કરેલો હીસાબ તપાસતા માલમ પડશે કે મંડળની આર્થિક સ્થીતીમા વર્ષ દરમ્યાન સુધારો થયેલો વરસની આખર તારીખે બાકી શીલીક રૂ૦ ૮૭૩૯–૧–૪ ની છે જ્યારે ગયે વરસે રૂ૦ ૮૨૮૭–૭–૧ ની હતી રૂ૦ ૪૪૯–૧૫–૩ નો જે વધારો માલમ પડે છે તે વરસભર ગીને કારભાર કરવાને પરીણામે વધ્યો છે

૭ વરસ દરમ્યાન મંડળની કુલ આવક રૂ૦ ૧૬૯૮–૧–૩ ની થઈ હતી જેમાની મુખ્ય રકમોમા ખેતીવાડી ત્રીમાસીક લવાજમના રૂ૦ ૮૮૭–૧૨–૦, થાપણ વ્યાજના રૂ૦ ૪૬૦–૦–૩ ડીસ્ટ્રીકટ લોકલ બોર્ડ ગ્રાન્ટના રૂ૦ ૧૦૦, સભ્યો તરફથી ફીના રૂ૦ ૨૯, અને મ્યુઝીયમમાની બગડી જતી ચીજોના વેચાણના રૂ૦ ૫૯, ની રકમોનો સમાવેશ થયો છે મંડળનો કુલ ખર્ચ રૂ૦ ૧૨૦૨–૨–૦ નો થયો છે તેમા મુખ્ય રૂ૦ ૫૨૮, એ કીસ ખર્ચ, રૂ૦ ૫૧૨–૪–૦ ત્રીમાસીક વિગેરે છપામણી ખર્ચ અને રૂ૦ ૧૨૩–૪–૦ પોસ્ટેજ ખર્ચની રકમો છે

૮ વરસ આખરની રૂ૦ ૮૭૩૯–૧–૪ ની બાકી શીલીકમાથી ભરૂચ ડીસ્ટ્રીકટ કો–ઓપરેટીવ બેંક લીમીટેડના ફીક્સ ડીપોઝીટ ખાતામા, સેવીન્સ બેંક ખાતામા અને ચાલુ ખાતામા અનુક્રમે રૂ૦ ૨૦૦૦, રૂ૦ ૫૨૫ અને રૂ૦ ૫ મુકવામા આવ્યા છે બાકીની રકમો પઈકી રૂ૦ ૫૦૦૦, ના પા ટકાના વોર બોન્ડસ ૫ અને હિંદી સરકારનો સને ૧૯૩૩ માં પાકતો રૂ૦ ૧૦૦૦ નો પાચ ટકાના વ્યાજ બોન્ડ ૧ છે એ ઉપરાંત સાડા ટકાની રૂ૦ ૧૦૦ ની કીમતની સરકારી ૧ લોન અને રૂ૦ ૧૦૦ ની કીમતનો ભરૂચ જીલ્લા કો–ઓપરેટીવ બેંકનો ૧ શેર છે મંડળનુ ભંડોળ આ પ્રમાણે ઘણી સલામત જામીનગીરીઓમા રોકવામાં આવેલુ છે તા૦ ૩૧ માર્ચ સને ૧૯૨૫ના રોજ હાથ ઉપર શીલીક ફકત રૂ૦ ૯–૧–૪ હતી હીસાબ યોગ્ય રીતે તપાસવામા આવ્યો છે અને ખરો હોવાનુ પ્રમાણ પત્ર મળ્યુ છે

૯ અને ૧૯૨૫–૨૬ ની સાલ માટે મેનેજીંગ કમીટીએ મંજુર કરેલો આવક ખર્ચના અડસટાનો ખરડો આ સાથે પરીશીષ્ટ "અ '- ૧" થી રજુ કર્યો છે અને મારી ગણત્રી મુજબ આવતા વર્સે પણ આવકમાથી ખર્ચ નીકળી શકશે અને વખતે છેવટે થોડાએક બચાવો પણ રહેવો સ્વભાવિક છે

મંડળનુ કાર્ય અને સામાન્ય

૧૦ વર્ષ દરમ્યાન શ્રી ગુજરાત ખેતીવાડી અને હુન્નર ઉદ્યોગ ત્રીમાસીક નીયમીત રીતે પ્રગટ કરવામા આવેલુ અને તેમા સરકારી ખેતીવાડી ખાતાના અમલદારો તરફથી અને તેમા પણ મુખ્યત્વે કરીને ઉત્તર વિભાગના ખેતીવાડી ખાતાના ડીવીઝનલ સુપ્રિન્ટેન્ડન્ટ મી જી એન દેશાઈ વીગેરે અમલદારો તરફથી રસમય અને બોધકારક લેખો લખવાના આવ્યા હતા આ ગૃહસ્થોનો મંડળ તરફથી ઉપકાર માનવામા આવે છે

૧૧. મંડળના જુદા જુદા ઉદ્દેશો જોતા તેને એક જુદા મકાનની જરૂર છે હાલની જગ્યા વગર ભાડે રાવબહાદુર મોતીલાલ ચુનીલાલ દેશાઈએ મંડળને આપી છે પરતુ મારૂ માનવુ છે કે મંડળે હવે એઓની ઉદારતાનો લાભ વધુ વખત લેવો જોઇએ નહી

૧૨ હાલમા જે ખબર મળી છે તે મુજબ ભરૂચમા એક ખેતીવાડી ની નીશાળ ઉઘાડવાના વીચાર તરફ સરકારની પસંદગી દેખાતી નથી પરન્તુ તે છતાએ ભરૂચ જીલ્લાનો આવી એક નીશાળ માટેનો દાવો એકવાર ફરીથી મંડળ તરફથી રજુ કરવાની પરવાનગી હુ ચાહુ છુ અને તે નામદાર સરકાર આગળ ફરીથી રજુ કરવાની આપ સાહેબને વીનતી કરૂ છુ

૧૩ મંડળ તરફથી જીલ્લામા ચળવળ ચલાવવા માટે એક લાયક સેક્રેટરીને પગાર આપી રોકવા બાબતની મ્હારી સુચના સભ્યોને પસંદ પડી નથી અને તે ઉપર ફરીથી વિચાર કરી જોવા માટે આપને વીનવુ છુ

૧૪ જીલ્લામા વાર્સીક ઢોર અને ખેતીવાડીનુ પ્રદર્શન ભરવા માટે સરકાર પાસે ગ્રાન્ટ મેળવવા બાબતના સવાલનો છેવટનો નિર્ણય કરવામા આવ્યો નથી અને જો એવી ગ્રાન્ટ મેળવવાનો આપનો અભિપ્રાય થાય તો તે હકીકત પણ નામદાર સરકાર સમક્ષ રજુ કરવાની આપને વીનતી કરૂ છુ

૧૫ ખેતીવાડી ત્રીમાસી ની નકલો ખરીદીને કાઠીઆવાડ, રેવાકાંઠા, તેમજ સુરત એજન્સીના દેશી રાજ્યોએ તથા ભરૂચ, સુરત, અમદાવાદ, અને ખેડા જીલ્લા લોકલ બોર્ડ તેમજ પંચમહાલ જીલ્લા તથા તાલુકા લોકલ બોર્ડે મંડળને

મદદ કરી છે તે માટે મંડળ તેઓનો ઉપકાર માને છે

૧૯ ભરૂચ ડી૦ લો૦ બોર્ડના એકાઉન્ટન્ટ મી૦ ભોગીલાલ છગનલાલ શાહે મંડળનો હીસાબ વીના ફીએ તપાસેલો છે અને તેથી તેમનો પણ ઉપકાર માનવામા આવે છે ઓફીસના કલાર્ક મી૦ સુન્દરમ એમ દીવાને ઘણા સંતોષ પુર્વક કામ કર્યુ છે

આઇ એન દેશાઈ
ઓનરરી સેક્રેટરી

રવાના મે૦ ભરૂચ જીલ્લા ખેતીવાડી અને હુન્નર ઉદ્યોગ ખીલવનાર મંડળના વાઈસ પ્રેસીડન્ટ સાહેબ મારફત

---

સલામ સાથે રવાના—

સને ૧૯૨૪–૨૫ ની સાલ માટેના મંડળના કાર્યનો સ્પષ્ટ રીપોર્ટ મી૦ ઈશ્વરલાલે રજુ કરેલો છે અને હુ તેમની સાથે સામાન્ય રીતે મળતો થાઉ છુ

ન્યુ કોમરશીયલ સ્કુલના મકાનમા મ્યુઝીયમ માટે એક મોટો ઓરડો રાખવામા આવ્યો છે, ત્યા ખેતીવાડીની ચીજોના થોડા કબાટો જો આપણને મુકવા દેવામા આવે તો જે જગ્યાએ હાલ મંડળની ઓફીસ કરવામા આવે છે ત્યાની થોડી અગવડ દુર થશે

પગારથી એક સેક્રેટરી રોકવાની બાબતમા હુ મારો કાઇ પણ અભિપ્રાય આપવા માગતો નથી કારણ કે તેમ કરવાને મંડળની આવક પુરતી નથી

મી૦ આઈ એન. દેશાઇએ સેક્રેટરી તરીકે અને મી૦ સુન્દરમ એમ દીવાને કારકુન તરીકે હુ પુર્ણ સંતોષ પામુ એવી રીતે કામ બજાવ્યુ છે

તા૦ ૨૦ મેઇ ૧૯૨૫

( સહી ) મોતીલાલ ચુનીલાલ
વાઈસ-પ્રેસીડન્ટ

# એપેન્ડીક્ષ અ.

ભરૂચ જીલ્લા ખેતીવાડી અને હુન્નર ઉદ્યોગ ખીલવનાર મંડળની જમા ખર્ચની તારીજ તા૦ ૧ લી માહે અપ્રેલ સને ૧૯૨૪ થી તા૦ ૩૧ માહે માર્ચ સને ૧૯૨૫ સુધીની

| જમા | | | આબત | | ખર્ચ | | |
|---|---|---|---|---|---|---|---|
| રૂ૦ | આ | પા | | | રૂ૦ | આ. | પા |
| | | | ખુલતી શીલક | | | | |
| ૮૨૯૨ | ૨ | ૯ | ફીક્ષ્ડ ડીપોઝીટ ખાતે | ૨૫૦૦-૦-૦ | | | |
| | | | સેવીંગ એકાઉન્ટ ખાતે | ૪૮૫-૦-૦ | | | |
| | | | કરંટ એકાઉન્ટ ખાતે | ૧૦૬-૦-૦ | | | |
| | | | સેર ખાતે | ૧૦૦-૦-૦ | | | |
| | | | પ્રોમેસરી નોટ ખાતે | ૧૦૦-૦-૦ | | | |
| | | | વોર બોન્ડ ખાતે | ૫૦૦૦-૦-૦ | | | |
| | | | પાછલી શીલક | ૧-૨-૯ | | | |
| | | | કુલે | ૮૨૯૨-૨-૯ | | | |
| ૪૯૦ | ૦ | ૩ | વ્યાજ ખાતે | | | | |
| ૧૦૦ | ૦ | ૦ | ડીસ્ટ્રીક્ટ લોકલ બોર્ડ ગ્રાંટ ખાતે | | | | |
| ૨૬ | ૦ | ૦ | વાર્ષિક મેમ્બર ફી ખાતે | | | | |
| ૮૯૨ | ૧૨ | ૦ | ત્રિમાસીક વેચાણ ખાતે | | | | |
| ૨૧ | ૧૧ | ૦ | જાહેર ખબર છપાવવાની ઉપજ ખાતે | | | | |
| ૩૬ | ૦ | ૦ | મ્યુઝીયમ ખાતે | | | | |
| ૪૧ | ૨ | ૦ | પોસ્ટેજ ખાતે | | ૧૨૩ | ૪ | ૦ |
| | | | પગાર ખાતે ઉમ | | ૫૨૮ | ૦ | ૦ |
| | | | ત્રિમાસીક વીગેરે છપામણી ખાતે | | ૫૧૨ | ૯ | ૦ |

# એપેનડીક્ષ અ ૧

ભરૂચ જીલ્લા ખેતીવાડી અને હુન્નર ઉદ્યોગ ખીલવનાર મંડળનું તારીખ ૧ લી અપ્રેલ સને ૧૯૨૫ થી તારીખ ૩૧ માર્ચ સને ૧૯૨૬ સુધીનું સને ૧૯૨૫-૨૬ ની સાલનું અર્ડીટ.

| જમા રૂ | આ | પા | બાબત | ખર્ચ રૂ | આ | પા |
|---|---|---|---|---|---|---|
| ૮૭૩૯ | ૧ | ૪ | ધી ભરૂચ કો-ઓપરેટીવ બેંક લીમીટેડમાં | | | |
| | | | ફીક્સ ડીપોઝીટ ખાતે ૨૦૦૦ ૦-૦ | | | |
| | | | સેવીંગ એકાઉન્ટ ખાતે ૫૭૫- ૦ | | | |
| | | | કરંટ એકાઉન્ટ ખાતે ૫-૦-૦ | | | |
| | | | શેર ખાતે ૧૦૦-૦-૦ | | | |
| | | | પ્રોમિસરી નોટ ખાતે ૧૦૦-૦-૦ | | | |
| | | | વૉર બૉન્ડ્સ ૫) સને ૫૦૦૦ ૦ ૦ | | | |
| | | | ૧૯૨૮ ના ટકા પાા ના | | | |
| | | | બૉન્ડ ૧) સને ૧૯૩૩ નો ૧૦૦૦-૦-૦ | | | |
| | | | ટકા ૫ નો | | | |
| | | | બેંકર ૮૭૩૦-૦-૦ | | | |
| | | | હાથ ઉપરની સીલક ૯-૧-૪ | | | |
| | | | કુલે ૮૭૩૯-૧-૪ | | | |
| ૪૭૭૫ | ૦ | ૦ | આપણી મુકેલી રકમના વ્યાજના | ૦ | ૦ | ૦ |
| ૮૫૯ | ૦ | ૦ | ત્રિમાસીક વેચાણના | ૦ | ૦ | ૦ |
| ૧૦૦ | ૦ | ૦ | ડીસ્ટ્રીક્ટ લોકલ બોર્ડ ગ્રાન્ટના | ૦ | ૦ | ૦ |
| ૪૦ | ૦ | ૦ | વાર્ષિક મેમ્બર ફીના | ૦ | ૦ | ૦ |

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| ૨૦ | ૦ | ૦ | જાહેર ખબર છપાવવા બાબે તેની ઉપજના | ૦ | ૦ | ૦ |
| ૪૦ | ૦ | ૦ | પોસ્ટેજ ખાતે | ૧૨૫ | ૦ | ૦ |
| | | | ત્રિમાસીક વીગેરે છપામણી ખાતે | ૫૦૦ | ૦ | ૦ |
| | | | નોકરોના પગાર ખાતે | ૫૨૮ | ૦ | ૦ |
| | | | સ્ટેશનરી ખાતે | ૬૫ | ૦ | ૦ |
| | | | પુસ્તક ખરીદી ખાતે | ૧૦ | ૦ | ૦ |
| | | | પરચુરણ ખાતે | ૫ | ૦ | ૦ |
| | | | મ્યુઝીયમ ખાતે | ૨૫૦ | ૦ | ૦ |
| | | | મોરથુથુના પરીક્ષા ખાતે | ૨૦ | ૦ | ૦ |
| | | | ડીમોનસ્ટ્રેશન ખાતે | ૬૦ | ૦ | ૦ |
| | | | તલાટી મહેનતાણા ખાતે | ૬ | ૦ | ૦ |
| | | | ટ્રાવેલીંગ એલાઉન્સ ખાતે | ૫ | ૦ | ૦ |
| | | | ડેડસ્ટોક ખાતે | ૫ | ૦ | ૦ |
| | | | ઓજાર ખરીદી ખાતે | ૧૦ | ૦ | ૦ |
| | | | અનામત ખાતે | ૦ | ૦ | ૦ |
| | | | ઉઘરાણી ખાતે | ૦ | ૦ | ૦ |
| ૧૫૨૫ | ૦ | ૦ | | ૧૫૦૫ | ૦ | ૦ |
| ૮૭૩૯ | ૧ | ૪ | ખુલતી શીલક — બાકી રહેલી શીલક | ૮૭૫૯ | ૧ | ૪ |
| ૧૦૨૬૪ | ૧ | ૪ | કુલ્લે | ૧૦૨૬૪ | ૧ | ૪ |

અકે દસ હજાર બસો ચોસઠ રૂપીઆ એક આનો ચાર પાઇ

# ભરૂચ ખેતીવાડી મંડળની મેનેજીંગ કમીટીની

# ત્રીમાસીક સભા

ભરૂચ જીલ્લા ખેતીવાડી અને હુન્નર ઉદ્યોગ ખીલવનાર મંડળની મેનેજીંગ કમીટીની ત્રીમાસીક સભા તા૦ ૧૫ માહે જુલાઈ સને ૧૯૨૫ ને બુધવારના રોજ સાંજના સાડા પાંચ વાગતાં મંડળની ઓફીસમાં મરહુમ રાવબહાદુર મોતીલાલ ચુનીલાલના મકાનમાં મળેલી તેમાં નીચે પ્રમાણે ઠરાવ થયા છે

હાજર

| | | |
|---|---|---|
| ૧ | મ. રા. રા. મોતીલાલ ચુનીલાલ | વાઈસ પ્રેસીડન્ટ. |
| ૨ | ખાં. બા. ડૉ. બરજોરજી મેં. મુનશી | મેમ્બર |
| ૩ | મી૦ રામલાલ મોતીલાલ દેસાઈ | ,, |
| ૪ | ,, પ્રાણલાલ ત્રીભોવનદાસ ચોકસી | ,, |
| ૫ | ,, જગમોહનદાસ મોતીલાલ મજમુનદાર | ,, |
| ૬ | ,, ભોળાભાઈ દ્વારકાદાસ મારફતી | ,, |

ઠરાવ

૧ માહે એપ્રિલ ૧૯૨૫ થી જુન ૧૯૨૫ સુધી માસ ૩ ત્રણનો મંડળનો જમા ખર્ચનો હીસાબ સર્વાનુમતે મંજુર કર્યો છે

૨ ખેતીવાડી ખાતાની લાયબ્રેરીની ચોપડીઓ શેઠ રાયચંદ દીપચંદ લાયબ્રેરીમાં મુકવા તે લાયબ્રેરીના ઓનરરી સેક્રેટરી સાહેબને પુછાવવું અને તેઓ કબુલ થાય તો લાયબ્રેરીમાં ત્યાં મુકવી એમ સર્વાનુમતે મંજુર કર્યું છે. લાયબ્રેરીના મેમ્બરોને એ ચોપડીઓ વાચવાની છુટ છે એસોસીએશનના મેમ્બરને જોઈશે તો મંગાવીશું

૩ તાલુકા સીરપુર જીલ્લે વેસ્ટ ખાનદેશના તાલુકા ડેવલપમેન્ટ એસોસીએશન કો ઓપરેટીવ સોસાયટીઓના મેમ્બરની ફી વસુલ કરવાના મહેનતાણા તરીકે એક આનો તલાટીને આપવા કરેલો ઠરાવ બહાલ રાખ્યો. નામદાર મુંબઈ સરકારનો રેવેન્યુ ખાતાનો નંબર ૩૬૨૭-૨૪ તારીખ ૮ માહે મેઈ સને ૧૯૨૫ નો ઠરાવ થએલો છે તે પ્રમાણે આ મંડળના મેમ્બરોની ફી વસુલ કરવા રૂપીએ ૦-૦-૬ પઈ હાલ જે તલાટીઓને આપવામાં આવે છે તેને બદલે હવેથી એક રૂપીએ ૧ આનો તલાટીને મહેનતાણું આપવું અને આ બાબત પોતાના તાલુકાના તલાટીઓને સમજુત આપવા જીલ્લાના મામલતદાર સાહેબ તેમ મહાલકરી સાહેબને લખવા સર્વાનુમતે મંજુર કર્યું છે

૪ જીલ્લામાં તાલુકા એસોસીએશન માટે વાઈસ પ્રેસીડન્ટ અગર સેક્રેટરીને જવું થાય તેઓની જોડે કારકુન પટાવાળો જાય તે સર્વેનું મુસાફરી ખર્ચ અને રોજીંદ ભથ્થુ જનરલ નીધીમાંથી આપવા સર્વાનુમતે મંજુર કર્યું છે

આ ઠરાવની નકલો સ્થાનીક વર્તમાન પત્રોમાં તથા ત્રિમાસીક ખેડુત પત્રિકામાં છાપવા મોકલવી

(સહી) **મોતીલાલ ચુનીલાલ.**

વાઈસ પ્રેસીડન્ટ

# શેરડી

—***************—

શેરડીના પાકને માટે ગોરાડુ અને બેસર જમીન ઘણી અનુકુળ છે એવી જમીન પાસે પાણીનુ (કુવાનુ) સાધન હોયતો તેમાથી શેરડીનો પાક લેવો એ વધારે ફાયદાકારક છે

શેરડીના પાક માટે એક એકરે ૪૦–૫૦ ગાડા છાણીઉં ખાતર નાખી, જમીનમા મેળવી દઈ, પુષ્કળ ખેડ કરી, ફરત દઇ, ફાગણથી ચઈત્ર માસમા શેરડીનુ બી રોપી આશરે દશ બાર ફુટ લાબા, અને આઠથી દશ ફુટ પહોળા કયારા કરવા મોડામા મોડી વઇશાખ માસ સુધી રોપી શકાય છે બી માટે શળા વગરની સારી શેરડી પસદ કરવી પસદ કરેલી બીની શેરડીમાથી બેથી ચાર આખો વાળા ટુકડા કાપી લેવામા આવે છે છે સુરત જીલ્લા તરફ આખી શેરડી હગવી રોપવામા આવે છે એક એકર માટે ૧૫૦૦ થી ૨૦૦૦ આખો વાળા ટુકડા જોઇએ. તઇયાર કરેલા કયારામા ટુકડા (આખો વાળા) માટીમાં દાબી દેવા કેટલીક જગાએ પ્રથમ હળથી ચાસ પાડી તેમા આખો વાળા ટુકડા મુકી માટીથી ઢાકી દેવામા આવે છે અને પછી કયારા બાધી તુરતજ પાણી મુકવામા આવે છે (બી રોપ્યા પછી કયારા કરવા એ ઠીક છે; કારણ કે દરેક હાર સરખી આવે છે, અને કયારા બાધ્યા પછી ચાસ પાડવા ફાવતા નથી) પાણી મુકતી વેળા સભાળ રાખવી કે બી ઉઘાડુ પડી જાય નહી ત્યારબાદ બીજુ પાણી છ દીવસે, અને ત્રીજુ પાણી ત્યાર બાદ અઠવાડીએ મુકવુ ચોમાસે ઉઘાડ હોય ત્યારે આઠ દીવસે પાણી મુકવું ચારેક વખત નીદામણ કહાડી નાખવુ એ સારૂ છે એક માસની શેરડી થાય ત્યાર બાદ દીવેલીનો ખોલ (Caster Cake) આશરે પદર વીશ મણના હીસાબે પાણી સાથે મુકવો એમ બે ત્રણ વખત ખોળ મુકવો, એ વધારે ફાયદા કારક છે ડોલી નો ખોળ પણ મુકાય છે ખોળ મુકવાથી ઘણે ભાગે સડો લાગુ પડતો નથી

શેરડીને શિયાળ, ભુડ (ડુકકર) થી વધારે નુકશાન થાય છે માટે વાડ ઘણી મજબુત અને કાટાથી સજ્જડ કરવી જોઇએ શેરડી શીયાળે એટલે કાર્તક માસથી તઇયાર થયેલી ગણાય છે વહેલી રોપેલી આસો માસથી તઇયાર થઈ ગણાય છે

ઘણી વાર એવુ બને છે કે શેરડી પડી જઇ નુકસાન કરે છે માટે પ્રથમથીજ બી ઉડું રોપવુ અને ચારે બાજુની વાડ મજબુત અને ઉંચી

કરવી જેથી પવન અટકાવી શેરડી પડવા દેશે નહિ

શેરડી તૈયાર થયેથી ગોળ પાડવા કરતા નજીકના બજારમા જઈ છુટક રાડા વેચવાથી ફાયદો વધારે થાય છે તેમ કોલુ ખરીદવાનુ, લાકડા (બળતણ) નુ, મજુરીનું, કઢાઈનુ વગેરે ખર્ચ બચે છે અને વધારેના વખતનો પણ બચાવ થાય છે વળી ઘણી વેળા ગોળ બગડી જાય છે તો ગોળની કિંમત પણ બરાબર ઉપજતી નથી તેમ પણ ઋતુ બચે છે શેરડી ઉપાડતા પહેલા પાણી મુકવુ જોઇએ.

કોલુ—બે પ્રકારના હોય છે (૧) લાકડાનો (૨) લોઢાનો લાકડાના કોલુ રાયણ તથા સરસના બને છે લાકડાના કોલુ કરતા લોઢાના કોલુથી લગભગ સવાયો રસ નીકળે છે લાકડાનો કોલુ લાબી મુદતે લાકડુ બગડી જઈ નકામો થાય છે લોઢાના કોલુથી રસ વધારે નીકળે છે, પરન્તુ રસના સ્વાદમા ફેર પડે છે

કઢાઈ—ગોળ બનાવવા માટે કઢાઈની જરૂર પડે છે અને વપરાતા લોઢાની કઢાઇઆથી લાકડા પુષ્કળ જોઇએ છે દિવસે દિવસે લાકડા મોઘા થતા જાય છે આથી શેરડીની કમાઇ બળતણમા જતી રહે છે વળી જબરા લાકડા (ધુગીઆ) ખોળવામા બે ચાર દિવસ જાય, ગાડાનુ ભાડુ થાય એ ખર્ચ વધારામા છે એક નવીન પ્રકારની ધાતુની કઢાઇ નીકળી છે, તેની કઢાઇઓમા લાકડા બાળવા પડતા નથી, પરતુ શેરડીના કુચાથીજ ગોળ તૈયાર થાય છે એટલે લાકડાનુ ખર્ચ બચે છે આ કઢાઈ હાલમા લગભગ પચાસ અને સી તેરની લગભગની કીમતે મળે છે પચાસ સાઠ રૂપીઆ કીમત બેસે છે, પરતુ પહેલા વર્ષેજ લાકડાની કીમત બચવાથી નીકી મળી ગણાશે (જેની મગાવવા ઇચ્છા હોય તેણે પોતાના જિલ્લા એગ્રીકલ્ચરલ ઓવરશીયર ને લખી પુછવુ એટલે ભાવ, ખર્ચ, ક્યા મળે છે વગેરે તજવીજ કરી આપશે)

કેટલાક માટલામા તઈયાર થએના રસને રેડી ઠારે છે ત્યારે કેટલાક રવા તઈયાર કરે છે માટલામા ઠારેલો ગોળ રવાદાર, અને કસદાર બને છે અને ખાવામા સ્વાદિષ્ટ હોય છે, પણ કઠણ થતો નથી

રવાનો ગોળ તેમાનો કસ સુગાઈ જવાથી ઘટ ઘણી નકકર રૂપ પકડે છે પરતુ બહારગામ મોકલવો હોયતો અડચણ આવતી નથી

રસને ઉકાળના ખાસ કાળજી એ રાખવી કે-તાપથી આકરી તાવણીનો ગોળ હુણાટ વાળો મોડાય છે, અને રગે શ્યામ પડે છે આથી કિંમત પણ ઓછી ઉપજે છે માટે તાવણી આકરી થવી ન જોઇએ તેમ કચાસ પણ રહે નહિ

જે ખેડુતો વેચવા સારૂજ શેરડી કરે છે તેમણે આપણે ત્યા વપરાતી લાલ શેરડીનુ બી રોપવાને બદલે ધોળી જાતની શેરડીનુ બી પસદ કરવુ કારણ કે તે સ્વાદમા વધુ હોવાથી કિંમત વધારે ઉપજે છે પણ લાલ શેરડી કરતા ધોળીને શિયાળ, ડુકકર વગેરેથી નુકસાન વધારે થાય છે, પરતુ વાડ મજબુત અને મજબુત હોયતો નુકશાન થતુ નથી

શેરડીની ઉપજ બજારમા વેચે તો દર એકરે હજારથી દોઢ હજાર સુધી થાય છે વળી આમા મુડી વધારે રોકાતી નથી માટે શેરડીનો પાક લેવો એ લાભદાયી છે ઇત્યલમ્!

લેખક
માધુસિંહ નથ્થુસિહજી સોલકી
આસિ૦ માસ્તર,
મેઇન સ્કુલ, ગોધરા



# ઘઉંના વાવેતર કરનારને જાણવા જેવું

લેખક—રા૦ પરાગજી રણછોડજી દેશાઈ સુપ્રિન્ટેન્ડન્ટ-દાહોદ ફાર્મ

દાહોદ તાલુકામા ચોમાસામા મકઈનો પાક લીધા બાદ શીયાળામા ર્વી ઋતુમા ઘણેખરે ભાગે ઘઉં અગર ચણાનો પાક લેવામા આવે છે જયા પાણી પાવાની સવડ ના હોય ત્યા ચણાનો પાક કરવામા આવે છે ચણા અને ઘઉં હળવતી ઓરવામા આવે છે ચણાને એક અગર બે ખેડ આપવામા આવે છે જયારે ઘઉ માટે ત્રણ ચાર ખેડ મકઈ કાપી લીધા બાદ કરવામા આવે છે

દાહોદ ફારમ પર મકાઈનુ વાવેતર ફુડકા વતી કરવામા આવે છે બે ફુટના ગાલા વાળો ફુડકો પાક સારો આપે છે મકાઇ જ્યારે એકથી સવા માસની થાય ત્યારે વચ્ચે રીજર ફેરવવામા આવે છે, કે જેથી જમીનમા ભેજ ટકી રહે, ખડ ઓછુ થાય અને મકાઈના છોડને માટી પુરાય મકઈ કાપી લીધા પછી ત્રણ ચાર ખેડ કરી યોગ્ય તકે એટલે જ્યારે ૫૮ ડીગ્રીની ટેમ્પરેચર થાય એટલે મધુરી ઠંડી મોસમની શરૂઆત થાય ત્યારે ઘઉનુ વાવેતર ફડકાવતી કરવામા આવે છે દોઢ ફુટના ફડકાનો ઉપયોગ થાય છે આ સાલ અકટોબર માસમા પાછળો વરસાદ એકદમ વધુ પડેલો હોવાથી જમીનમા ભેજ વધુ હોવાથી ઘઉનો વધારો જાનેવારી માસમા નહી જેવો જણાયો ફારમ પર ઘઉં પીળાશ પડતા જણાયા તપાસ કરતા જણાયુ કે નીચલી જમીનમા ભેજ વધુ હતી તેથી બે ચાસ વચ્ચે જાનેવારીના છેલ્લા અઠવાડીયામા હળ ફેરવી ખડ કરવામા આવી ફેબ્રુઆરીની અધવચ થતા તો ઘઉમા વધારો થયો અને પીળાશની જગાએ કાળાશ જણાઇ નીચેની ભેજ ઉપલા પડમા આવતી જણાઈ અને ઉપલા પડમાથી સુરજના કીરણથી થોડે ભાગે વરાળ રૂપે ઉડી ગઇ વળી જ્યા હળ મુકયા પછી આઠ દશ દીવસે કરપીનો ઉપયોગ કરેલો તે ઘઉમા વધુ ભેજ નીચલી જમીનમાથી ઉપલા પડને માર્ગે જતી રહી અને પછી જોઈતી ભેજ કરપી દેવાથી ટકી રહી અને છોડને જોઈતી ભેજ મળી ખુરાક પડતી અને કાળી જમીનમા પણ ઘઉંમા સુધારો જણાયો જ્યા ઘઉંને ફડકાથી વાવેલા હોય ત્યા હળ તેમજ કરપી વતી ખેડ કરવાનુ સુગમ પડેછે ઉપરના લખાણથી જણાશે કે જ્યારે નીચલા પડમા ભેજ વધુ હોય ત્યારે હળ વતી ખેડ કરવાથી એ પડમાથી ભેજનુ પ્રમાણ ઓછુ થઈ શકે એમ છે વળી વધુ ભેજ હોય અને ઘઉંમા ગેરૂ આવવાનો સભવ હોય તો હળવતી ખેડ કરવાથી લાભ થાય એમ જણાય છે પાછલા વરસાદનો ઘણો ભેજ હોય ત્યારે હળવતી આમ કરવાનુ લાભકારક છે

ફળો વાવવા. ફળોમાંથી બીયાં કાઢીને વાવવા કરતાં આખાં ફળો વાવવાં તે ઉત્તમ છે, અને કદાચ તે સમય જતો રહયો હોય તો બજારની સારી ઉત્તમ માં ઉત્તમ ખજુર મેળવીને તે પણ એમને એમ વાવી દેવી ખજુરનો ઉપયોગ કરીને માત્ર બીયાં વાવવાં નહી પણ બીયા સમેત ખજુરજ વાવવી, તેથી પણ ઉત્તમ પ્રકારના રોપા મેળવી શકાશે. આની વાવણી વાડી ચડાની સારી ફળદ્રુપ માટી વાળી જમીનના કયારામાં આઠ આઠ કે દશ દશ ઇંચને છેટે કરવી જેથી રોપાઓ ઉગી નીકળતાં એક વર્ષના થાય તે વખતે દરેક (માટી સહીત રોપાઓ) કાઢીને બીજી જગોએ બદલાવી શકાય ખજુર વાવવામા આવે તો તે વસંત રૂતુથી માંડીને છેક ઓગસ્ટ કે સપ્ટેમ્બર મહીના લગણ વાવી શકાય, પરંતુ તે દરમ્યાન અતી ગરમીના વખતમા એટલે ચૈત્ર વૈશાખ કે સપ્ટેમ્બરની આખર સીઝનમાં વાવવું તે બીજા દરજ્જાનું છે. કેમકે અતી ગરમી અને સખત તાપમાં તેને પાણીની વિશેષ સંભાળ રાખવી પડે છે. વાવવા માટે જગા ઓછા તડકા છાંયાવાળી પસંદ કરવી, અને રૂતુની આખરીએ સપ્ટેમ્બર પછી તુરતજ શીયાળો આવી જવાથી તેના ઉગવામાં વિલંબ થાય છે વાવેલા રોપાઓ જેવારે બરાબર ઉછરી આવે તેવારે આવતે વર્સે ફરીને બીજે ઠેકાણે બદલવા જોઇએ. ત્યાં પછી તેને ત્રણ ત્રણ ફીટને છેટે બદલવા અને અહી પણ જગા એવી પસંદ કરવી જયાં બદલવામાં આવે ત્યાં વરસાદનું પાણી ભરાઇને તેના મોગરને સડવી નાંખે નહી અને બી વાવવું તે જગોએ પણ વરસાદનું પાણી ભરાઇ બીયા કે ઉગતા રોપાને સડાવે નહીં તેની સંભાળ રાખવી આ બદલાવણીનું કામ જે કરવામાં આવે તે વરસાદના વખતમાજ કરવું જોઇએ. આંહી રોપા મોટા થયા પછી તેની છેવટની બદલાવણી તેના કાયમની જગોએ થશે. મોટામાં મોટો ચારેક વરસનો રોપ પણ બદલાવી શકાશે.

બચાઓ વાવવા હોય તો વરસા રૂતુ ચાલતી હોય તે વારે જે ઝાડવાઓની આસપાસ તેના થડમા નાહાંના બચાંઓ જમીનની નજદીક હોય અને જેમને મુળીયા હોય તેમને ત્યાંથી કાઢી બીજી અમુક જગા પસંદ કરી રોપવાડીક જમીનમાં શરૂ વરસાદમા (વરસાદ વરસતો હોય તેવારે) વાવવાં, જેથી તે જમીનમા બરાબર ચાંપી જશે અને તરતજ નવા મુળીયાં કાઢશે. જમીનમાં વાવવા વખતે તેની આસપાસના વધારાના પાદડાંને કાપી નાખવા અને મોગરના જરૂર જોગા પાન રાખી તે પણ તેનાં વચલા કુમળાને ચોતરફ બાંધી મુકવા કે તેનો મોગર ગરમીથી કે તડકાથી સુકાય નહી વળી [illegible]

તેમ તેના ઉપર તેનાજ કાપેલા પાદડાને વાટો કરી છાંયડો કરવો અને ચોતરફ ની હવાનુ ચલણ બરોબર રાખવુ એટલે અહી તે રોપાઓ જામી જશે અને આવતે વરસે તેઓ તેની કાયમની જગાએ વાવવાને લાયક થશે આવા બચાંઓ કાઢી લેવાથી વળી બીજો વીશેષ લાભ એ છે કે આવા બચાઓ મુખ્ય (અસલ ઝાડ) ઝાડના મુખમાથી નીકળી જવાથી તે અસલ ઝાડ મજબુતી ઉપર આવશે અને સારો ફાલ આપશે, કારણ કે તે બચાઓ જે ઝાડના સાથે હોય તે ઝાડના પોશણમાથી પોતાનો ભાગ પડાવે છે, અને તે કાઢી નાખવાથી બધો ખોરાક પેલા મુખ્ય ઝાડના મુળને મળે છે

આવા બચા કદાચ જમીનની સપાટીથી ઉંચા હોય અને તે કારણથી તે જમીનમા પોતાના મુળીયા ફેલાવી શકતા ન હોય તો આપણે તેને માટીથી દાબવા, અથાત મુખ્ય ઝાડના મુળમા માટી જોઈતા પ્રમાણમા ચડાવવી, એટલે મુખ્ય ઝાડ મજબુત થશે અને બચાઓ તે માટીમા મુળીયા મુકશે. આને હર વખત પાણીની મભાળ રાખવી

મુખ્ય ઝાડમા પણ વધારાના નકામા પાદડા તેમજ સુકાયલા પાદડા હર વખત કાપી નાખતે જવા વળી જો ઝાડને અમુક બચાઓ જમીનની સપાટી થી ઘણા ઉંચા હોય અને માટી ચડાની શકાય તેમ ન હોય તો તેને ગોદડા ના ગાભા બાધી તેના ઉપર પાણી સીંપીને પણ મુળીયા કઢાડી શકાશે, અને તે પણ ઉપયોગમા લઈ શકાશે (અપુર્ણ)

—હર્ષદરાય ગણપતરામ મહેતા,
બી૦ એજી૦



શ્રી ગુજરાત

# ખેતીવાડી અને હુન્નર ઉદ્યોગ

 ત્રિમાસિક 

વર્ષ ૧૨ મું ] જાન્યુઆરી-૧-૨૬ [ અંક ૪ થો

## સુરત જીલ્લામાં કપાસની જાતમાં સુધારો.



—*********—

( ગયા અંકના પૃષ્ટ ૧૨ થી ચાલુ )

### તાપીની દક્ષીણના ખેડુતોને ઉત્તર તરફના ખેડુતોથી થતુ નુકસાન

કોટન ટ્રાન્સપોર્ટ એક્ટ સુરત જીલ્લામા ૧૯૨૩-૨૪ મા દાખલ થયો અને તાપીની ઉત્તરનો કપાસ દક્ષીણમા લાવવો અટકાવવામા આવ્યો હવે ખરૂ જોતા બીજા આબોહવા, જમીન, વીગેરે કુદરતી કારણો જેને લીધે નવસારીથી સુરતના રૂનો ભાવ ઓછો મુ તથી સાયણ કીમનો ઓછો એ પ્રમાણે ફેર પડેછે પણ તે ઉપરાંત ત્યાનો માલ ઉતરતો આ બીના મજબુત હોઇ આ કાયદો ખાસ જરૂરનો હતો કેમકે ઓલીકગનના કરતા ૧૦૨૭ નો રૂ ચઢીઆતો છે તેમાતો શકા જેવુ નથી જ્યારે તાપીના દક્ષિણ ભાગમા બધે ૧૦૨૭ ના બીનો રૂ પેદા થાય અને તેની ઉત્તરે મોટા પ્રમાણમા નેનારી ઉતરતી જાતનો રૂ પેદા થાય ત્યારે દક્ષિણ તરફના ખેડુતના રક્ષણને ખાતર આ કાયદો ખાસ જરૂરનો હતો કેમકે તાપીની ઉત્તરનો હલકો માલ દક્ષિણમા આવી ત્યાના સારા એક ટાઇપના માલ સાથે ભેળસેળ થાય તો સુરત તથા દક્ષિણનો ભાવ એ ભેળસેળ થએલા નમુના ઉપર અંકાય અને કિંમત ઓછી આવે અને ત્યાના માલની પણ પ્રતિષ્ઠા ઘટે પરીણામ એ આવે કે દક્ષિણ તરફના ખેડુતોને પોતાના સારા ચોકખા માલની કિંમત ન ઉપજતા નુકશાન ખમવુ પડે અને ઉત્તર તરફના ખેડુતોને તેનો લાભ મળે આ રીતે બીજાને ભોગે પોતે લાભ લેવાનો હેતુ સહકારી સંસ્થાનો હોઇજ ન શકે પરતુ એ કાયદાથી ખુબ સગવડ થઇ અને તાપી ઉત્તરના લોકોનો માલ દક્ષિણમા આવતા ખાન ગી બંધ થવાથી ત

કાયદો મદ પડી ગયો અને ત્યાંનો માલ દક્ષિણમા લાવવાની છુટ મળી અને તેથી દક્ષિણના લોકોને તેમને લીધે નુકશાન ભોગવવુ પડે છે

આ કાયદાની અસર એવી સરસ થઈ હતી કે ૧૯૨૩ મા જે માલ એ અમલમા રહ્યો તે વગ્રે સુરતના ૩ કરતા નવમારીનો ૨ જે આગલી સાલો મા રૂ૦ ૨૫ ના ફરથી વેચાતો હતો તે ૧૯૨૩ માં તાપી પારનો માલ સુરતમા આવતો બધ થવાથી સુરતનો માલ આબોહવા વીગેરેના ફેર શીવાય લગભગ નવમારી જેવોજ હોવાથી ફક્ત રૂ૦ ૫-૧૦ આનાના ફેરે વેચાતો હતો પણ બીજેજ સાલ ૧૯૨૪ મા એ કાયદો ઢીલો થયો એટલે સુરત અને નવસારીનો તફાવત વધતો ગયો અને બજાર હલકો હોવાથી રૂ૦ ૧૫ નો તફાવ ન રહયો.

૩ સીલેક્શન બી પણ ચોકખુ રહ્યુ નથી—તેમા પણ ઘણી ભેળસેળ છે ૧૯૨૨ થી ખેતીવાડી ખાતાએ સીલેકશનનુ બી આપવાનુ બધ કર્યુ ત્યારથી મોસાલટીના ખેડુતોએ પોતાના કપાસના ઢગલાનુ રાખ્યુ છે દર સાલ બીમા ભેળસેળ વધતી જાય છે અને કપાસ તારમા ઉતરતો જાય છે ગયે સાલ મો સાલટીના ગામોના ખેતરોમા તપાસ કરતા નીચે મુજબ પરીણામ આવ્યુ હતુ

| ખેતર | સેકડે કેટલા ટકા સીલેકશનના છોડ | ઘોઘારીના છોડ સેકડે | સેકડે બીજી જાતના ટુંકા તારના છોડ |
|---|---|---|---|
| ૧ | ૫૪ ૮ | ૫ ૩ | ૬ ૦ |
| ૨ | ૫૬ ૦ | ૪ ૦ | ૮ ૦ |
| ૩ | ૩૫ ૮ | ૬ ૫ | ૧૧ ૩ |

બાકીના છોડ પરચુરણ સુરત દેશી જાતના જેવા હતા આ ઉપરથી જણાશે કે છેલ્લા ત્રણ વરસમા સીલેકશનનુ બી તેનુ તે ચલુ રાખવાથી તેમા કેટલી જાતના હલકા કપાસની ભેળસેળ થઈ ગઇ છે અને હવે તે સીલેક્શન પણ ન કહી શકાય એ સ્થીતી એ ગયુ છે અને દર વરસે તેમા બીગાડો થતો જવા સભવ છે

## "૪ " ૧૦૨૭ થી થતો આરથીક લાભ

કોંજપીપળા સ્ટેટને રૂથી દાખલો આપી ૧૦૨૭ના બીથી કેટલો ફાયદો કે તે અત્રે બતાવીશ એ રાજ્યનો દેશી રૂ અમલ ભરૂચના રૂથી પણ ઓછી કીમતે

વેચાતો હતો સને ૧૯૨૦ ના માર્ચની તા ૧૩ ૧૫ ને રોજ સુરત ખાડીના હીસાબે ત્યાનો ભાવ રૂ ૩૩૦ હતો જ્યારે તેજ દીવસે સુરતમા સુરત ખાંડી એકના રૂ ૫૭૦ ઉપજ્યા હતા એટલે એક ખાડીએ રૂ ૨૪૦ જેટલો વધારો ફક્ત સારી જાતના માલનો આવતો હતો પાછળથી ૧૯૨૧થી જ્યારે આખા સ્ટેટમા ૧૦૨૭નુ બી દાખલ થયુ ત્યારથી રાજ્યના રૂનો ભાવ નીચે મુજબ રહ્યો હતો

| | | સુરત ખાડીને હીસાબે ખાડીનો ભાવ | સુરતમા ખાડી એક નો ભાવ |
|---|---|---|---|
| ૧૯૨૧ માર્ચ | ૩૦ | ૩૦૦ રૂ | ૩૮૬ રૂ. |
| ૧૯૨૨ માર્ચ | ૨૦ | ૪૯૫ રૂ | ૫૧૦ રૂ |
| ૧૯૨૪ ફેબ્રુઆરી | ૧૭ | ૭૩૧ રૂ | ૫૪૦ થી ૫૪૫ રૂ |
| ૧૯૨૫ | ” | ૫૩૧ થી ૫૩૭ રૂ. | ૫૮૦ થી ૫૪૫ |

એટલે લગભગ સુરતના કરતા ૧૦-૧૫ રૂપીઆના ફેરથી રાજપીપળાનો રૂ વેચાય છે

ત્યાના દેશી અગર મોટા પ્રમાણમા ઘોઘારીની ભેળસેળ વાળા સાથે સરખ મણી કરતા અને ઉતારાનો સવાલ ધ્યાનમા લેતા, ત્યા જે દેશી અગર હાલ ભરૂચ જીલ્લામા દેશી રૂ છે તેથી રાજનુ રૂ ૧૯૨૩-૨૪ મા રૂ ૧૨૦ ના વધારાથી વેચાતુ હતુ રાજ્યના અસલ દેશી અને ૧૦૨૭ના ઉતારામા ૫ થી ૬ ધડીનો ફેર છે ઉતારાને લીધે રૂ ૭૫-૮૦ કમી ઉપજે તોપણ સારી જાતના રૂને લીધે ખાડીએ રૂપીઆ ૪૦ વધારે વેપારીઓને મળતો હતો તે હીસાબે ભારે રૂપીઆ ૧૬, ખેડુત કપાસને બદલે રૂ વેચે તો મળે કદાચ વેપારી રૂ ૬, ભારે ખેડુતને ન આપે તો પણ ખેડુતને ભારે રૂ ૧૦ જેટલા વધારે તો મળેજ એ લાભ ખેડુતોને મળે છે

પણ રીવેકશનને બદલે ૧૦૨૭ દાખલ કરવાથી ખેડુતોને લાભ છે કે નહી એ, એક મોટો વાદગ્રહસ્ત સવાલ છે

અત્યાર સુધી સોસાઈટીઓ ફાર્મના નામથી પોતાનો રૂ વેચે છે અને સુરતનો ભાવ ઉપજે છે તે લેતા અને બન્નેના ઉતારા સરખાવતા નીચે મુજબ સ્થીતી છે સોસાઈટીના દફતરપરથી તેના ઉતારાના આકડા લીધા છે

એક ખાંડી રૂ માટે કેટલા મણ કપાસ જોઇએ

| સાલ | સીલેક્શન સોસાઇટીનો | ગૃપનો | |
|---|---|---|---|
| | મણ શેર | મણ શેર તફાવત | |
| ૧૯૨૧ | ૫૭–૨૫ | ૫૫-૧૧+૨-૧૪ | ગૃપમા પણ સીલેક્શન હતુ |
| ૧૯૨૨ | ૫૯-૨૦ | | |
| ૧૯૨૩ | ૫૬–૧૩ | ૫૭-૯+૨-૧૧ | |
| ૧૯૨૪ | ૫૫–૨૪ | ૬૧–૨-૪ ૨૯ | |
| ૧૯૨૫ | ૫૮–૨૬ | ૬૦–૧૬–૪–૨૯ | ગૃપમા ૧૦૨૭ |
| | | ૬૨-૧૧-૩-૧૯ | |

## સીલેક સોસાઇટી કરતા કારેલી વીગેરે જીં સોસાઇટીનો ઉતારો વધારે આવે છે

ઉપરના આકડાથી જણાશે કે ૧૯૨૧ તથા ૧૯૨૨ મા ગૃપના ગામોના કપાસનો ઉતારો એક ખાડી "રૂ" માટે ૨ મણ, ૧૨ શેર કપાસ ઓછો જોઇતો હતો જ્યારે તેજ સીલેક્શન બી ધી સોસાઇટીને એક ખાડી "રૂ" માટે ૨ મણ, ૧૨ શેર કપાસ વધારે જોઇતો હતો જેનુ કારણ ઓલપાડ તાલુકાની જમીન, હવામાન, એકજ જમીનમા કપાસનો પાક દર સાલ લેવાયા કરતો હોય વીગેરે હોવા જોઇએ

જ્યારે ૧૯૨૩ મા ૧૦૨૭ નુ બી ગૃપોના બધા ગામોમા દાખલ કર્યુ ત્યારથી સીલેક્શન અને ૧૦૨૭ ના ઉતારામા ૪ મણ, શેરનો ફેર પડ્યો આ સાથે એ પણ વીચારવુ જોઇએ કે ૧૯૨૩ થી ખેતીવાડી ખાતાએ ચોક્ખુ શીલેક્શન બી આપવુ બધ કર્યુ હતુ અને સોસાઇટી પોતાનુ બી વાપરતી હતી તેમા ઘોઘારી વીગેરે હલકી જાતના કપાસનુ મીશ્રણ થતુ હોવાથી ઉતારામા ફેર પડે છે

સુરત ફાર્મ ઉપર ખાસ દેખરેખ અને કાળજીથી કરેલા ટેસ્ટથી છેલ્લા ત્રણ વર્ષના આકડા પરથી

| | એકરે ટકા "રૂ" નીકળે |
|---|---|
| ૧૦૨૭ | ૩૫૨ |
| સીલેક્શન | ૩૮૨ |
| | ૩૦ |

નબ્બુ ટકાનો ફેર રહેતો હતો ચાલુ સાલ- પીપળોદ ગામે એક સરખા સાથે આવેલા ખેતરમા એકમા શીલેક્શન તથા બીજામા ૧૦૨૭ નુ બીયાણુ હતુ તેમા ટેસ્ટ લેતા'—

| | | સેકડે ટકા "રૂ" નીકળે |
|---|---|---|
| ૧૦૨૭ | ... | ૩૩ ૮ |
| ગીદ્દેકશન | .. .. | ૩૫ ૯ |
| | | ૨ ૧ |

૨ . ૧ ટકાનો ફેર માલુમ પડયો હતો આ કપાસનો નમુનો તે ગામના ખેડુતે આણી આપ્યો હતો

ઉપરના બધા આંકડાઓથી તેની રાસ લેતા ૧૦૦ રતલ ગીલેકશનના કપાસમાથી ૩૭ રતલ રૂ નીકળે અને ૧૦૦ રતલ ૧૦૨૭ ના કપાસમાથી ૩૪ ૫ રતલ રૂ નીકળે એમ માનીએ તો બન્નેનો એકરે પાક સરખો હોવાથી ૪૦૦ રતલ ગણુતા એક એકરમાથી

| | |
|---|---|
| ૧૦૨૭ | ૧૩૮ રતલ રૂ |
| ગીલેકશન | ૧૪૮ રતલ રૂ |

ગીલેકશનમાથી ૧૦ શેર રૂ વધારે નીકળે. આ દસ શેર રૂ ની કીમત કેટલી થાય તે નીચેના આકડાથી જોઇએ

| | | ખાડીનો ૧૦૨૭ નો ભાવ | ૧૩૮ રતલ ની કીમત | ગીલેકશનનો ખાડીનો ભાવ | રતલની કીમત | |
|---|---|---|---|---|---|---|
| ૧૯૨૦, એપ્રીલ | ૧૦ રૂા | ૬૭૧ | ૧૧૮ | ૬૬૩ | ૧૨૫ | નવસારી |
| ૧૯૨૧, માર્ચ | ૨ ,, | ૩૫૯ | ૬૩ | ૩૪૫ ૪ | ૬૫ | નો ભાવ |
| ૧૯૨૨, ,, | ૮ ,, | ૫૭૩ | ૧૦૧ | ૫૪૫ | ૧૦૩ | ૧૦૨૭ ની જલપોર ગીલેકશન અડવાળુપ |
| ૧૯૨૩, ફેબ્રુઆરી | ૩ રૂા | ૬૩૦ | ૧૧૧ | ૬૧૦ | ૧૧૫ | |
| ૧૯૨૪, માર્ચ | ૪ | ૭૦૫ | ૧૨૪ | ૬૮૫ | ૧૨૯ | |
| ૧૯૨૫, ,, | ૯ | ૫૫૨ | ૯૭ | ૫૩૦ | ૧૦૦ | |
| | | | ૬૧૪ | | ૬૩૭ | |
| | | | ૧૦૨ ૩ | | ૧૦૬ ૨ | રાસ |

એ બધાની સરેરાસ કાઢતા —

૧૦૨૭ માથી એકરે રૂા ૧૦૨ ૩

ગીલેકશનમાથી એકરે રૂા૦ ૧૦૬ ૨ નુ રૂ નીકળે છે.

એટલે એકરે રૂપીઆ ચારનો ફેર પડે તેનુ કારણ એમ છે કે ખીલેકશન નુ "રૂ" સોસાઇટી વાળા સુરતમા લાવી સુરતના ભાવથી ફાર્મના નામે વેચે છે વળી જે કપાસ સુરતમા આવી પીલાય તે ,પછી ગમે તેવો હલકો હોય તો પણ તેનો રૂ સુરતના ભાવથી વેચાય છે વેપારીઓ ખાસ માલની જોઇએ તેવી કદર કરતા નથી અને જયા પીલાયો તે સ્થળનો ભાવ ત્યા ઉપજે પછી તે કપાસ ગમે ત્યાથી અને ગમે તેવી જાતનો હોય પણ ત્યાના જીનનો સીક્કો વાગે એટલે ભાવ ત્યાનો મળે રૂમા આમ ભેળસેળ હોવા છતા વેપારી તે પારખી શકતા નથી કાતો તે જાણવા છતા જીનના સીક્કા ઉપરાંત વધારે તજવીજ માટે દરકાર કરતા નથી આથી સુરતમા ચોકખા ૧૦૨૭ નુ વાવેતર કરનારને લોગે સોસાઇટીઓ સુરતનો બજાર મેળવી શકે છે પણ એ એના ખરા માલની કીમત નથી જો સોસાઇટીનો માલ ઓગપાડ, સાયણ, કીમ, પીલાતો હોય તો જરૂર તેનો ખરો ભાવ ખાડીએ રૂપીઆ ૨૫, જેટલો ઓછો આવે અને સુરતના ખેડુતોને થતુ નુકશાન અટકે

વળી ઉતારાને લીધે રૂપીઆ ચારનો ફેર હોવાનુ બીજુ કારણ એ છે કે હાલ જે સોસાઇટીના કપાસનો ઉતારો છે તે તે કપાસમા ઘોઘારી તથા બીજા હલકી જાતના કપાસની ભેળસેળને લીધે કેટલેક અશે છે હવે જે કપાસના "રૂ" નો એકલો ચોકખો નમુનો જો કોઇ મીલ અગર સારા સચા ઉપર બનાવર તપાસી ભાવ નકકી ઠરવામા આવે તો જરૂર હાલ જે ભાવ સાયણ તથા કીમનો છે તે કરતા પણ કદાચ ઓછો આવે. એટલે મ્હોટા "ફારમને" નામે ખોટી રીતે ખાટવાથી હાલ જે ચાર રૂપીઆનો ફાયદો જણાય છે તે મળે છે પણ ખરી વસ્તુ સ્થીતી વેપારીઓ જાણે તો ૧૯૧૮–૧૯ મા જે દશા ભરૂચના રૂની એક લાખ ગાસડીની થઈ હતી તેવીજ હાલત જે મીલોવાળા ખાસ ચીવટથી એ "રૂ"ની પરીક્ષા કરી ખરીદ કરેતો થાય એમ ભય રહે છે અને તેમ થાયતો ચાર રૂપીઆ નફાને બદલે ચાર રૂપીઆ એકરે ખોટમા જવુ પડે

મ ઇ૨૧ ૨મા એલ્ડહામ માસ્ટર કોટન સ્પીનર્સ એસોસીએશન તરફથી હીંદુસ્તાનના દરેક જાતના "રૂ" ના નમુનાની એક ગાસડી મગાવી ત્યાં ટેસ્ટ કરી જોઇ તેનો રીપોર્ટ જણાવે છે કે લેંકેશાયરની મીલોવાળા સુરત દેશી અગર ખીલેકશન તરફ બીલકુલ ધ્યાન આપતા નથી, તેમને તે પસંદજ નથી, ૧૦૨૭ ની ગાસડી તેમણે લગભગ મીડલીંગ અમેરીકનની બરોબર ગણી હતી ફકત ગ્રેડ "મફ્રાઓમાજ" થોડી ઉતરતી હતી પણ તેનો ઉપાય

કાળજી રાખવાથી થઇ શકે એમ છે, બહારની મીલોને સુરત દેશી કે શીલે કશાનની જરૂર નથી અર્થ શાસ્ત્રનો સામાન્ય નીયમ છે કે જે વસ્તુની વધારે માગણી હોય તે બજારમા મુકવાથી તેનો ભાવ સારો આવે અને જલદી ખપી જાય લેનાર પણ સંતોષ પામે એ સીધ્ધાંત સોસાઈટીને સમજાવવાની જરૂર ન હોય પરંતુ એઓજ ખાસ સમજી શકશે કે દુનીઆની બધી મીલોને માલ લાંબા સારા તારના "રૂ" ની જરૂર છે, નહીતો હીંદુસ્થાનમા હુમ તારનુ ખરડ "રૂ" તો ઘણુ મળે છે પણ તેને માટે બહુ થોડી માગણી હોય છે, માટે જેની માગણી તેની પેદાશ કરવાથી ફાયદો છે અનાજનુ વાવેતર છોડી કપાસનુ વાવેતર તેથીજ મોટા પ્રમાણમા ખેડુતો કરતા થયા છે

સોસાઇટીના કાર્યવાહકો ખેડુતોપર સારી અસર કરી શકે છે—

ઉપરની હકીકતથી સ્પષ્ટ માલુમ પડશે કે ૧૦૨૭ નુ બી વાપરી સોસાઇટીઓએ પોતાનો કપાસ વીનો બીજ એ સુધારવાની ખાસ જરૂર છે એ સુધારો કઇ "નાસ્તાને" બદલે "ચા" અગર છરીને બદલે ગજસના ચપ્પુ અગર જોડાને બદલે વીલાયતી બુટ જેવો નથી કે જેના લાભ યા હાનીનો વીચાર કર્યા શીવાય મોહથી લોકો તેનુ અનુકરણ કરી દાખલ કરશે તેમ રાજ પીપળા સ્ટેટમા કાયદાથી ૧૦૨૭ નુ બી દાખલ થયુ તેમ પણ સુરત જીલ્લામા બની શકે એમ નથી અને સામાજીક સ્વતંત્રતાના જમાનામા તે અશકય જેવુ છે પરંતુ એતો તર્કથી સમજવાની વાત છે અને લાભાલાભનો પુણ વીચાર કરી ઘણી મદદ ગનીએ આગળ વધે એમ છે ઝડપથી એ સુધારો દાખલ કરવાનુ કામ સોસાઇટીના ચાલકોનુ તથા પ્રસારકોનુ છે અને તે ધારેતો ઝડપથી આગળ વધી શકે એમ છે

અસલથી હીંદુસ્થાનનુ સામાજીક કાર્ય પંચમા અમુક આગેવાનોથી થતુ આવ્યુ છે ગામડાઓમા પ્રથમ દરેક ટંટા ફીસાદ અગર મહત્વના કામો ગામના અમુક અમુક આગેવાનોજ પતાવતા અને લોકો તેને દબાણથી નહી પણ રાજી ખુશીથી સ્વીકારતા

જ્ઞાતના ટંટાનુ સમાધાન પણ એજ રીતે પંચ કરી લેતા સોસાયટીનુ કાર્યવાહી મંડળ એ તેનુ પંચ કહેવાય તેમણે આ મહત્વની બાબતપર વિચાર કરી પોતાના લાભ કયા છે તેનો બરાબર નીશ્ચય કરી ઓલપાડ તાલુકાને સુધારવો ઘટે છે, અને આજે આટલા વરસો થયા સાયણ કીમની હલકી છાપ આ રીતે સુધારવામાં ઘણી મદદ રૂપ થઈ શકશે

**ઉપસંહાર**—છેલ્લા પાંચ વરસના ખેતીવાડી ખાતાના ભગીરથ પ્રયત્નો થી અને ખેડુતો તથા વેપારીઓની મદદ્દાયતાથી સુરત જીલ્લાના રૂ મા ઘણો સારો સુધારો થયો છે અને વેપારીઓ તેમજ ખેડુતો તેનો લાભ મલ્યાનુ કબુલે પણ છે પરંતુ એ સુધારો પુર્ણ રીતે અમલમા આવ્યો ત્યારેજ કહેવાય કે જ્યારે નર્મદા નદીના દક્ષીણ ભાગમા પાર નદી સુધી જે સારામા સારૂ બી નક્કી કરવામા આવે તેજ બી એ પ્રદેશમા હરેકે હરેક ભાગમા અને એકે એક ખેતરમા ઓગય. મીલેકશનને બદલે ૧૦૨૭ નુ બી સોસાઇટીઓ વાપરે તો ખરેખર ઘણુજ સારૂ પરીણામ આવે ખેતીવાડી ખાતા તરફથી તો ઉપર મુજબ ભલામણ તથા આગ્રહ કરવા શીવાય ઉપાય નથી એટલે એ આગ્રહની જે મંદ અસર થાય તે ઉપરજ આધાર રાખવો રહયો

બીજો ઉપાય વેપારીઓના હાથમાં છે અત્યાર સુધી જે જીનમા પીલાય ત્યાનો બજાર ત્યાની રૂની ગાસડીનો આપવાનો કઢંગો રીવાજ કાઢી નાખવા નો છે તેને બદલે કયા ભાગનો માલ તે જીનમા આવેલો અને જે રૂની ગાસડી તેઓ ખરીદે છે તે કયાનો કઈ જાતનો માલ છે તેની તપાસ તથા પરખ કરી તેનો ભાવ તેની લાયકાત મુજબ આપવો જોઈએ એમ નહી થવા થી સારો માલ નબળા સાથે તણાઇ જાય છે અને નબળા માલવાળા ઘણી વખત ફાવી જાય છે ૧૦૨૭ ને માટે મીલેકશનના ઉતારાથી દેતા ફેરના કરતા વધારે કીમત ઉપજવી જોઇએ તે ઉપજતી નથી જો કે ૧૦૨૭ નો રૂ લગભગ મીડલીંગ અમેરીકન જેવોજ છે અને સોસાઇટીઓ મીલેકશનનો રૂ ઘણી હલકી જાતના ભેળમેળવાળો છે, માટે માલની ખરી પરીક્ષા કરી તેનો વ્યાજબી ભાવ મળે તો આ ફેર રહે નહીં અને હલકો માલ સારા માલને નામે વેચાતો તેમજ સારી જાતમા ભેળભેળ થતો અટકે જે જાતનો સોદો કરે તેજ માલ મળી શકે મીલોવાળાને પણ એમજ ફાયદો છે ફક્ત જીનના મીકડાને વળગી નામે નવસારીના ધોરણે માલ ખરીદવાથી મીલોવાળા ઘણી વાર છેતરાય છે અને આખા સુરત જીલ્લાના માલથી જોઇએ એવો સંતોષ ન મળતા બદનામ કરે છે

ત્રીજો ઉપાય સરકારની મંજુરીનો છે જો તાપીના ઉત્તરના ભાગના ખેડુતો ભેળસેળવાળુ મીલેકશનનુ બી ચાલુ રાખે અને ૧૦૨૭ નુ તેનાથી ચઢી આતુ બી વાપરવા નાજ પાડે તો તેમનો કપાસ તાપીની દક્ષીણે કાયદાથી આવતો અટકાવવામા આવે તોજ દક્ષીણમા જયા જયા ચોકખા ૧૦૨૭ નુ

ના કપાસનુ રૂ પેદા થાય છે ત્યાના ખેડુતોને પોતાના ખરા માલનો ખરો ભાવ આવી શકે આખા રાજપીપળા સ્ટેટ અને અંકલેશ્વર તાલુકામા ઘણા ખરા ભાગમા ૧૦૨૭ નુ દાખલ થઇ ગયુ છે એટલે સવાલ માત્ર સુરત જીલ્લાના તાપીના ઉતર ભાગના બ્રીટીશ તથા ગાયકવાડી તાલુકાઓનોજ છે. તેમને પોતાનો કપાસ દક્ષીણમા લાવી ત્યાના ખેડુતોને ગેરવ્યાજબી રીતે માલમા ભેળસેળ થવાથી થતા નુકશાનથી બચાવવાની ખાસ જરૂર છે અને તોજ પુર્ણ રીતે સુધારો થયેલો ગણાય

(Sd) J G Jani,
Cotton Assistant—Surat

---

# તમાકુનુ બીજ નાં ૬ અને તેના ફાયદા.

—**********—

ગુજરાતમા તમાકુનુ વાવેતર એ ખેડુતો માટે મહત્વનો પ્રશ્ન છે ખેડા જીલ્લામા સને ૧૯૨૪-૨૫ની સાલમા આશરે ૪૫૦૦૦ એકરમા તમાકુ કરવામા આવી હતી સુરત ભરૂચ જીલ્લાના કપાસની માફક અહી તમાકુ એ પૈસા પ્રાપ્ત કરવાનુ પાક છે અને તેથી તેને માટે ઘણી કાળજી લેવામા આવે છે આનો ભાવ પણ કપાસ માફક સારો આવે છે એટલે દરેક સારો ખેડવાગો પોતાની શક્તિ પ્રમાણે થોડી ઘણી જમીનમા તમાકુ વાવવાનો હવે આ પાકનુ વાવેતર પાછલી સાલના ભાવ વધ ઘટ ઉપર ઓછા વતુ થયા કરે છે,

જ્યારે આ પાક આવુ ઉપયોગી છે તો તેને માટે ખેડુત તેમજ બુધ્ધિમાન લોકો વધુ કાળજી લે એ સ્વભાવિક છે આનો દર એકરે પાક વધુ કેમ ઉતરે તથા તેનો ભાવ કેમ સારો આવે એટલે કે તેનો રંગ તથા સુકા કેમ સારા થાય તે બાબત ખેડુત હમેશા મહેનત લે છે આ બાબતમા સને ૧૮૮૦થી સને ૧૮૯૫ સુધીમા નડીઆદની ખેતીવાડી કમીટીએ હજારો રૂપીઆના ખર્ચે ઘણા પ્રયત્ન કરેલા પણ તે બધા અમુક કારણોને સબબે નિશફળ ગયેલા છે ત્યાર બાદ સને ૧૯૦૪ મા સરકાર તરફથી ખેતીવાડી ખાતા હાના એક મોટુ ફાર્મ કરી આ ઉદેશથી અખતરા થયેલા છે પરંતુ તેપણ ખરાબ પાણી તેમજ વનસ્પતી શાસ્ત્રીની પુરતી મદદીના અભાવે નિષ્ફળ ગયેલા છે આથી ગુજરાતના ખેડુતોને નવીન સુધારાથી કંઇ લાભ મળશે નહિ એવી જેમ ગાપદારા કરતા આવ્યા તેમજ કરવાનુ રહ્યુ

ત્યારબાદ ૧૯૨૦-૨૧મા હાલના મે. ડાયરેકટર ઓફ એગ્રીકલ્ચર સાહેબ (ડો. મેન સાહેબ) પાસે આ બાબતની ફરીયાદ થઇ ત્યારે તેમણે ફરીથી ૮માદ સુધારવા પ્રયત્ન કર્યો ને ઉપરથી સને ૧૯૨૨મા નડીઆદ ખેતીવાડી એસોસીએશનના ફાર્મ ઉપર નવા નામે અખતરા શરૂ કરવામા આવ્યા છે

આ કાર્યમા નીચેની બાબતો ઉપર લક્ષ રાખી કાર્ય કરવામા આવે છે

૧ આ જીલ્લામા થતી મુખ્ય જાતોની તમાકુમાથી પાક વધુ ઉતરે તેથી બીજા બધા ગુણો સારા થાય અને સ્થાનિક બજારમા ભાવ સારા ઉપજે એ આશાથી તેવા ગુણવાળુ બીજ શોધી કાઢવુ બધી જાતોમાં ગાડીયુ નામની જાતનુ ક્ષેત્રફળ સૌથી વધારે છ તેથી તેને માટે ખાસ કાળજી રાખવી

૨ કેટલીક જગ્યાએ જમીનમાં અમુક દોશો હોય છે તેને લીધે તમાકુ બરોબર થતી નથી તો તને માટે શું કરવુ.

૩ તમાકુમા રોગ તથા બીજા ઉપદ્રવો હોય છે તેને કેમ અટકાવવા

૪ ખાતર કયુ આપવુ કે જેથી આર્થિક લાભ ખેડુતને વધુ મળે.

આ બાબતો ઉપર ધ્યાન આપવામાં આવે છે. તેમા પહેલા મુદા ઉપર હાલમાં વિશેષ ધ્યાન આપવામા આવે છે

કેટલાં પચીસેક વર્ષથી અમેરિકામા યુરોપ વિગેરેમા તુવેરોની પેદાશ વધારવા શાસ્ત્રીય પધ્ધતિએ બીજ કેમ સુધારવુ એ વિષય ઉપર ઘણી ઝીણવટથી અભ્યાસ થયો છે અને તે જગ્યાના અનુભવો કામમા લેઇ તમાકુનુ બીજ સુધારવા પ્રયત્ન આદરવો એમ નક્કી થયુ કારણ કે બીજની સુધારણાથી જો પાકમાં વધારો કરી શકાય તો ખેડુત— ગમે તો ગરીબ હોય અગર પઇસા વાળો હોય તો પણ—તે કઇ પણ મહેનત વગર ફક્ત સારા બીજથી લાભ લેઇ શકે

આ ઉદેશથી ખેડા જીલ્લામાં થતી મુખ્ય જાતની તમાકુનાં બીજ ઉપર ઘણી ઝીણવટથી અભ્યાસ શરૂ કર્યો છે અને સારા તમાકુમા ક્યા ક્યા ગુણો જોઇએ તેનું પણ નિરીક્ષણ કરવામાં આવ્યુ છે તે ગુણો નીચે પ્રમાણે છે —

૧ તમાકુના બધા છોડ એકી વખતે પાકવા જોઇએ હવે આ બધા ગુણો જો બી મોકળુ હોય અને એકજ છોડની પેદાશ હોય તોજ આવી શકે

૨ પાન મોટાં જાડાં અગર એક સરખા ઘટ હોય તો તેથી પાનની સખ્યામાં વધારો ન કરતા આ ગુણને લીધે એકદરે તોલ વધુ આવે

૩ પાન ઉપર અમુક જાતના રગના ગુનાઓ પડે છે તે જો ઝીણા હોય તો તેનો ભાવ વધારે ઉપજે છે માટે જો તેવા ગુણ પાનમાં હોય તો સારૂ

૪ તમાકુને પીવામાં અમુક જાતની કુક તથા મીઠાશ જોઇએ છે

૫ છોડ પોતાની બધી શક્તિ પાન ખીલવવામાં વાપરે એ આશયથી અમુક પાન ગણી તેને ખુટી નાખવામાં આવે છે પરતુ છોડ પોતાની શક્તિ, પીલા (ડાળીઓ) કાઢી બતાવવા પ્રયત્ન કરે છે આથી ખેડુતને કાળજી રાખી અમુક દીવસને આંતરે દરેક છોડમ થી પીલા કાઢવા પડ છે જો કોઇ છોડમા આવી પીલા કઢવાની શક્તિ ઓછી હોય તો તેથી ખેડુતની તેટલી મહેનત બચે

આવા આવા ગુણો વાળુ બીજ સારૂ ગણાય. હવે આ ગુણોમાંથી કેટલાક વંશપરંપરાથી ઉતરી આવેલા હોય છે અને કેટલાક સ્થાનિક કારણો જેવા કે જમીન ખેડ ખાતર વિગેરેને લીધે હોય છે આમાંથી જેટલા બીજદ્વારા આવી શકે તેટલા તે દ્વારા લાવવા અને જેટલા પ્રમાણમાં વધુ લાવી શકાય તેટલુ ખેડુતને સ્હેલું પડે છે

છેલ્લા ત્રણ વર્ષ દરમ્યાન બીજદ્વારા આ બધા ગુણો લાવવા પ્રયત્ન કરવામા આવ્યો છે અને તેમાં કંઇક અંશે આવા ગુણ વાળુ બીજ શોધી કાઢવામા ફત્તેહ મળી છે

ખેડા જીલ્લામાં મોટે ભાગે ગાડીયુ જાતની તમાકુ થાય છે. તેમાં પણ કેટલીક જાતો જુદા જુદા ગુણવાળી જુદી પાડવામા આવીછે તેમાંથી નં ૬ ની જાત સહુથી સારી માલુમ પડી છે ખેડુતની દ્રષ્ટિએ દર એકરે કેટલો પાક થયો તે બહુ મહત્વનુ હોવાથી નડીઆદ ફારમમા કરેલા અખતરા આપવાથી નં૦ ૬ નુ બીજ દેશી બીજ કરતાં કેટલા પ્રમાણમાં ચઢીઆતુ છે તે સમજાશે.

| સને | દર એકરનો ઉતારો રતલમા | | |
|---|---|---|---|
| | દેશી ગાડીયુ | નં ૬ | વધારો |
| ૧૯૨૩-૨૪ | ૧૪૦૪ | ૧૫૮૦ | +૧૩૪ |
| ૧૯૨૪-૨૫ | ૧૩૫૦ | ૧૫૩૬ | +૧૮૬ |

વળી આજ બી કેટલાક ઉત્સાહી ખેડુતોને અજમાવવા આપ્યુ હતુ તેના પાકની વીગત નીચે પ્રમાણે છે

| ખેડુતનુ નામ | ગામનુ નામ | દર એકર ઉતારો રતલમા | | | |
|---|---|---|---|---|---|
| | | દેશી | નં ૬ | વધારો | |
| ઝવેરભાઇ શામળભાઇ | નડીઆદ | ૧૬૫૭ | ૧૮૧૭ | +૧૫૬ | |
| શાંતાભાઇ ઝવેરભાઇ | " | ૧૩૪૦ | ૨૦૦૦ | +૬૬૦ | |
| બાહલાલ મહતુભાઇ | મોરીઆલી | ૫૬૦ | ૧૨૫૦ | +૬૯૦ | વેગાટ ૬'x૨' |

આ રૂપથી ખેડુતોને ખાત્રી બીજ સારૂ છે આ રીતેય બીજ ફાયદો દેખાયો જેવા કે રા૦ બ૦ નાથાભાઇ મહિજીભાઇ દેસાઇ, રા૦ સા૦ દાદુભાઇ પુરુષોત્તમદાસ, મી૦ મોહનલાલ માણેકચંદ દલાલ વીગેરેએ પોતાની જમીનમા અજમાયેશ લીધી છે અને તેમણે આ માલ પોતાના ખેડુતો પાસે મોટા પ્રમાણમાં વવરાવ્યુ છે

હવે આપણે આ બીજ નં૦ ૬ ના ગુણ ટુંકમાં જોઇએ

૧ શરૂઆતમાં ધીમે ધીમે વધે છે આથી ખુટણી મોડી આવે છે અને ધીમે પાકે છે

૨ પાન મોટુ તેમજ ધારીદાર છે

૩. બુટી ઝીણી અને દરેક પાન ઉપર પડે છે
૪ તઇયાર થયેલુ તમાકુ બળવામાં સારૂ તેમજ રંગે પણ સારૂ છે
૫ પીના જોગ છે
૬ દર એકર ઉતારો વધારે આવે છે
૭ તેનુ ઘડીયું મધ્યમ છે
૮. આ બીજ પીયત તેમજ કોરાંટ બન્ને રીતે વાવી શકાય છે

આ સુધારેલુ બીજ આ સાલ થોડુ હોવાથી ઘણા ખેડુતને નારાજ કરવા પડયા હતા. છતાં આસરે બસો એકર ઉપર વાવેતર આ સાલ થયુ છે આ વરસ નવા બીના વાવેતરનુ પહેલુંજ વરસ છે છતાં આટલા મોટા ક્ષેત્રફળ ઉપર વવાયું છે એ જોઇ ખાત્રી થશે કે બીજ ઘણું સારૂ છે. આવતી માલને માટે બધા ખેડુતોને બીજ આપી શકાય તે ઉદ્દેશથી મોટા પ્રમાણમાં બીજ ઉગાડવાની ગોઠવણ કરી છે માટે જેને જોઇએ તેમણે મે-ટોબેકો બ્રીડર સાહેબ સરકારી ફાર્મ નડીઆદ એ નામે લખવાથી મળી શકશે

V M Majmudar,

B Ag Tobacco Breeder Nadiad

---

# કો-ઓપરેટીવ પંપીગ સોસાઇટીઝ

—**********—

આ વિષયની શરૂઆત કરતા પહેલા હું મારી પોતાની ઓળખાણ કરાવવા રજા લઉં છુ હું સુરત જીલ્લામા ડીસ્ટ્રીકટ એગ્રીકલચર ઓવરશીયર છુ એટલે કે મારે ખેતીવાડીની સુધારણા કરવા માટે ખેડુતોને ખેતીમા પડેલી અડચણો તપાસી, તેમને યોગ્ય સલાહ આપવાના કામ માટે મારી નીમણુક થયેલી છે કો ઓપરેટીવ ખાતાના કાયમ એગ્રીકલચર ઓર્ગેનાઇઝર શ્રી યશવતલાલ ત્ર્યબક લાલ દેસાઇ હાલમા ઇંગલેન્ડ ખાતે સ્પેશીયલ ડેરી કોર્સમા શિક્ષણ લેવા ગયેલા છે તેટલા વખતને માટે મારી પાસે તેમનો ચાર્જ છે સહકારની હીલચાલ બાબતમા મે થોડુ ઘણુ કામ કર્યું છે પરતુ અત્રે સહકારી ચળવળમા ભાગ ભાગ લેનાર ગ્રહસ્થો જેટલો મને અનુભવ નથી છતા પણ આજનો વીષય જે મને આપવામા આવેલો છે તે વિષય ખેતીવાડીને અગનો છે તેથી મારાથી બનતે પ્રયત્ને સહાયકારી તત્વોથી ખેતરમા પાણી પાવા માટે કુવા તળાવ કે

નદી ઉપર પંપ મુકી મંડળીના સભાસદોને વખતસર પાણી આપવું અને તેની જરૂરીયાત તથા ફાયદા ઉપર બે અક્ષર બોલવાની રજા લઉં છું

## કોઓપરેટીવ પંપીંગ સોસાયટીઝ એટલે શું ?

કોઓપરેટીવ એટલે સહકારી અને પંપીંગ સોસાયટીઝ એટલે જળાશયમાંથી યાંત્રીક બળથી પાણી ખેંચીને ખેતરમાં પાવાની મંડળી

ગુજરાત પ્રાંતમાં પીયતના પાકો દરેક જીલ્લામાં કરવામાં આવે છે પંચમહાલ તથા અમદાવાદ જીલ્લામાં થોડા ભાગમાં નહેર છે તેથી ત્યાં પીયતના પાકો લેવાનું ઘણું સવડ ભરેલું થઇ શકે છે ખેડા ભરૂચ અને સુરત જીલ્લામાં નહેરો બીલકુલ નથી તેથી કોઇ પણ જળાશયમાંથી પાણી ખેંચીને તેનો ઉપયોગ કરવો પડે છે સર્વ સાધારણ રીતે કોસથી પાણી ખેંચવાનો રીવાજ છે જો પાણી ફક્ત પાંચ સાત ફુટ ઉંચે લઈ જવું હોય તો સુપડા અને ગમાણનો ઉપયોગ કરવામાં આવે છે કોઇ જગ્યાએ ચેઇન પંપનો ઉપયોગ થાય છે પણ તે જુજ પ્રમાણમાં થાય છે સુરત જીલ્લાના દક્ષીણ ભાગમાં પીયતના પાકો એટલે કે શેરડી, આદુ, અળવી, સુરણ વીગેરે વિશેષ પ્રમાણમાં થાય છે ત્યાં કોશને બદલે પરશીયન વ્હીલ, બકેટ પંપ, નોરીયા, વોટર લીફ્ટ એટલે કે જેને આપણે ગુજરાતીમાં રહેંટ કહીયે છીએ તેનો ઉપયોગ મોટા પ્રમાણમાં થાય છે કોસ કરતાં રહેંટની કીંમત વધુ પડે પણ પાણી થોડા ખર્ચે વધુ નીકળે છે તેનાથી ફક્ત થોડી જમીનમાંજ પાણી ફરી શકે છે પણ જેને વધુ જમીનમાં પાણી પાવું હોય તો તેણે યાંત્રીક શકિતથી પાણી કાઢવું જોઇએ હાલમાં ઘણા ખેડુતો જેઓ બે પઇસે સુખી છે તેઓ એ કુવામાંથી અગર નદીમાંથી પાણી લેવા માટે પોતાની માલકીના પંપો મુકેલા છે અને તેનાથી તેમને ઘણોજ ફાયદો થયો છે અને મોટા પ્રમાણમાં પીયતની ખેતી કરવાને શકિતવાન થયા છે

પાણીનો પંપ મુકવો એટલે શું તે બાબત સમજાવવાની જરૂર છે હવાના દબાણથી અગર પાણીના દબાણથી પાણી અગર કોઇ પણ બીજા પ્રવાહી પદાર્થને એક જગ્યાએથી બીજી જગ્યાએ નીચેથી ઉપર લઇ જવાનો યંત્ર એટલે પંપ પંપ ત્રણ જાતના આવે છે એક પાણીમાં મુકીને તેના હાથને ઉપરનીચું હલાવીને પ્રવાહી પદાર્થને ઉપર લઇ જવો તે 'દાખલા' તરીકે ઘાસલેટના ડબ્બામાંથી ખાટલી ભરવા માટે જે સંચાનો ઉપયોગ કરીએ છીએ તે બીજો પ્રકાર *એન્જીન ઉપરની "પુલી"* પરથી પટો આપીને બંધ જગ્યાની અંદર એકદમ ઘણુંજ જોરથી પંખો ફેરવી તેની મદદથી પાણી

૩ સુધી જુથી અને દરેક પાન ઉપર પડે છે
૪ તઇયાર થયેલુ તમાકુ બળવામાં સારૂ તેમજ રંગે પણ સારૂ છે
૫ પીવા જોગ છે
૬ ફર એકરે ઉતારો વધારે આવે છે
૭ તેનુ થડીયુ મધ્યમ છે
૮ આ બીજ પીયત તેમજ કોરાંટ બન્ને રીતે વાવી શકાય છે

આ સુધારેલુ બીજ આ સાલ થોડુ હોવાથી ઘણા ખેડુતને નારાજ કરવા પડયા હતા છતા આશરે બસો એકર ઉપર વાવેતર આ સાલ થયુ છે આ વરસે નવા બીના વાવેતરનુ પહેલુજ વરસ છે છતાં આટલા મોટા ક્ષેત્રફળ ઉપર વવાયુ છે એ જોઇ ખાત્રી થશે કે બીજ ઘણું સારૂ છે. આવતી સાલને માટે બધા ખેડુતોને બીજ આપી શકાય તે ઉદ્દેશથી મોટા પ્રમાણમાં બીજ ઉગાડવાની ગોઠવણ કરી છે માટે જેને જોઇએ તેમણે મે-ટોબેકો બ્રીડર સાહેબ સરકારી ફારમ નડીઆદ એ નામે લખવાથી મળી શકશે

**V M Majmudar,**

B Ag Tobacco Breeder Nadiad

---

# કો-ઓપરેટીવ પંપીગ સોસાઇટીઝ

—**********—

આ વિષયની શરૂઆત કરતા પહેલા હુ મારી પોતાની ઓળખાણ કરાવવા રજા લઉં છુ હુ સુરત જીલ્લામા ડીસ્ટ્રીકટ એગ્રીકલચર ઓવરશીયર છુ એટલે કે મારે ખેતીવાડીની સુધારણા કરવા માટે ખેડુતોને ખેતીમા પડેલી અડચણો તપાસી તેમને યોગ્ય સલાહ આપવાના કામ માટે મારી નીમણુક થયેલી છે કો ઓપરેટીવ ખાતાના કાયમ એગ્રીકલચર ઓરગેનાઇઝર મી યશવતલાલ ત્ર્યબક લાલ દેસાઇ હાલમા બેગલોર ખાતે સ્પેશીયલ ડેરી કોર્સમા શિક્ષણ લેવા ગયેલા છે તેટલા વખતને માટે મારી પાસે તેમનો ચાર્જ છે સહકારની હીલચાલ બાબતમા મે થોડુ ઘણુ કામ કર્યું છે પરતુ અત્રે સહકારી ચળવળમા ભાગ ભાગ લેનાર ગ્રહસ્થો જેટલો મને અનુભવ નથી છતા પણ આજનો વીષય જે મને આપવામા આવેલો છે તે વિષય ખેતીવાડીને અગનો છે તેથી માગથી ધાનને પ્રયત્ને મહાયકારી તત્વોથી ખેતરમા પાણી પાવા માટે કુવા, તલાવ કે

માલીકીના છે અને તેનો ઉપયોગ ફક્ત તેના માલીકોનેજ થાય છે જ્યારે તેની આજુબાજુની જમીનવાળાઓને તેનો ઉપયોગ ક્વચિતજ થાય છે સુરત જીલ્લામા ચીખલી તાલુકાના પીપલ ગભાણ ગામના મણીભાઇ ગોપાલજી પટેલને ત્યા બે એન્જીન છે તે બે એન્જીનની મદદથી પાણી ખેચવામા આવે છે આ બન્ને એન્જીનો આજુ બાજુના ખેડુતોને ભાડે અપાય છે અને તેને લીધે ત્યાના બાગાયત ખેડુતોને ઘણો ફાયદો થયો છે ભાડુ લેવાની રીત પણ ઘણી સહેલી છે જેટલા ઉભા ઘાસતેલ બળે તેટલાજ ઉભા ભાડા તરીકે લેવાય છે તેનો હીસાબ તેથી કરીને ઘણોજ સહેલો પડે છે અને અભણ ખેડુતોને ગુચવણ પડતી નથી આ પણ એક પ્રકારનો સહકાર છે જો કે તે સહકારને મંડલીના રૂપમા મુકવામા આવ્યો નથી આવી રીતે જો શ્રીમત ખેડુતો પોતે પોતાના કુવાપર પોતાના પંપમે એન્જીન પપ ગોઠવે ને આજુબાજુ ના ગરીબ અને સાધારણ સ્થીતીના ખેડુતોને તે ભાડે આપે તો ઘણો ફાયદો થાય છે

હોય તો તેમા બોરીંગ મુકાને પાણીનો જથ્થો વધારવો જોઇએ અને જયા સુધી એક રીતે કામ કરવુ હોય ત્યા સુધી કુવાના માલીક પાસેથી કુવો એકત્ર કામ કરવા માટે બધાએ મળી ભાડે રાખવો જોઇએ કેટલીક વખત એવુ બને છે કે એક કુવા પર પાણી પુરતુ મળી શકતુ નથી અગર જો પાણી પુરતા પ્રમાણમા હોય તો ત્યા પીતને માટે પુરતી જમીન હોતી નથી તેવે વખતે દરેક ખેડુતને ત્યા તેના કુવામા કાયમ પંપ ગોઠવી અને એક પોરટેબલ એનજીન એટલે કે લારી પર ગોઠવેલુ એનજીન જે એક જગ્યાએથી બીજી જગ્યાએ લઇ જવાય તેવુ એનજીન ગોઠવ્યુ હોય તો પણ થઇ શકે-પારડી તાલુકાના કુતા ગામે શેઠ ફરામરોજ કાવસજી બાટલીવાલાની વાડી છે તેમણે પોતાની વાડીમા ચાર કુવા કરાવેલા છે દરેક કુવા ઉપર એક એક પંપ કાયમનો ગોઠવી મુકયો છે ને તેઓએ એક પોરટેબલ એનજીન તથા ટ્રેકટર વસાવેલા છે તેની મદદથી જે કુવામાથી પાણી કાઢવુ હોય તે કુવામાથી જયારે જયારે પાણી જોઇએ ત્યારે ત્યારે કાઢવામા આવે છે આવી રીતે જો કામ કરવામા આવે તો એકી વખતે ઘણા ખેડુતોને ત્યા પંપ ગોઠવી શકાય અને મોટા પ્રમાણમા પીતના કુવો લઇ શકાય

ઉપર આપણેજ પાંચ સાત અગર વધુ ખેડુતને માટે ખાનગી રીતે સહકાર કરીને કામ કરવાને માટે કહયુ છે તેવી રીતે સહકારી મંડળી કાઢવી એટલે કે ઓછામા ઓછા દશ અને વધુમા વધુ જેટલા માણસોની જમીનમા પાણી ફેરવી શકાય તેટલા માણસો સભાસદ થઇ શકે સભાસદ થનાર દરેક ગૃહસ્થે અકેકે રૂપીઓ પ્રવેશ ફી આપવી જોઇએ અને દરેક સભાસદે મંડળીના શેર પોતાની જમીનના પ્રમાણમા લેવા જોઇએ જેથી, ઉભી કરેલી મુડી ખર્ચ કરવાનો જેટલો અંદાજ નક્કી કર્યો હોય તેના અર્ધા ભાગ જેટલી રકમ મા કમ હોવી જોઇએ તેથી વધુ હોય તો હરકત નહી આ મંડળીઓ નીયમીત જવાબદારીની હોય છે તેમા ઓછામા ઓછા ૭ ૪ ભાગ મેમ્બરોની

જામીનગીરી આપવી પડે છે ઉપલી શરતોપર વીચાર કરશો તો માલમ પડશે કે તે ખેડુનોના લાભની છે ત્રણ વર્ષ નાણા વગર વ્યાજે વાપરવા મળે છે અને ત્યાર પછી શાહુકારી વ્યાજે ૮ આનાની તેરીખે મળે છે અને તે સાથે નાણા દસ અગર વધુ હપ્તામા પાછા ભરવાની સગવડ આપવામા આવે છે આ સગવડો ઘણીજ ઉદાર છે અને આશા છે કે સુરત જીલ્લાના ખેડુતો જેઓ ઘણા હોશીયાર તથા આગળ પડતા કહેવાય છે આવી રીતની સરકારે કરી આપેલી સગવડનો લાભ લેવા ચુકશે નહી

આવી મંડળી સ્થાપન કરવા પહેલા સભાસદ થવા ઇચ્છનારા ગૃહસ્થોએ કુવામા અગર જલાશયમા પાણી પુરતા પ્રમાણમા છે કે નહી તેની ખાત્રી કરવી જોઇએ અને જો પાણી ઓછું હોયતો બોરીંગ મુકાવી પાણીનો જથ્થો વધારવો જોઇએ એટલુ કર્યા પછીથી પાવર પપ સોસાઈટી કાઢવા અર્જ કરવી અને અંદાજી ખર્ચ કેટલુ થશે અને સરકાર પાસેથી કેટલી રકમની જરૂર પડશે તે જણાવવુ અર્જી મળ્યા પછી સરકાર તરફથી યોગ્ય અમલદારો મારફત તજવીજ કરવામા આવશે ને યોજના ફતેહમંદ થશે એવી તે અમલદારની ખાત્રી થશે તો તેવી સોસાઈટીને નાણા ધીરવા માટે ભલામણ કરવામા આવશે

હીંદુસ્તાનમા ખેડુત એન્જીન પપ ચલાવી જાણતા નથી ને યાન્ત્રીક બાબતોમા પણ ઘણા કુશળ હોતા નથી તેથી શરૂઆતમા કેવી જાતના અને કેટલા બળના એન્જીન પપ લાવવાને અને તેના ખર્ચનો અડસટો કાઢી શકતા નથી તેથી સરકારે ખેતીવાડી ખાતામા ઇજનેરી ખાતુ કાઢેલુ છે ને દરેક ડીવીઝનમા એક એક મીકેનીકલ એસીસ્ટંટ નીમેલો છે તે ઇજીન પપ કેવા ને કેટલા માપના લાવવા તેના ખરચનુ અંદાજ પત્રક તઈયાર કરવુ અને તે ખરીદી લીધા પછીથી તેની બરાબર જોડવણુ ચાલુ સ્થીતીમા મુકી આપવાનુ કામ કાંઈ પણ ફી લીધા શીવાય કરી આપે છે ને પાછળથી ભાંગે ત્યારે પણ બનતી મદદ આપે છે

જર્મનીમા કુવા ખોદાવવા અને તેને ચાલુ સ્થીતીમા રાખી પાણી પાવાથી દુકાળની ભીતી કમી કરી શકાય છે અને યાંત્રીક બળથી પાણી કાઢવાથી વધુ પ્રમાણમા કીમતી, બાગાયતી અને દુકાળના વખતમા ઘાસ ચારાના તુલો થોડા ખર્ચે અને વધુ સહેલાઇથી લઇ શકાય છે ને તેથી ખેડુતની આર્થિક ઉન્નતિ થાય છે

પધ્ધતિ ખચવાની સ્થીતી ન હોય તો પણ સહકાર પધ્ધતિથી ઉપર બતાવ્યા પ્રમાણે યાત્રીક બળથી પાણી કાઢી શકે છે તેજ પ્રમાણે સહકાર પધ્ધતિથી ખેડ કરવા માટે ટ્રેક્ટર પ્લાઉ એટલે યાંત્રીક શક્તિની મદદથી ચાલતા હળ લઈને સભાસદોને તથા બીન સભાસદોને ભાડે આપીને સારી અને ઉંચી જાતની ખેડ કરી શકાય છે અને સહકારી મંડળી મારફત ખાતર ખરીદીને ખેડુત યોગ્ય વખતે ને કીફાયત કીમતે ખાતર ખરીદી શકે છે આ પ્રગતિનો જમાનો છે અને તેમા પ્રગતિની જરૂર છે હાલમા દરેક વસ્તુના ભાવો ચઢી ગયા છે, મજુરીની મોંઘવારી થઈ છે અને વધારે મજુરી આપવા છતા પણ પુરતા અને સારા ખાત્રી લાયક મજુરો જે વખતે જોઈએ તે વખતે મળી શકતા નથી તેથી હવે યાન્ત્રીક બળથીજ ખેતી કરવાને જમાને આવી પહોંચ્યો છે સુરત જીલ્લામા આજ મીતીએ આશરે દશેક ટ્રેકટરો ખાનગી ગૃહસ્થોએ ખરીદયા છે અંકલેશ્વર તાલુકાના કોસમડી ગામે ટ્રેકટર પ્લાઉંગ સોસાઈટી કાઢવા માટે મરજી કરેલી છે અને આશા છે કે એવી બીજી વધુ સોસાઈટીઓ સ્થાપન થાય અને આપના દેશની ખેતીની ઉન્નતી થાય

ડીસ્ટ્રીકટ એગ્રીકલ્ચરલ
ઓવરસીયર
સુરત.

# ફોર્ડસન ટ્રેકટર.

—*********—

લેખક—શા. અમાલાલ એમ. પટેલ.
બી એજી કુન્તા–દમણ

મારા શેઠ ફ્રામરોઝ બોટલીવાલાની વાડી કુન્તા ગામમા આવેલી છે અને તેને માટે એવણ સાહેબે ગઇ સીઝનમા ફોર્ડ મોટર્સ કુ૦ પાસેથી ફોર્ડસન નમનુ ૧૦/૨૦ એચ૦ પી૦ મોટર ટ્રેકટર ખરીદ કરેલુ, જે મશીનનો ત્રણ મહીના થયા હું અત્રે વાડીમા ખેડવા, ઢળીઆ ભાગવા તથા પાણી કાઢવા વીગેરે ઉપયોગમા લઉંછુ, તો ખેડુત ભાઇઓ તથા જમીનદારોને મારો અત્રેનો અનુભવ ઉપયોગી થશે એમ જાણી તે બાબત અત્રે જણાવુ છુ

મોટર મશીન ૧૦/૨૦ એચ૦ પી૦ નુ છે એટલે કે ૨૦ હોર્સ પાવર નુ કામ પટા પુલી ઉપર આપે છે, અને દશ હોર્સ પાવરનુ કામ જમીન ખેડ

તી વખતે આપે છે તેને ચાર શીલીન્ડર જેમનો ચાલતી વખતનો અનુક્રમ નબર ૧, ૨, ૪, ૩, છે લ્યુબ્રીકેશન માટે નીચે ટાકી છે જેમા સવાબે ગેલન તેલ રહે છે તેલ અદર ઉચુ ચઢયા કરે છે મોટર એકદમ ગરમ થઇ ના જાય તે માટે પાણીની ગોઠવણ રાખેલી છે રેડીએટરમા ૧૨ ગેલન પાણી રહી શકે છે તે થડુ રાખવા માટે પખો આપેલો છે જે ચાલુ ફર્યા કરે છે મશીન પેટ્રોલથી ચાલુ કરવાનુ છે અને ત્યારબાદ કેરોસીન ઉપર ચાલ્યા કરે છે સ્પાર્ક માટે અદર મેગનેટ છે અને તે લઈ જવા માટે બેટરી તેમજ કોઇલની ગોઠવણ કરેલી છે કેરોસીનની ટાકી એકદમ ઉપર મુકેલી છે જેમા ૨૧ ગેલન તેલ રહે છે મશીનની અદર હવા પાણીમા થઇને જાય છે જેથી ધુળ વીગેરે કચરો અદર જઇ શકતો નથી અને તેને ચાલુ વડી હવા મળ્યા કરે છે મોટરની ચાલ એક મીનીટના એક હજાર આટાની ગોઠવેલી છે

આગળ ચાલવા માટે

૧ ધીમી ચાલ ૧॥ માઈલ દર કલાકના
૨ મધ્યમ „ ૨॥ „ „ „
૩ ઉતાવળી „ ૬॥ „ „ ,
૪ પાછુ હઠાવવાની ૨॥ માઈલ દર કલાકના

પાછળના બે મોટા પઇડાને દાતા હોય છે જે વડે જમીનમા પકડાઇ જાય છે અને પડ્ડા બળ આવવા છતા સમસ્તા ફરી જતા નથી આખા ટ્રેકટરનુ વજન લગભગ ૬૦ મણનુ છે તેના બનાવનાર જણાવે છે કે દરરોજના ૮ એકર જગ્યા ખેડે છે પણ અનુભવમા તે પ્રમાણે થતુ નથી મે તે બાબતમા અજમાયસ કાઢેલી અને તે નીચે પ્રમાણે છે

| એ | ગુ, | ટાઇમ કલાક | કેરોસીન તેલ | પેટ્રોલ | લ્યુબ્રીકેટીગ તેલ | ખેડની ઉચાઇ | જમીનનો પ્રકાર કાળી |
|---|---|---|---|---|---|---|---|
| ૩ | ૧૦ | ૮-૦ | ૧૧ ગેલન | ૦॥ ગેલન | ૧ ગેલન | ૭" | હલકા પ્રકારની |

| | |
|---|---|
| એક દીવસનો ખર્ચ — | રૂા આ પા |
| કેરોસીન તેલ ૧૫૦ | ૧૩ ૧૨ ૦ |
| લ્યુબ્રીકેટીગ તેલ ... | ૫-૦-૦ |
| પેટ્રોલ | ૧-૦-૦ |
| ડ્રાઇવર તથા કલીનર પગાર | ૩ ૮-૦ |
| મશીનનો ઘસારો | ૩-૦-૦ |
| | ૨૬-૪-૦ |

એટલે રૂા ૨૯-૪-૦મા એકર ૩-૧૦ ગુઠા જમીન ખેડાય તો તે એક એકર જમીન ખેડવાનો ખર્ચ રૂા ૮-૦-૦ પડે

અમો જે હળ ટ્રેકટર સાથે વાપરીએ છીએ તે "ઑલીવર પ્લાઉ" છે તેને બે ચવડા છે દર વખતે બે ફુટ પહોળી તથા ૭" થી ૯ ઉંડી જમીન ખેડી શકાય છે આ હળને એવુ ફરાર કરવાની ગોઠવણ પણ સારી છે વળી ડરાઈવર ટ્રેકટર ઉપર બેઠા બેઠા તેને લીવરથી ચાલુ તથા બંધ કરી શકે છે તેની કીમત રૂા ૫૦૦ પડે છે તથા આવી ખેડથી મોટા મોટા ઢળીઆ ઉખડે છે તે ભાંગવા માટે અમારી પાસે ઈન્ટર નેશનલ કંપનીનો બેવડી ગેન્ગનો ડલ્ટીપેકર છે તે આઠ ફુટ લાંબો છે તે વડે ઢેફા ઢળીઆ ભાંગી એકદમ ચુરો થઇ જાય છે તથા જમીન સરખી થઈ જાય છે, તે વડે દીવસના લગભગ બાર એકર જગ્યામા કામ થઇ શકે છે અને કામ પણ ઘણુજ સંતોષકારક આપે છે

ફોર્ડસન સાઇઝમા સ્હેજ નાનુ હોવાથી વાડી બગીચામા ટર્ન ઘણાજ જલદીથી તથા ટુંકા લઈ શકાય છે સાધારણ કડક વરાપમા- તે કામ ઘણું સારૂ આપે છે પણ જો જમીન એકદમ કડક થઇ ગઈ હોય, અને વરાપ બીલકુલ ઉડી ગઈ હોય તેનાથી જમીન ખેડવી મુશ્કેલ પડે છે તથા તેનું વજન આગળના ભાગમા કમી હોવાથી આગળના બે પઇડા ઘોડાની માફક ઉભા થઇ જાય છે અને કોઈ વખતે ડરાઇવરને પણ ઈજા થઇ જાય. તેને ચાલુ કરવા માટે કોઇલ તથા બેટરી આપેલી છે તે ઘણી વખત હેરાન કરે છે અને સ્પાર્ક બરાબર આપતી નથી વળી ઠંડીના દીવસમાં ઘણો વખત તેને ચાલુ કરવામા ચાલ્યો જાય છે તેથી જો તેને બદલે મેગનેટો મુકવામા આવે તો બધી ખટપટ નીકળી જાય તેમ છે ફોર્ડસન સ્થાયી કામ ઘણુજ સારૂ આપે છે, જેવુ કે કુવામાથી પાણી ખેંચવાનુ, દળવાનુ, ખાડવાનુ વીગેરે, અમોએ ગઈ સીઝનમા કુવામાથી પાણી કાઢવામા તેનો ઉપયોગ કીધેલો પણ ખર્ચની બાબતમા ઘણુજ મોઘુ પડી જાય છે, એટલે તે પોષાય નહી ફોર્ડસનના સ્પેર પાર્ટસ જલદીથી મળી શકે છે તે એક સારી વાત છે પણ કીમતમા સ્હેજ મોઘા હોય છે

તા ૨૪-૮ ૧૯૨૫

# કપુરની ખેતી

—*********—

અનાજ, ફળફળાદિ, શાક ભાજી, કપાસ, સેતુર, અખાડો, સાગલી ઝાડ, ઔષધિ અને વેપારી માલને યોગ્ય તેમજ તઇલી ગુંદર ને લાખિયા વનસ્પતિના ઝાડ વગેરે સ્થાનિક ઉત્ભિજ્જની ખેતીની જ જ્યા ઉપેક્ષા છે અને સ્થાનિક ખેતીવાડીને જ્યા નવીન નવીન શાસ્ત્રીય રૂઢિપર મુકવાના યત્ન પણ હજી અખતરાના રૂપમા જ થાય છે ત્યા વિદેશી ઉદ્ભિજ્જની ખેતી હિંદમા કરવાની વાતજ આકાશમા ફાળ ભરવા જેવી ગણાય તેમ છે છતા જે વસ્તુને માટે આપણે દર વર્ષે લાખો રૂપિયા પરદેશ મોકલી ચાપીએ છીએ અને જે વસ્તુનો આપણે દુનિયાના બીજા દેશો કરતા વધારે ઉપયોગ કરીએ છીએ તે વસ્તુને માટે કઇંક માહિતી આપીએ તે અસ્થાને તો ગણાય નહિજ, કપુર વાપરનારા દેશોમા હિંદુસ્તાન, જર્મની અને યુનાઇટેડ સ્ટેટસના નબર મોખરે છે તેમાના યુનાઇટેડ સ્ટેટને તો પોતાને ત્યા કપુરના ઝાડ ઉછેરી કપુરની ઉત્પતિ કરવા પાછળ કયારનીએ મહેનત કરવા માડી છે જર્મનીમા તે થાય તેમ નથી તોપણ ટચ લોકોએ તેમના ગમ્ય સસ્થાનોમા યત્ન કર્યો છે, માત્ર આપણેજ કપુરની ખેતી તરફ અત્યારે તો ખજાણ થઇ બેસી રહેલા છીએ

ચદન–સુખડ તો આપણા દેશમા બહુ પ્રાચીન કાળથી થાય છે પ્રાચીન સાહિત્યમા તેનો ઉલ્લેખ નથી તોપણ તે આપણને બહુ પ્રાચીન કાળથી જાણીતુ છે ધાર્મીક ક્રીયા કર્માંતરોમા તેનો ઉપયોગ આપણે જમાનાઓ થયા કરતા આવ્યા છીએ સુખડની ઉત્પતિ મલબારમા અમલથી થાય છે હિંદના બીજા ભાગોમા પણ કહિ કહિ તેના ઝાડ ઉગે છે પરન્તુ ઉદ્યોગની નજરે તેનુ પાવેતર કરવામા આવતુ નથી મલબાર તરફ સુખડના ઝાડનો પ્રદેશ હાથ કરવાને આગળ દ્રાવિડ, આર્યો અને અનાર્યો વચ્ચે લડાઇઓ થતી, પણ કપુરને માટે ચીન અને ફારમોસામા જેવો મનુષ્ય જાતનો ભોગ અપાયલો કહેવાય છે તેવો ભોગ હિંદમા સુખડે લીધેલો જાણવામા નથી પુર્વ તરફની કીમતી ઔષધીઓમા સુખડ અને કપુર બેઉ પશ્ચીમના લોકોને ઘણો કાળ થયા જાણીતા છે ચીન હિંદ, જાપાન અને મલાયામા કપુર જેટલુ વપરાતુ તેટલુ પશ્ચીમ તરફના દેશોમા વપરાતુ નહિ હિંદમા તેમજ બીજા દેશોમા દવા તરીકે કપુરનો ઉપયોગ ઘણા વર્ષોનો છતા આધુનિક છે એમ કહેવુ જોઇએ હિંદમા દવા નહિ આ ગને કપુર વપરાતુ તે ઓનિયો બંગાળી આવતુ અને

'ભીમસેથી' કપુર નામે ઓળખાતુ અદ્યાપિ ભીમસેની કપુરનો વાપર આપણા લોકમા છે ચીનના પ્રાચીન સાહિત્યમા ખુદ કપુરના ઝાડના લાકડાનો કોતરણી વાળો સામાન બહુ વર્ણવાયલો છે દુનિયાના તમામ દેશમા હાલ તો કપુર સુગધિ માટે દવા માટે અને ઉદ્યોગ માટે-ખાસ કરીને સીનેમાની ફીલ્મો બનાવટ માટે પુષ્કળ વપરાય છે ધુમાડી વગરનો બદુક કે તોપનો દારૂ બનાવવા મા પણ કપુરનો ઉપયોગ થાય છે આથી કરીને હાલ સુધરેલા દેશો પોતાને ત્યા કપુરના ઝાડની ખેતી કરવા તરફ પ્રેરાયા છે ઉદ્યોગ ધધામા હજી પણ તેનો વધારે ખપ પડે એવા તેમા ગુણો છે અને એ ગુણોને લીધે વેપાર અને ઉપજ પણ હાલ ઘણી સારી થાય છે

બોર્નિયો નામના ટાપુમા કપુરના ઝાડ થાય છે ત્યાના જગલી લોકો પ્રાચીન કાળથી તેની ઉત્પત્તિ અને બનાવટનુ કામ જાણે છે બોર્નિયામા કપુર ના દસ બાર ફીટના ઘેરાવાળા જાડા થડના ને મોટા થાય છે એ ઝાડ લગભગ સાગના ઝાડને મળતા આવે છે કયા ઝાડમાથી કપુર મળશે, તે જગલીઓ જાણે છે કારણ કે એક જાતના જીવડા તેની છાલમા કાણુ પાડી અદરનો ભાગ કોતરી પોલો કરીને તેમા રહે છે એ જીવડાના ગણગણાટને લીધે આ ઝાડમા કપુર છે એમ તેઓ પારખી લે છે વળી જુવાન ઝાડના થડને ટચકો મારી ગુદરની માફક તેમાથી નીકળતા રસ ઉપરથી પણ તેઓ આમાથી કપુર મળશે કે નહી તે જાણી લે છે ઝાડના થડમા જીવડાએ કરેલા પોલાણમા ઝાડનો રસ ઝરી ઓક્સીજન સાથે મળી પોલાણમા કપુરની કર્પોટીઓ બાઝે છે જગલી લોકો એવા ઝાડને કાપી પોલાણમાનો નિસાર ઉકરડી લે છે પછી લાકડાના નાના ટુકડા કરી તેને ઉકાળીને તેમાથી તેલ અને થોડુ ઘણુ કપુર પણ બનાવી લેવામા આવે છે

બ્રહ્મામા એક બીજી જાતના પણ કપુરના ઝાડને મળતા ઝાડ થાય છે બ્રહ્મીઓ તેમાથી કપુર જેવો સફેદ સુગધીદાર પદાર્થ બનાવે છે આ પદાર્થ કપુર તરીકે ચાલે છે, પણ તે ખરૂ કપુર નથી ઝાડની જાતનો ફેર છે એ ઝાડ ફારમોસાના કપુરના ઝાડને મળતુ નહી પણ બોર્નીયોના ભીમસેની કપુરના ઝાડને કઇક મળતુ હોય છે સુગધીદાર રસ અને ગુદર ઉત્પન્ન કર નાર બીજા દેશના ઝાડોમા આવી જાતના ઝાડ થાય છે- તેમાથી ટરપેન્ટાઇન જેવા અતી પ્રવાહી ગરમ કરતા ઉડી જાય એવા તેલો નીકળે છે આનળ

જણાવવામા આવ્યુ તેમ ઝાડનો રસ અને તેમાથી સ્ફુરતી સુગંધીદાર તેલી વરાળ ઓક્ષીજન સાથે મળતા જેમ કપુર થાય છે, તેમ બીજી જાતના ઝાડો ના રસની પણ એવી બનાવટો કુદરતી રીતે અને અખતરાઓદ્વારા બનાવાય છે મસાલાના ટાપુઓ અને બરમાથી માડીને ચીનાઇ કીનારા લગી બધેજ કપુરના ઝાડને મળતા ઘણા ઝાડો થાય છે, પરતુ ફારમોસાના ઝાડો તેજ ખરા કપુરના ઝાડો છે, અને તેમાથી જેવુ ઉચી જાતનુ કપુર મળે છે તેવુ બીજા કોઇ ઝાડોમાથી મલતુ નથી

ચીનના કીનારા ઉપર આવેલો ફારમોસાનો ટાપુ ખરેખરી રીતે તો કપુરના ઝાડોનુ ઘેર છે ફારમોસાના જગલો એ ઝાડોથી ભરેલા છે એટલુજ નહી પણ જુના અને મોટા ઝાડોનો એવો મોટો જથો ત્યા જામેલો છે કે, દર વરસે દસ હજાર ઝાડ કાપવામા આવે છે તેમ છતા નો વરસ સુ'ધી ખુટે તેમ નથી કપુરના ઝાડનુ' લેટીન નામ સીનામોમસ કેમ્ફોરા છે આ ઝાડ મોટુ ડાળા પાખડાથી વિસ્તારવાળુ અને એવુ લીલુછમ રહે છે કે જોનારની આખ ઠરી જાય ફારમોસાના પહાડી જગલમા ટેકરીઓની તળેટીઓ તેના લીલાછમ ઝુડના ઝુડથી અત્યત રળીઆમણી લાગે છે એની ઉચાઇ અને વિસ્તાર તેને એક દેવઝાડની ઉપમા અપાવે એવો છે એ ફારમોસાના ઝાડોમાથી સઉથી સસ્તુ અને પુષ્કળ કપુર મળે છે ઓગણીસ મહકામા જાપાનીઓને હાથ આ ટાપુ આવ્યા પછી કપુરની પેદાશ અને વેપાર ખુબ ખીલવવામા આવ્યા છે જાપાનીઓએ ત્રણસે ચારસે માઇલના વિસ્તાર ઉપર જગલીઓને દુર અને કબજે રાખવા માટે લશ્કરી ટુકડીઓ મુકી બદોબસ્ત કર્યો છે લગભગ આઠ હજાર કારખાના કપુર કાઢવાને તેમણે ઉભા કર્યા છે જે ઝાડો કપાય તેને ઠેકાણે બીજા ઝાડો ફરીને રોપવાની ગોઠવણ કરી છે કપુરના આ વેપારમાથી જાપાનને દર વરસે સવા ચાળીસ કરોડ રૂપિયાની ઉથલપાથલ થાય છે, જ્યારે કપુર તઇયાર કરવા પછળ તેમને માત્ર છ આના જેટલુજ ખરચ આવે છે

આપણા દેશમા કપુરના ઝાડ સહેલાઇથી ઉગાડી શકાય તેમ છે પહાડી ખીણો પચાસ ઇચ વરસાદ અને રેતાળ ગોરાડુ ભોયની તેને જરૂર છે આવી ભોય અને રૂતુ હિદુસ્તાનમા ઠેકઠેકાણે છે મલબાર કાઠો મહીસુર પશ્ચિમ હિદુસ્તાન ગુજરાત સાતપુરા ને વિધ્યાચળ અને અરાવલીના ડુગરોમાની ભોય કપુરના ઝાડ ઉછરે એવી છે અમેરીકા, આફરીકા અને બીજા નાના મોટા પાસીફીક મહાસાગરના બેટોમા યુરોપીયનોએ કપુ

રના ઝાડ ઉગાડવાના અખતરા કરવા માંડયા છે, તો શા માટે હીંદે એમ કહેવુ ? હીંદમા સાહસ નથી, પોતાની ખેતી પ્રતીજ જ્યા ઉપેક્ષા છે ત્યા નવીનતા આણવાની વાતજ કયા ! કપુરના ઝાડ બે રીતે થાય છે - એક બી વાવીને અને બીજુ કલમો રોપીને કલમ કરતા બી વાવીને ઉછેરેલા ઝાડ સારા થાય છે ચીન અને ફારમોસામા ઓક્ટોબર નવેમ્બરમા કપુરના ઝાડના બી ભેગા કરી સુકી રેતીમા દબાવી રાખવામા આવે છે મે અને જુન માસમા પોચી કરેલી જમીનમા પછી છુટથી પેરવા-વાવવામા આવે છે ડાંગેરનુ ધરૂ જેમ મહીના માસનુ કરવામા આવે છે તેમ આનુ ધરૂ એક વર્ષનુ કરવામા આવે છે છોડ એક વર્ષનો થાય એટલે તેને ઉખાડી યોગ્ય જમીનમા સોળ સોળ ફુટને અતરે રોપવામા આવે છે ચીનાઓ અને જાપાનીઓ એક એકર મા બારસેથી તેરસે છોડ રોપે છે દસ વર્ષે કપુરનો છોડ વધી ત્રીસ ફુટ ઉંચુ ઝાડ બને છે એ ઉંમરથીજ તે કપુરનો રસ આપવા માડે છે સાઠ વર્ષ સિવાય ઝાડ પરિપુર્ણ પુખ્ત થયુ કહેવાય નહિ, તો પણ કપુર મેળવવાને માટે તેને વીસ વર્ષનુ તો થવા દેવુ જોઈએજ પાચ વર્ષના પાદડામાથી પણ કપુર કાઢવામા આવે છે એક એકરમાથી વરસે પાચ ટન પાદડા એકઠા થાય છે, અને તેમાથી સો સવાસો રતલ કપુર નીકળે છે ખરી પડેલા પાન પણ ખપ લાગે છે, એકઠા કરેલા પાદડાને વરસાદ અને તાપથી સાચવવા પડે છે ફારમોસાનુ બાર ફીટ ઘેરાવવાળા થડનુ ઝાડ પદર હજાર રૂપીઆનુ કપુર આપે છે ઝાડની પુખ્તાઈ મુજબ તેના લાકડાની ૩૦-૪૦ રતલ ચીપોમાથી એક રતલ નીકળે છે તેના નાના નાના કકડા કરી ઉકાળવામા આવે છે કેટલીક વાર કપુર ની પોપડીઓ ઉપરાત પાણી ઉપર તેનુ તેલ પણ તરતુ મળી આવેછે દુર ગામ લઈ જવા કરતા જગલમા ને જગલમા કપુર કાઢવાનુ સસ્તુ પડે છે, ગામડીઆ લોકે તઈયાર કરેલુ અસ્વચ્છ કપુર કારખાનાઓમાથી જાપાનમા લઇ જવામા આવે છે અને ત્યા શુદ્ધ કરવાની ભઠ્ઠીઓમા ગાળી તેની ટીકડીઓ પાડવામા આવે છે. અસ્વચ્છ કપુર હિંદમા પણ આવે છે અને આપણે અહિ મુંબઇ વગેરે સ્થળે જુની રીતે સ્વચ્છ કરવામા આવે છે પણ ટીકડીઓ પાડતા નથી

નિકળવાથી બીજા દેશોમા પણ તેનો ખપ પ્રતિદિન વધતો જાય છે કપુરનો વેપાર જાપાને એક હાથ કરેલો હોવાથી તે ભારે કિંમત ઉપજાવે છે અને ઉપયોગ વધે છે ઉપજ માત્ર ચીન ફારમોસામા છે એટલે જાપાન આખો વેપાર પોતાને હાથ રાખી ભારે કિંમત લે છે યુનાઇટેડ સ્ટેટસ માડાગાસ્કર ઈટલી ફ્રાંસ ઈજીપ્ત ફ્લોરીડા કેલીફોરનિયા અઇગમ ક્વીન્સલેન્ડ આસ્ટ્રેલીયા મોરિશિયસ લંકા સિહલદ્વીપ અને બીજે ઘણે ઠેકાણે તેની વાવણી કરવાનુ કામ ચાલુ થયુ છે આપણે અહિં હિંદુસ્તાનમા પણ તેની વાવણી કરવાનુ કામ ચાલુ થયુ છે હિંદુસ્તાનમા કેટલેક ઠેકાણે તેની વાવણી કરવાના યત્ન થવા માડ્યા છે બંગાળમા સીબપુરની બોટાનિકલ ગાર્ડનમા કપુરના ઝાડ સારી રીતે ઉછેર્યાં છે મહીસુર અને હિંદની બીજી કેટલીક સરકારી ગાર્ડનો અને ખાનગી બગીચાઓમા કપુરના ઝાડ વાવવામા આવ્યા છે અને તે સારી રીતે ફાલ્યા છે અમદાવાદ અને વડોદરા જેવા શહેરોની જાહેર ગાર્ડનોમા મ્યુનિસીપાલીટી વગેરેએ એવા ઝાડ ઉછેરવા જોઈએ સરકારી ખેતીવાડી ખાતા તરફથી બરમા અને ઉતર હિંદુસ્તાનમા એ ઝાડો ઉછેરવાના અખતરાઓ ચાલુ થયા છે ગુજરાતમા આબુ ઇડરગઢ અને બીજે ઘણે ઠેકાણે દેશી રાજાઓ યત્ન કરે તો કપુરના ઝાડને ઉછેરવાને યોગ્ય જમીન અને ૠતુ છે આ બાબત બગીચાની શોભા તરીકે કે કમાઇ તરીકે હાથ ધરવામા આવે તેના કરતા ખેતી અને વેપારની નજરે હાથ ધરવામા આવે તો ઘણો લાભ કરી આપે એવી છે આપણો દેશ ખેતીવાડીને વધારે બંધ બેસતો છે અને બીજા બધા સુધારા કરતા જમીન મારફત થતી ઉપજને વધારવાની ઘણી જરૂર છે સરકારનુ તેમજ આમ વર્ગનુ માનવુ પણ એજ છે કે હિંદનો ઉધ્ધાર બીજા કોઈ પણ કાર્ય કરતા ભોયની ઉપજથી વધારે સારી રીતે થાય તેમ છે, કારણ કે હિંદમા દુનિયાના બધા દેશોના હવા પાણી છે બરફ જેટલી ટાઢ જોઇએ તો છે, બારેમા ભારે વરસાદ છે નદી નાળા ને મોટી મોટી નદીઓ છે પર્વતો અને એનીને યોગ્ય ખીણો તથા તળેટીઓ જોઇએ તેટલી છે, ગરમી જોઇએ તો તે પણ આફ્રીકા જેટલીજ કોઇ કોઈ ભાગમા છે મોઇસ્ટ હવા જોઇએ તો તે પણ છે એટલે કે હિંદમા જે જોઇએ તે છે. માત્ર યત્ન ખંત મહેનત ધન અને શાસ્ત્રીય પધ્ધતિએ લાભકારક વાવેતરો કરવાની ખોટ છે નામદાર સરકારે અને પશ્ચીમ તરફના વઇભવમા તલ્લીન થઇ જતા રાજા રાણાઓએ પ્રથમ પ્રેમાનુ ઘર જમીનક્ષેત્ર સુધારવા તરફ લક્ષ આપવાનુ બાકી છે નહિ તો આર્યોએ પસંદ કરેલી સપ્તસિંધુને આદિ લઇ ભારતભુમિ - દુનિયાની બીજી ભુમિઓ સાથે સરખાવતા પહેલા નંબરની ફળદ્રુપ રત્નગર્ભા છે

# નાતાલ-ઝુલુલેન્ડ.

—**********—

શેરડીઓના ખેતરો, દરીઆ કીનારે નાતાલને ઝુલુલેન્ડના ૨૪૦ માઈલ, દરબાનની દક્ષિણ તરફ અને ૧૬૦ માઇલ ઉત્તર તરફ આવેલા છે સને ૧૯૦૫ પછી ત્યા શેરડીમાથી ખાડ બનાવવાના કારખાનાઓનો ઉદ્યોગ ( શુગર ઇન્ડસ્ટ્રી ) નો વધારો ઘણીજ સારી રીતે થયેલો છે કે જે દશ વર્ષમા લગભગ ૧૮૭ ટકા વધારે ( ૧૯૧૯ મા ) એટલે લગભગ બમણી પેદાશ વધ છે નીચેના આકડાઓ સારો ખ્યાલ આપે છે.

| | | | | | |
|---|---|---|---|---|---|
| સને ૧૯૦૫ મા | લગભગ | ૨૯૭૯૫ ટનુ | ખાડ | થઇ | |
| " ૧૯૦૮ " | " | ૫૦૦૦૦ " | " | " | |
| " ૧૯૧૮ " | " | ૧૪૩૬૦૦ " | " | " | |

હાલ એકદર કારખાના લગભગ પચીસેક છે જેમા મોટામા મોટુ ૧૫૦૦૦ થી ૧૬૦૦૦ ટન સાકર કરે છે સાકર ચોકખી કરવાને માટે ખાસ બે કારખાના દરબાનમા હાલ કામ કરે છે

દરબાનની દક્ષીણે શેરડીના ખેતરોનુ ક્ષેત્રફળ વધે એવો ખાસ સભવ જોવામા આવતો નથી પણ ઉત્તર ભાગમા ઠેઠ પોર્ટુગીઝ ઇસ્ટ આફ્રીકા સુધીની જમીન શેરડીના પાકને ખેડ માટે ઉપયોગી છે જતે દહાડે આ જમીન એ કામ ગારૂ વપરાશે તો સુમારે એકદર કરોડ ટન સાકરની પેદાશ ત્યા નીકળે એવો સભવ છે ઉપર જણાવેલી પેદાશ જો તત્ર થાય તો જરૂર ત્યાના ખાડના કારખાનાની ગણના આખી દુનીયામા સારી ગણાશેજ

અગાઉ ઉપયોગમા વાપરવા મોઝાબીક તથા મોરીશીયસની સાકર ના તાલ વીગેરે સ્થળોમા આવતી હતી પણ હાલ તે ઓછી થતી જાય છે, કે જે નીચેના આકડાથી જણાશે

૧૯૧૮ મા ૧૩,૮૯૫ ટનુ સાકર મગાવેલી હતી અને ત્યાર બાદ ઢા યમનો આકડો ઓછો થાય છે તેમજ ત્યાની સરકાર પણ મદદ કરવા માટે જે સાકર પરદેશથી મગાવે તો ૪ પાઉડ અને ૧૦ શીલીગ ટને (ઇમ્પોર્ટ ડયુટી) આયાત ઉપર લે છે અને નીકાશ માટે (એક્સ-પોર્ટ) ઉલટો એક પાઉન્ડ ટને મોકલનારને મળે એવી ગોઠવણ કરેલી દેખાય છે આને લઇને હાલ સાકરની જે ખપત એ દેશમા છે તેટલી સાકર ત્યાનાજ કારખાનાઓ

પુરી પાડે છે અને વધારો તેમજ ભવિષ્યનો વધારો પરદેશ નીકાસ કરવા માટે ત્યાના લોકો તથા સરકાર મળી બધ બેસ્તી ગોઠવણ કરવા ઇતેજાર છે અને જરૂરની સગવડ બનતી ત્વરાએ કરી આપે છે ફક્ત સાકર તઇયાર કરવામા આવે છે તેનુ ખર્ચ જતા જે ભાવે તે વેચાય તે ભાવ દુનિયાના ભાવો જોડે પોષાશે કે નહિ તે ખાસ જોવાનુ છે અને તે ઉપર ધ્યાન આપી કેમ તઇયાર કરવા માટે ખર્ચ ઓછુ થાય તે માટે હાલ ત્યાના લોકો ધ્યાન આપી રહયા છે

એટલુ તો દેખીતુજ છેકે ખેડના સુધારા અને કારખાનાના સુધારા સર્વ પુરતા ધ્યાનમા રખાય તો ચુબાની શેરડીને માટે જે જોઇએ તે પ્રમાણે સગવડ સહેજે કરી લેવાય અને એને લઇને એકરે હાલના કરતા વધારે ફાયદો થાય તેમજ શેરડીમાથી પણ રસ વધારે ઉત્પન કરવા ઘટતા ઉપાયો તથા શોધખોળ કર્યા જ જશે બીટમાથી બનતી સાકર જોડે સરખાવતા આ દેશની સાકર સસ્તી કે એજ ભાવની પડશે એ ખાત્રી નથી ફક્ત જો આ કારખાનાઓને શરૂઆતમા ( ઇમ્પીરીઅલ પ્રેફરન્સ ) ઇગલેડની સરકાર મદદ આપે તો બને એમ લાગે છે

ક્વીન્સલેન્ડમા કાફીર લોકો ઘણે ભાગે કામ કરે છે અને મજુરોની તાણ પડે છે કાફીર લોકો બનતુ કામ તો કરે છે પણ એ લોકોને થાક તરતમા લાગી આવે છે એથી લાબો વખત કામ કરી શકતા નથી મતલબ કે સંચા કામને ખોટીઓ થાય છે આ સ્થીતી ઘણે ભાગે ત્યાના હવા પાણીને લઇને હશે બીજુ મજુર વગ થોડી રકમ મેળવશે કે પોતાને ગામ ઝુપડામા રહી એ રકમ પહોચે ત્યા સુધી મહેનત વગર બેસી રહે છે આવી બીન કાળજીને લઇને પરદેશી મજુરો મેળવવા ત્યાની સત્તા તથા કારખાનાના લોકો બનતો પ્રયત્ન કરે છે (ઇન્ડેન્ચર્ડ લેબર) ચીની મજુર એગ્રીમેન્ટ સાથે કામ આપે છે કેમકે તે પરદેશી હોવાથી કાયમ કામ કરે છે, મહેનતુ છે, તથા તેઓને એક પ્રકારની કાયમ બીક રહે છે તેથી હમેશના દબાયલા હોય તેમ વર્તે છે આ મજુરોની મદદથીજ ત્યાનુ સાકરનુ કામ ધમધોકાર વર્ષો વર્ષ આગળ ધપે જાય છે

આ દેશમા અતીશય ઉષ્ણતા ૭૧ ડીગ્રી સુધી જાય છે અને થોડામા થોડી ગરમી ૨૬ ડીગ્રી હોય છે વરસાદ સુમારે ચાલીસ ઇચ જેટલો આવે છે વરસાદ વગરના દીવસોમા ૭૧ ને બદલે ૧૧૮ ને ૨૮ ને બદલે ૩૩ ડીગ્રી એ બારોમીટર રહે છે એટલે મીટરનુ વાચન ૨૯-૯-૮૨ થી ૩૦-૩૩ સુધી રહે છે

# નાતાલ-ઝુલુલેન્ડ.

—**********—

શેરડીઓના ખેતરો, દરીઆ કીનારે નાતાલને ઝુલુલેન્ડના ૨૪૦ માઈલ, દરબાનની દક્ષિણ તરફ અને ૧૬૦ માઇલ ઉત્તર તરફ આવેલા છે સને ૧૯૦૫ પછી ત્યા શેરડીમાથી ખાંડ બનાવવાના કારખાનાઓનો ઉદ્યોગ (શુગર ઇન્ડસ્ટ્રી) નો વધારો ઘણીજ સારી રીતે થયેલો છે કે જે દશ વર્ષમા લગભગ ૧૮૭ ટકા વધારે (૧૯૧૯ મા) એટલે લગભગ બમણી પેદાશ થઇ છે નીચેના આકડાઓ સારો ખ્યાલ આપે છે.

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| સને | ૧૯૦૫ મા | લગભગ | ૨૯૭૯૫ ટન | ખાંડ | થઇ | |
| „ | ૧૯૦૮ „ | „ | ૫૦૦૦૦ „ | „ | „ | |
| „ | ૧૯૧૮ „ | „ | ૧૪૩૬૦૦ „ | „ | „ | |

હાલ એકંદર કારખાના લગભગ પચીસેક છે જેમા મોટામા મોટુ ૧૫૦૦૦ થી ૧૬૦૦૦ ટન સાકર કરે છે સાકર ચોકખી કરવાને માટે ખાસ બે કારખા' ના દરબાનમા હાલ કામ કરે છે

દરબાનની દક્ષીણે શેરડીના ખેતરોનુ ક્ષેત્રફળ વધે એવો ખાસ સભવ જોવામા આવતો નથી પણ ઉતર ભાગમા ઠેઠ પોર્તુગીઝ ઈસ્ટ આફ્રીકા સુધીની જમીન શેરડીના પાકને ખેડ માટે ઉપયોગી છે જતે દહાડે આ જમીન જો કામ ગાઉ વપરાશે તો સુમારે એકંદર કરોડ ટન સાકરની પેદાશ ત્યા નીકળે એવો સભવ છે ઉપર જણાવેલી પેદાશ જો તત્ર થાય તો જરૂર ત્યાના ખાંડના કારખાનાની ગણના આખી દુનીયામા સારી ગણાશેજ

અગાઉ ઉપયોગમા વાપરવા મોઝાંબીક તથા મોરીશીયસની સાકર નાતાલ વીગેરે સ્થળોમા આવતી હતી પણ હાલ તે ઓછી થતી જાય છે, કે જે નીચેના આકડાથી જણાશે

૧૯૧૮ મા ૧૩,૮૦૫ ટન સાકર મગાવેલી હતી અને ત્યાર બાદ તા યમનો આકડો ઓછોજ થાય છે તેમજ ત્યાની સરકાર પણ મદદ કરવા માટે જો સાકર પરદેશથી મંગાવે તો ૪ પાઉંડ અને ૧૦ શીલીંગ ટને (ઈમ્પોર્ટ ડયુટી) આયાત ઉપર લે છે અને નીકાશ માટે (એક્સ પોર્ટ) ઉલટો એક પાઉન્ડ ટને ગોકળનાને ગણે એવી ગોઠવણ કરેલી દેખાય છે આને લઇને હાલ સાકરની જે ખપત જે દેશના છે તેટલી સાકર ત્યાનાજ કારખાનાઓ

ાના કકડા કરી પછી શેરડીઓના ટુકડાઓ પણ વાવે છે પછી ચાસને ાણે છે ઉપલુ નટોડુ સુમારે ચાર ઇંચ જેટલુ થર રૂપે રહે છે વાવણી બાદ ગોતુ વગેરે હાથે કાઢવાનો રીવાજ લાગે છે અને બે ચાસની વચ્ચે હળ કે એને લગતા હથીઆરનો ઉપયોગ સારો કરે છે ખેડ કર્યા ીની જમીનમા ગોતુ વિગેરે રહેલ હોય છે મજુરોની તગી અને બેદરકારી ાગેરેને લઇને કાઈ ખેડ ખાસ ઉત્તમ પ્રકારની તો ખાસ હોતી નથી

આ શેરડીઓના ખેતરમા પોટાસ તથા ફોસફરસ અને ચુનાનુ પ્રમાણ થોડુ રહેલુ છે એથી આ ત્રણે ખેતરોની જરૂર વધતા ઓછા પ્રમાણમા રહે છે જે પ્રમાણે આ ખાતરનો ઉપયોગ કરવામા આવે છે તેજ પ્રમાણે ઉપજ ઘણે ભાગે શેરડીમાથી મળી આવે છે ખાતર નાખવુ એવો ફાયદો નથી કેટલાક નાખે છે કેટલાક નથી પણ નાખતા જે ઉપયોગ ખાતરનો કરતા નથી એમને ભવિષ્યમા ફાયદો જોઇતો થવાનો નહિ એ સ્વભાવિક છે

ઝુલુલેન્ડમા કાપણી પહેલા ખેતરોને બાળે છે કેમકે ઉબાના સુકા પાદડા કાઢતા મ્હેનત પડે છે પણ નાતાલમા જ્યા પ્રમાણમા મજુરો વધારે છે ત્યા એમ થતુ નથી શેરડીઓ બળદના ખટારામા નાખી નાખે છે અને તેને ટ્રામમા ફેરવી શેરડીઓના કારખાનામા લઈ જાય છે સગવડ હોય તે રેલ્વેમા પણ શેરડીઓ નાખી કારખાને પહોચાડે છે કાપણીનુ ખર્ચ ૭ શિલીંગ સુમારે આવતુ હશે ઝુલુલેન્ડમા શેરડીનો બીગાડ કાપતા પુષ્કળ થાય છે તેની સગવડ થાય તો એકદર વધારે ફાયદો સાકરના પ્રમાણમા થઈ શકે

ખેડવા તરીકે પાક સાત વર્ષ સુધી પણ રાખે છે એ વખતે ખેડ બે ચાસ વચ્ચે કરે છે ને ગોતુ હાથેથી કાઢી નાખે છે

ઉબાનો પાક ૧૮થી૨૪ મહીને પાકે છે ખેડવાને કાઈક ઓછો વખત લાગે છે

દક્ષિણ આફ્રીકામા ઉબા નામની શેરડી છે જે પુનેમી ત્યા ગએલી છે એમ સમજાય છે તે ઘણી જગ્યાએ વવાય છે આ જાતના મુળીઆ ઉંડા જાય છે તેમજ ઓછે પાણીએ ઉગી શકે છે માન્યતા છે બીજી જાત લીલી નાતાલી શેરડી છે તેનુ પ્રમાણ ઉબા કરતા ઓછુ છે કેમકે એનો ઉતાર જોઇએ તેવો નથી આવતો જતો વધારે નથી એ ઠીક નથી કેમકે કાઇ પણ પ્રકારના છોવટ

કે (રૂગમ) દરદ શેરડીઓમા આવે તો આખા ખેતરોની ખેતરોને ઘણીજ ખોટ આવે એ દેખીતુ છે

જે શેરડીઓ વપરાશમાં લેવાય છે તેમાંથી પસદગી પણ થતી નથી. સારા પાકપર પુરતુ ધ્યાન નથી જે શેરડીઓ નકારી હોય અને કારખાનાવાલા લેતા નથી તેનો વાવવાના કામમા ઉપયોગમાં લે છે આને લઈને (યલોસ્ટ્રાઇપ) પીળી પટીઓ પડી ગયેલી શેરડીઓ બહુજ હોય છે-૧૯૧૭ની સાલથી (રેડ રોટ) લાલ ચાઠા પણ શેરડીઓમા પડેલા હોય છે એવી શેરડીઓ નીકળે છે અને એકદર ખેતરો આને લઇને નબળા પાકનો દેખાવ આપે છે આ ઉપરથી જણાશે કે વાવતા પસદ કરેલ સારી શેરડીઓની તો ખાસ જરૂર છે નાતાલમા તો ઝુલુલેન્ડ કરતા પણ પસદગીની જરૂર વધારે છે તેમજ શેરડીની નવી જાતો પણ ઉત્પન કરવા મથવુ એ પણ વાત ધ્યાન બહાર નજ હોવી જોઈએ.

પાણીની ખાસ સગવડો નથી વરસાદ ઉપર ઘણોજ આધાર રાખેલો છે આને લઇને બીજી જાતો બીજા દેશથી લાવી વાવવાની પણ મુશ્કેલી છે જે શેરડીઓ જોઇએ તે ઓછા પાણીથી ઉછરે એવી જાત ત્યા હાલ તો ઉપયોગ થાય એમ છે

ઉપરની હકીકતથી જણાસે કે જો સુબાને સવાનો કે કોઈ બીજી જાતનો ઉપદ્રવ પેઠો તો આખા શેરડીના પાકની સ્થિતી બહુજ ભયકર થઇ પડે, કેમકે બીજી સારી શેરડી ત્યા હાલ ન જેવીજ છે

પાણીની તગીને લઇને ઉત્પતી પાણી જે પ્રમાણે મળેલ હોય તેજ પ્રમાણે મળે છે એ સ્વભાવીકજ છે એટલે પાણી ઉપરજ આધાર છે, એમા વધારે ઓછા વરસાદથી પણ પાકમા વધારે કે ઓછો પાકનો ફેર બહુજ પડે છે બીજુ જમીન પ્રમાણે એટલે સારી નરતી જમીન પ્રમાણે પાક ઉતરે છે આથી ખાસ-આકડા આપવા અહી સલામત નથી નદી પાસે ઝુલુલેન્ડમા ૫૦ ટન પણ ઉતરે છે એવા દાખલા છે તે સાધારણ તાજીથી ઝુલુલેન્ડમા ૪૦ ટન આવે છે.

શેરડીમા સાકરનુ પ્રમાણ પણ ઉપલા કારણપર આધાર રાખે છે ૦-૯ થી ૪ ટન સુધી એક એકર જમીનમાથી સાકર નીકળી શકે છે આ જોડે એટલુ પણ કહેવુ જોઇએ કે નકારી ખેડને કાપતી વખતે થતો બગાડ સાકરની ઉત્પતીમા ઘણોજ ફેર પાડે છે

શેરડી પુરી પાકેલી હોય તે પણ કાપવામા આવે છે; કેમકે કારખાના મા સાકરનું પ્રમાણ ઓછુ કે વધારે હોય તો પણ ભાવ એકજ હોય, છે સુમારે શેરડીમા સાકરનુ પ્રમાણ ૧૨ થી ૧૪ ટકા સોએ હોય છે એકદર રસનો પ્રકારે કઈ બહુ ખોટો હોતો નથી. ૧૯૧૫ થી ૧૯૧૮ ના સરેરાસના નીચે આકડા આપેલા છે તે ઉપરથી જણાશે કે ખોટ દેખીતી અમુક અમુક કારણોથી કેટલી આવે છે

| | | | |
|---|---|---|---|
| ૧ ૧૦૦ શેરડી ઉપર મોટા કારખાનામા | ૩–૫ થી ૪–૫ | ટકા | ખોટ હોય છે |
| ૨ ચરકામા રસ કાઢતા | ૧–૩ થી ૨ | ,, | ,, |
| ૩ રસ ઉકાળતા | ૨ થી ૩ | ,, | ,, |

નાના કારખાનાઓમા વધારે ખોટ હોય છે આ નુકશાનીના કારણોમાં થી થોડા નીચે આપેલા છે,

૧ સુભા જાતની શેરડી સારી નથી

૨. અથામા સુધારો કરવાની જરૂર છે

૩ શેરડીઓ ઘણી ખરી કાચી કારખાનામા વપરાય છે

૪ રસાયનશાસ્રીઓનો ઉપયોગ લેઇએ તેવો નથી

આ શેરડીઓમા રેશાઓનુ પ્રમાણ ૧૪ થી ૧૬॥ ટકા હોય છે એટલે શેરડી નરમ છાલની નથી ચોનરામા સાકરનુ પ્રમાણ પણ ધારવા કરતા વધારે પ્રમાણમા જાય છે

શેરડીના રસમાં ગુદર જેવો પદાર્થ બહુજ હોય છે આ ચોકખો કરવા વાસ્તે (કારબોનેશન) મહેનત કરે છે અને તેથી રસ સારૂ થાય છે પછી સાકર કરવામા આવે છે ઞમાથી બગાડ નીકળે છે તેને ખાતરના ઉપયોગમા લે છે (મોલેસીસ) છેવટનો ભાગ રહે છે તેનુ નેટેલાઈટ કરેલો તે સચામા બળતણ તરીકે વાપરે, છે

ઉપલી સ્થીતી કરતા હીદુસ્તાનમા બહુ ફેરફાર નથી ઉત્તેજનની જરૂર છે સરકારે વચ્ચે કાઇક ધ્યાન આપ્યુ હતુ પણ હાલ પાછુ સર્વે વાતે બધ પડી ગયુ છે

"શ્રી હર્ષ"

## દાહોદ સરકારી ફારમથી દાહોદ અને ઝાલોદ તાલુકામા ખેતી સબંધી કયા કયા સુધારા થઈ શકે એમ છે તે વિષે

# સામાન્ય હકીકત.

લેખક પ્રાગજી રણછોડજી દેસાઈ—
દાહોદ ફાર્મ સુપ્રીન્ટેન્ડન્ટ

દાહોદ અને ઝાલોદ તાલુકામા કાળી ભુરી લાલ અને પત્થર વાળી અને ટેકરા ટેકરી વાળી જમીન જણાય છે નાના નાના વહેળ પણ માલમ પડે છે વળી વચ્ચે વચ્ચે જગલની ટેકરી પણ આવે છે ખેડુત વર્ગ ઘણેખરે ભાગે પટેલીઆ અગર તો ભીલ કોમના હોય છે તેઓ ગાય અને ભેસ ઘણા મોટા પ્રમાણમા રાખે છે ઢોરની જાત નાની હોય છે અને ઉછેર તરફ તેમજ તેમને જોઈતા સધાચારા વિગેરે પ્રત્યે ઘણી ઓછી કાળજી અપાય છે તેથી તેમની દુર્બળ સ્થિતી જણાય છે ચોમાસામા મકઈ, તલી ગમ તલી, અડદ, મગ, ચોળા, શણ અને જુજ ભાગે ડાંગરનો પાક થાય છે થોડા વરસ થયા દાહોદ તાલુકામા મગફળી (સ્મોલ જાપાન અને સ્પેનીશ પીનટ નામની).નુ વાવેતર દાખલ થયુ છે અને એક બે વરસ થયા ખાનદેશી કપાસનુ વાવેતર કોઇ કોઇ ખેતરવાર જણાય છે પણ હજુ ઘણે ખરે ભાગે ખેડુત ચોમાસામા વરસાદ થયે એકાદ ખેડ કરી મકઈનુ વાવેતર કરે છે અને મકઈ લીધા પછી શીઆળામા ઘઉં અગર ચણા વાવે છે મકઈના વાવેતરમા બહુ ખેડ કરવામા આવતી નથી, વાવેતર થયુ કે તરત ચાસડા હળ વતી ચીરવામા આવે છે અનુકુળતા એ એકાદ વખત નીંદવામા આવે છે અને ત્યાર બાદ એકાદ મહીનાની મકઈ થાય ત્યારે હળ વતી આડુ ઉભુ ફેરવી ખેડ કરી ચાસવામા આવે છે ત્યાર બાદ માળો કરી મકઈને સાચવવામા આવે છે આ ભાગમા ભુરી જમીનનુ પ્રમાણ વધારે જણાય છે ભુરી જમીન ઘણીજ ફળદ્રુપ હોય છે કારણ કે ચોમાસામા મકઈ અને શીઆળામા તેની તેજ જમીનમા ઘઉં થાય છે અને અનુકુળતા એ બન્નેનો સારો પાક થાય છે એક બળદની જોડથી બે મણ મકઈ એટલે આશરે ૪ એકર જમીનનુ વાવેતર કરતા તેમજ ચાસતા ચીરતા લગભગ આઠ દસ દીવસ જાય છે એકાદ એકરમા, તલ અગર તલી, મગફલી, અગર ચણ... કરે છે એટલે એક બળદની જોડ પર મહેનત પાચ ...મી ... આળ... દવાળા તેમજ વેહેલા વરસાદવાળા વર

ગમા કાતરનો ઉપદ્રવ ઘણેખરે ભાગે ભુરી જમીનમા ઘણોજ જણાય છે કોઇ કોઇ વાર મકઇના આખા ખેતરનો નાશ થાય છે અને ખેડુતને પાછુ વાવવુ પડે છે ઉપલા ખેડુત ઘણેખરે ભાગે બી સગ્રહી રાખતા નથી અને વાવેતર વખતે ઉંચા ભાવનુ અગર બી બમણુ અગર તમણુ આપવાની સરતે જેવુ મળે તેવુ લાવી વાવેતર કરે છે જમીનમા ખડ અગર ખમલુ બહુ ઝપાટા બધ વધી જાય છે અને કોઇ કોઇ વખત મુખ્ય તુલને પીળુ પાડે છે અને ઘણુ નુકશાન કરે છે દાહોદની નજીકના ખેડુત જગલમાથી ઘાસ લાકડા વિગેરે દાહોદની બજારમા લાવી વેચે છે ખેડુત લોકનો મુખ્ય ખોરાક મકઇ છે મકઇને દલી રોટલા બનાવે અગર તો એને ભરડી છાશ સાથે ઉકાળી રાબ બનાવે છે અગર તો પાણીને ઉકાળી મીઠુ નાખી દાટ બનાવી દાળ સાથે ખાય છે મરચા અને મીઠાનો ઉપયોગ કરે છે અને કોઇ વખત શાક ભાજીનો ઉપયોગ કરે છે ખેડુત લોકની સ્થિતી દુર્બળ છે દેવામા ડુબેલા છે આળસુ, સુસ્ત દારૂના વ્યસનમા સપડાએલા તેમજ ભાગ અગર તમાકુનો ચલમ વાટે ઉપયોગ કરી તેઓ મગ્ન રહે છે તેઓ સતોષી છે અને સાહસીક નથી શરદ રૂતુમા મેલેરીઆ તાવનો ઉપદ્રવ વધુ હોય છે કઇ કઇ ભાગમા વાળાના નામ હોય છે કારણ કે વાવ અને તળાવના ગદા પાણીનો પીવા માટે ઉપયોગ થાય છે કુવાની સખ્યા જુજ છે આ ભાગમા ખેડુત ઘણેખરે ભાગે છુટા છવાયા ઉચી જગ્યામા બાધેલા છાપરા અગર ઘરમા રહે છે

## હવે મુળ વિષય પર આવીએ

દાહોદ ખેતીવાડી ફાર્મ ના સરકાર તરફથી સને ૧૯૦૪મા ઉઘાડવામા આવ્યુ ફાર્મ કાઢવાનો હેતુ દાહોદ ઝાલોદ તાલુકાની ખેતીની પધતિમા સુધારો કરી શકે અને થાય તે અખતરા કરી શોધવાનુ અને મુવાલીઆ તળાવના પાણીનો નહેર વાટે સારી રીતે કેમ અને કયા તુલ માટે ઉપયોગ થાય તે લોકને શીખવવાનો હતો ફાર્મ નીકળ્યા પછી જુદા જુદા અખતરા કરવામા આવ્યા અને એના અનુભવથી નીચે પ્રમાણેના સુધારા ખેતીમા દાખલ કરવા જેવા જણાય છે

(૧) વાવેતરની પધ્ધતિમા

હાલમા ખેડુત હળ વતી ઓરવાનુ કામ કરે છે એ રામ વચ્ચે ફુટથી દોઢ ફુટનુ અતર રહે છે હળથી પથર વાળી તેમજ કમોદી જમીનમા પણ ઓરી શકાય છે હળથી બી પણ ઉડુ જાય છે આમ છે તોપણ બીજી આગળ પડતા જીલ્લામા જેમ ફડકા અગર વાવણીયાથી વાવેતર કરવામા આવે છે તેમ અત્રે પણ કરવામા આવે તો નીચે જણાવેલા ફાયદા થાય છે ફડકા વડે વાવેતર કર

વાથી બે હાતા એકી વખત જતા હોવાથી બેવડુ કામ થાય છે ફડકાથી વાવેતર કરવાને જમીન પત્થર વગરની તેમજ સરખી અને બોરડી, ખાખર, 'બામટા' વીગેરેને એટ્ટી કઢાવી અવરનવર કરબ ફેરવી સાફ કરેલી હોય તો ઘણુજ સારૂ ફડકાવતી વાવેતર કર્યું હોય તે ખેતરમા જ્યારે મકઈ ઉગે ત્યારે, કોઈ કોઈ જગોએ બે ત્રણ દીવસ બારસ પછીને જ્યા હોય ત્યા સાચવવા જોઈએ છે ઉપર જણાવેલી બાબતમા જો કાળજી લઈએ તો ફડકાના વાવેતરમા મજુરી, ખર્ચ લગભગ સરખો થાય છે અને પાક વધુ થાય છે બે ફુટના ગાળાવાળા ફડકાના વાવેતરથી મકઈમા સરેરાસ ૨૫ (પચીસ) ટકાનો વધુ પાક થાય છે એટલે હાલમા નજીક નજીક વાવવામા આવે છે તેને બદલે મકઈને છેટે વાવવાથી બી પણ ઓછુ જોઈએ અને પાક વધુ થાય છે (સાધારણ અને થોડા વરસાદવાળા વરસમા તો પાક અવશ્ય વધુ થાય છે) વળી યોગ્ય તકે બે ત્રણ વખત કરબડી, અગર કરપી ફેરવવાની સુગમતા હોવાથી ઘાસ અગર ખડ પણ ઓછુ થાય છે, વાવેતર પછી ખડીયુ જેવુ (એટલે ૫દર વીસ દીવસ વરસાદ બીલકુલ ન થાય તે) પડે તો ફડકાના વાવેતરમાં વારવાર કરપી દઈ તુલને નભાવી શકાય. વળી, જાતરા પડે છે ત્યારે એ હારને દવા છાટવાનુ પણ સુગમ પડે છે ફડકાનો ઉપયોગ કરવાથી બમણુ કામ થતુ હોવાથી વાવેતરની તકનો લાભ પણ વધારમા મળે છે

કરપી લીધા પછી જો મકઈના છોડ વધુ હોય તો પોણા ફુટ પોણા ફુટને છેટે છોડ રાખી બાકીના છોડને ઉપાડી લેવા એ સારૂ છે. કાંરમપર ગીજર નામનુ ઓજાર મહીનાથી સવા મહીનાની મકઈ થાય ત્યારે ફેરવવામા આવે છે કે જેથી પાળીઆ થઇ રહે છે, વચ્ચેના ખડનો નાશ થાય, છે અને ત્યાર બાદ જે વરસાદ વરસે છે તે પાણીનો સંગ્રહ સારી ખેડ થતી હોવાથી થઈ શકે છે પાળીઆ કરવા દેશી હળના ચવડાના ઉપલા ભાગમા પાટીઉ ગોઠવી બાધવામા આવે તો પણ ચાલે એમ છે મહીનાની મકઈ થાય તે પહેલા જો મકઈ આઠી હોય એટલે છોડ છેટે છેટે હોય, તો વચ્ચે મકઈના છોડ એરમાર વરસાદ થતો હોય ત્યારે રોપ્યા હોય તો રોપ, લાગે છે અને દોડી બેસે છે

વળી મકઈને બે ફુટને ગાળે અને હારમા બે છોડ વચ્ચે એક ફુટને છેટે પાણી હોય તો મકઈ સારી થાય છે મકઈ નાની હોય ત્યારે બેઉ બાજુ ની ખેડ થતી હોવાથી નીદમણ પણ ઓછુ થાય છે (કાળી જનીનગા ઓકલી અગર ઉદર ખરી, સામો, ગુદરડો, કજરો ખડબીડા નામના ખપલા

વધારે પ્રમાણમા માલમ પડે છે, પહેલા ત્રણ જાતના ખડ ચાલુ વરસાદ રહે તો હોય ત્યારે ઘણા ઝપાટાબધ વધે છે અને જો એમનો નીકાલ કરવાનો સમય ન મળે તો મુખ્ય તુલને ઘણુ નુકશાન થાય છે મકઇ મોટી થયુ હોય અને તે વખતે ખમલુ જણાતુ હોય તો તેને ઉપાડી લેવુ જોઇએ કારણ કે એમ વરસો વરસ કરવાથી જમીનમા ખડ ઓછુ થતુ જાય છે ભુરી જાગીન જમીનમા કજરો, કુમ્બો, દરોઇ, ચીડો, સામો અને ખડભીડા વધુ પ્રમાણમા થાય છે નિર્માલ્ય જમીનમા દરોઇ વધુ પ્રમાણમા જણાય છે, દેશી હળની ખેડથી એનો નાશ થઇ શકતો નથી ઘઉનો પાક લણી લીધા બાદ બી–ટી–૮ અને મી–ટી–૮ થી આડી ઉભી ખેડ કરી જેટલામા દરોઈ પાછી જણાય તેને ખોદી દરોઇની જડ ઉન્હાલામા વીણી લેવામાં આવે તો દરોઇ ઘણીજ ઓછી થાય છે વળી કાળી જમીનમા આવો દાભડો જણાતો હોય તો અને પાણી પાવાની સવડ હોય તો પાણી પાઇને ઉન્હાલામા બી–ટી–૮ અગર મી–ટી–૮ નામના હળથી ખેડ કરી હોય તો આ ખડનો પણ નાશ થાય છે ચોમાસામા કોઈ કોઈ જડ જણાય તો તેને ખોદાવી લેવી બી–ટી–૮ અને મી–ટી–૮ હળ ખેચવાને સારા બાધાના બળદની જોડ જોઇએ છે ખેડુ તને હળ વતી ઓરવાનુ સુગમ લાગતુ હોય અને એનોજ ઉપયોગ કરવો હોય તો બે ચાસ વચ્ચે બે ફુટનો ગાળો રહે તેમ ઓગય તો પણ ઠીક તેને માટે જરા જુસરૂ માપસર કરાવી લેવુ એટલે ચાલશે (૭ ફુટ લણાઇમા જુસરૂ હશે તો ચાલશે) ભુરી તેમજ કાળી જમીનમા બે ફુટના ગાળાવાળા ફુડકાથી ઓરવાથી સ્થાનીક પધ્ધતિ કરતા છોડ છેટે છેટે હોવાથી દોડા સારા, મોટા (અને ઘણે ખરે ભાગે દરેક છોડને બે દોડા આવે છે) અને પોષણ બરોબર મળતુ હોવાથી દોડા લગભગ માથે સુધી ભરેલા હોવાથી પાક વધુ થાય છે છેલ્લા સાત આઠ વરસના અનુભવથી અમે ખાતરીથી કહીએ છીએ કે બે ફુટના ગાળાના વાવેતરથી મકઇમા લગભગ ૨૫ ટકાનો વધુ પાક આવે છે અને ખર્ચ લગભગ સરખો આવે છે

ઘઉમા પણ ફ્રારમપર ફુડકા વતી વાવેતર કરવામા આવે છે તેમા દોઢ ફુટના ગાળાવાળા ફુડકાનો ઉપયોગ થાય છે અને એમા પણ પાક વધુ થાય છે ફુડકા વતી મગફળીનુ વાવેતર પણ થઇ શકે એમ છે આ સાલ વીજય મઠ તેમજ ગવાલીઅર મગફળીએ દાહોદ નજીક એ પ્રમાણે વાવેતર થયલા છે નામ૦ સરકાર તરફથી દાહોદ તેમજ આણંદ ગામે ઓજારની ડેપો ખોલેલી છે અને ઓજારનો ઉપયોગ કેમ કરવો અને તેને ચલાવી દેખાડવા માટે દરેક

સ્થળે એકેક કામગાર ખેતીવાડી ઓવરશીઅર સાહેબની દેખરેખ નીચે કામ કરવા નીમેલા છે માટે જોઇતા ઓજાર એમની પાસેથી લઇ જઇ એનો ઉપયોગ કરવા ભલામણ કરવામા આવે છે આ ફારમપરથી પણ કરબી, કરબ વી- ઓજાર નજીકના ખેડુત લઇ જઇ ઉપયોગ કરેછે ચોરા ગામે શેઠ નારણદાને તેમજ વિજયગઢ ગઢોઇ ગામે શેઠ કેશવલાલે પોતાના ખરચે હળ કરપી, કરબ વિ તઇઆર કરાવી તેનો ઉપયોગ ખાતાની સુચનાથી કરેલો છે મગફળી કપાસ અને ડાંગરનુ વાવેતર ઘણેખરે ભાગે કરેલુ છે સરકારી ફારમ પર અવર નવર ખેતીવાડીનુ પ્રદર્શન ભરવામા આવે છે તે વખતે તાલુકાના અગ્ર ગણ્ય ખેડુત, ને બોલાવી ફારમ પરના તુલ તુલના વાવેતર કેટલે જુદી જુદી જાતના અને દાખલ કરેલા પાકની વિગતવાર હકીકત સમજાવવામા આવે છે કોઇ કોઇ ઉત્સાહી ખેડુત તેને અનુકુળ આવે તે બાબત દાખલ કરવા પ્રેરાયછે આવી રીતે મગફળી કપાસ બોડીઆ ઘઉં ફુલાઉ ઝાડ શાકભાજી આદુ વિગેરેના તુલ અનુકુળ જગાઓ દાખલ થયા છે એટલે ના સરકારનો હેતુ કઇક ભાગે ફલીભુત થયો છે, હવે વધારામા વણીક તેમજ ઇતર પઇસાદાર વર્ગનુ પણ ખેતી તરફ લક્ષ દોરાયુ છે તેથી આ લોકના ઉત્સાહ તેમજ ખતથી સારો સુધારો થાય એમ છે, વળી એરીયા ગામે ( બારીઆની હદમા) દભોઇ તરફના કેટલાક સાહસીક ખેડુતે જગલની પડતર જમીન અમુક શરતે રાખી આ સાલ તેમાની આશરે ૫૦૦ વીઘામાથી બોરડી ખાખર આકડો અને જગલી ઝાડોને કાપી તેના ખુટડા ખોદી નાખી પછી ટ્રેક્ટરથી ખેડી કપાસનુ વાવેતર કર્યુ છે એ લોકે પોતાના તરફના સુથાર લાવી જોઇતા ઓજાર હળકા કરપી, કરબ, હળ વિગેરે તઇયાર કરાવી આલોટ તરફથી બળદ લાવી ઉપયોગ કર્યો છે આ લોકની ખેતી જોઇ નજીકના ખેડુત પોતાની ખેતીની વાવેતરની પધ્ધતીમા થોડા વરસમા સુધારો કરવા દોરાશે એમ મારૂ માનવુ છે વિષયની સાથે જરા સબધ હોવાથી નીચેનો દાખલો ટાકુ છુ

અમદાવાદ જીલ્લાના ગોગાસા મહાલના ધનસુરા ગામે ખેતીવાડી ખાતાના પ્રયાસથી ઓજાર સબધી ખેડુત લોકમા ઉત્સાહ આવેલો તેમજ મકઇ ઘઉની જગોએ કપાસના વાવેતર કરવાની શરૂઆત કરેલી તેમા ગઇ સાલ ફેજગી તરફના પાટીદાર ખેડુતે પડતર જમીન વેચાણ રાખી વરસાદ થયા બાદ જમીનને ખેડી કપાસનુ વાવેતર મોટા પ્રમાણમાં કર્યુ તેનુ જોઇ તેમજ આગલા વરસમાં કપાસમા સારો લાભ જણાયલો તેથી ગામ લોકે પણ કપાસનુ વાવેતર મોટા પ્રમાણમા જુદી જુદી રીતે કર્યુ અને એને માટે જોઇતા કરપી કરબ અને હળકા

અને જુલાઈ ઓગષ્ટ માસમા પણ સામાન્ય થાય તો મકઇ ઠીક પાકે છે આગલે વરસે વરસાદ ઘણો થયો હોય અને બીજે વરસે વરસાદ સાધારણ થાય તો પણ મકઇ ઠીક પાકે છે અને વરસાદ છેકજ ઓછો હોય તો મકઇનો પાક સામાન્ય થાય છે મે માસથી વરસાદની શરૂઆત થાય અને જુન જુલાઇ સાધારણ વરસાદ પડતો રહે તો મકઈ ઠીક પાકે છે, પણ ઓગષ્ટ માસમા વધુ થાય તો પાક કઇક ઓછો થાય છે મે માસમા થોડો વરસાદ થાય અને જુન જુલાઈમા ઘણો વરસાદ થાય તો મકઈનો પાક બરોબર થતો નથી જુલાઇ માસમા વરસાદની શરૂઆત થાય અને તે સારો થાય અને પછી ઓગષ્ટ અને સપ્ટેમ્બરમા ઠીક વરસાદ થાય તો મકઇનો પાક સાધારણ થાય છે

ચણા—જુલાઈ આગસ્ટમા સારો વરસાદ થયો હોય તો પણ ચણાનો પાક ઠીક થાય છે મે માસથી અકટોબર દરમ્યાન સારો વરસાદ થાય તો પણ ચણા ઠીક આપે છે જુનથી સપ્ટેમ્બર સુધી વરસાદ સારો થાય તો ચણા ઠીક પાકે છે

ઘઉં—જુન જુલાઈ અને આગસ્ટમા સારો વરસાદ થાય તો ઘઉ ઠીક પાકે છે જુલાઇ માસમા વધુ વરસાદ થાય તો ઘઉ નાશ થાય છે અકટોબર માસમા વધુ વરસાદ થાય તો ઘઉ બરોબર પાકતા નથી જુનથી સપ્ટેમ્બર સુધી વરસાદ ચાલુ રહે તો ઘઉ સાધારણ પાક આપે છે આગસ્ટ માસમા પુષ્કળ વરસાદ થાય તો અને સપ્ટેમ્બરમા પણ વરસાદ થાય તો ઘઉ બરોબર પાકતા નથી આછા વરસાદ વાળા વરસમા ઘઉ ઘણાજ ઓછા પાકે છે આગસ્ટને બદલે સપ્ટેમ્બર માસમા વધુ વરસાદ થાય તો ઘઉ ઠીક પાકે છે

ડાંગર—જુન, જુલાઈ, અને ઓગષ્ટ માસમા સારો વરસાદ થાય (અને આગલે વરસે ઓછો વરસાદ થયેલો હોય તો ( ડાગર ઠીક પાકે છે જુન, જુલાઈ ઓગષ્ટ અને સપ્ટેમ્બર માસમા મધ્યમસર વરસાદ હોય તો ડાગર સારો પાક આપે છે મે થી ઓકટોબર સુધી વરસાદ ઠીક પડે તો ડાગર ઘણી સારી થાય છે જુન જુલાઈ ઓગષ્ટ માસમા સારો વરસાદ હોય અને સપ્ટેમ્બરમા પુષ્કળ વરસાદ થાય તો પણ ડાગર ઠીક પાકે છે ડાગર રોપ્યા પછી જો બરોબર વરસાદ ન થાય તો ડાગર બરાબર પાકતી નથી આછા વરસાદ વાળા વરસમા ડાગર બરોબર થતી નથી

કપાસ—જુનમા ઓગણ લાયક વરસાદ થયો હોય અને જુલાઇ ઓગષ્ટમા આગ તો સપટેમ્બરમા સારો વરસાદ થયો હોય તો પણ કપાસ (મઠીઓ) ઠીક પાકે છે જુનમા સારો વરસાદ થયો હોય અને જુલાઇ ઓગષ્ટ અને સપ્ટેમ્બરમા સારો વરસાદ થાય તો કપાસ ઘણો સારો પાકે છે જુનમા વાવેતર વખતે ઘણો વરસાદ થાય અને જુલાઈ ઓગષ્ટમા વધુ થાય તો કપાસ ઠીક થતો નથી વાવેતર સારૂ ઉગી નીકળ્યા બાદ અને પદર વીસ દીવસનો પાઠ થયા બાદ વરસાદ વધુ થાય તો પણ કપાસ ઠીક પાકે છે કપાસ કાળી જમીનમા થાય છે આગલે વરસે વરસાદ ઘણો હોય અને બીજે વરસે વરસાદ ઓછો હોય તો પણ કપાસ પાકે

મગફળી—જુન જુલાઇ આગસ્ટ અને સપ્ટેમ્બરમા સારો વરસાદ થાય તો મગફળી ઠીક પાકે છે અકટોબરમા વરસાદ થાય તો ખોદવાનો ખરચ ઓછો થાય છે પહેલો વરસાદ સારો થયો હોય અને પછી થોડા થોડા થાય અને વચ્ચ દરમ્યાન વરસાદ ઓછો રહે તો પણ મગફળી આઠ આની પાક આપે છે ભારે વરસાદવાળા વરસમા બધા માસમા વરસાદ હોય તો મગફળી ઘણીજ ઓછી પાકે છે પહેલો વરસાદ ઓછો હોય અને બે માસ આઠો રહે તો પણ મગફળી ઓછી પાકે છે

આ સાથે પત્રક રજુ કરવામા આવેલ છે જેમા વરસાદ દર વરસે માસવાર કેમ થયો તથા તે વરસે મકઇ વીગેરેનો સરેરાસ પાક કેમ થયો તે જોવાથી વધુ ખબર મળવા સભવ છે પાક ભુરી જમીન અને કાળી જમીનનો એકદર સરેરાસ છે કાળી જમીન આસરે ૧૮ાા એકર છે જયારે ભુરી જમીન ૨૪ એકર છે કાળી જમીનમાજ મઠીઓ કપાસ થાય છે અને તે સારો પાક આપે છે, મગફળી ભુરી જમીનમા વધુ પ્રમાણમા કર વામા આવે છે ડાગરને કીઆરીમા રોપવામા આવે છે

દાહોદ ઠેકાણે થયેલો વરસાદ, તેની મોસમ અને પાકપર થતી અસર બતાવનારૂં પત્રક સને ૧૯૦૬ થી ૧૯૨૪-
વરસ દરમ્યાન માસવાર થયેલો વરસાદ

| વરસ | મે ઈંચ ગવડા | જુન ઈંચ દો. | જુલાઈ ઈ દો | ઓગસ્ટ ઈ દો | સપ્ટેમ્બર ઈ દો | ઓક્ટોબર ઈ દો. | નવેમ્બર ઈ દો | એકંદર થયેલો વરસાદ. ઈ દો |
|---|---|---|---|---|---|---|---|---|
| ૧૯૦૬-૦૭ | દસ્તો બારમ | ખોવાયામાં | આ-ચુ | અક્ટોબર | માસમાં | | | |
| ૧૯૦૭-૦૮ | — | ૨-૧ | ૯-૦૩ | ૭-૮૫ | ૧-૪૩ | — | — | ૨૧-૪૬ |
| ૧૯૦૮-૦૯ | — | ૨-૧૦ | ૧૫-૫૦ | ૬-૭૫ | ૦-૫૦ | — | — | ૨૪-૮૫ |
| ૧૯૦૯-૧૦ | — | ૬-૮૦ | ૬-૨૦ | ૯-૮૦ | ૭-૮૦ | — | — | ૩૧-૭૦ |
| ૧૯૧૦-૧૧ | — | ૧૩-૪૦ | ૮-૯૦ | ૮-૬૦ | ૨-૪૦ | ૨-૫૦ | — | ૩૭-૧૯ |
| ૧૯૧૧-૧૨ | — | ૪-૮૦ | ૦-૮૦ | ૧-૦ | ૧-૦ | — | — | ૮-૪૭ |
| ૧૯૧૨-૧૩ | ૦-૧૦ | ૫-૧૦ | ૮-૪૦ | ૯-૮૦ | ૦-૮૦ | — | ૧-૮૦ | ૨૫-૨૦ |
| ૧૯૧૩-૧૪ | ૧-૬૦ | ૧૧-૬૦ | ૧૯-૩૫ | ૫-૫ | ૪-૫ | — | ૦-૨૦ | ૪૨-૩૮ |
| ૧૯૧૪-૧૫ | — | ૫-૨૦ | ૯-૬૫ | ૩-૪૦ | ૬-૭૦ | ૦-૩૦ | — | ૨૫-૪૦ |
| ૧૯૧૫-૧૬ | — | ૪-૬૧ | ૫-૧૪ | ૩-૯૦ | ૧-૭૨ | ૯-૩૮ | — | ૨૪-૭૫ |
| ૧૯૧૬-૧૭ | — | ૫-૮૮ | ૫-૬૦ | ૧૬-૨૮ | ૪-૩૬ | ૦-૭૦ | ૧-૬ | ૩૦-૯૧ |
| ૧૯૧૭-૧૮ | ૪-૫૮ | ૬-૭૫ | ૭-૮૧ | ૯-૮૬ | ૭-૭૬ | ૮-૬૫ | — | ૪૫-૬૨ |
| ૧૯૧૮-૧૯ | ૦-૨૫ | ૨-૮ | ૧-૫૨ | ૭-૮ | ૦-૪૨ | — | — | ૧૧-૩૬ |
| ૧૯૧૯-૨૦ | ૦-૭૫ | ૯-૪૧ | ૯-૮૩ | ૨૦-૮૩ | ૩-૯૩ | ૦-૮૮ | ૦-૨૯ | ૪૫-૬૭ |
| ૧૯૨૦-૨૧ | ૨-૮૩ | ૭-૫૧ | ૬-૨૭ | ૨-૫૮ | ૦-૮૩ | — | — | ૨૦-૧૨ |
| ૧૯૨૧-૨૨ | — | ૩-૨૫ | ૧૨-૧૪ | ૮-૧૦ | ૧૦-૧૦ | — | — | ૪૩-૫૯ |
| ૧૯૨૨-૨૩ | — | ૭-૬ | ૮-૫ | ૨-૪૩ | ૮-૨૯ | ૧-૧૫ | — | ૨૮-૪૭ |
| ૧૯૨૩-૨૪ | — | — | ૯-૧૩ | ૩-૧૦ | ૭-૨૪ | — | — | ૧૯-૪૭ |
| ૧૯૨૪-૨૫ | — | ૬-૧૩ | ૭-૭૬ | ૫-૪૮ | ૫-૬૮ | ૫-૧ | — | ૩૦-૨૧ |

દર એકરે થયેલો જુદા જુદા તુલનો સરેરાસ પાક રતલમાં

| મકઈ | ચણા | ઘઉં | ડાંગર | કપાસ | મગફળી | રીમાર્ક |
|---|---|---|---|---|---|---|
| ૨૬૦૬ | ૧૯૨ | — | — | ૫૬૪ | ૧૦૦૦ | મકઈ, કપાસ અને મગફળીને મોસમ સારી નીવડી |
| ૨૫૭ | ૧૦૫૧ | ૧૩૨૯ | ૩૩૭ | ૩૧૯ | ૧૨૨૩ | ચણા ઘઉં અને મગફળીને મોસમ સારી નીવડી |
| ૧૮૮૧ | ૬૫૮૦ | ૧૧૧૮ | ૯૭૪ | ૮૫૦ | ૧૬૮૩ | મકઈ, ઘઉં, કપાસ અને મગફળીને મોસમ સારી નીવડી |
| ૮૫૧ | ૬૬૨ | ૧૦૨૦ | ૧૬૪૦ | ૩૪૪ | ૧૪૪૦ | ડાંગર તથા મગફળીને મોસમ સારી નીવડી |
| ૬૮૬ | — | — | — | ૪૮ | ૭૯૫ | મકઈ, મગફળીને સારી નીવડી અને કપાસમાં ઠીક પાક થયો |
| ૧૨૯૩ | ૭૫૦ | ૧૩૨૫ | ૨૪૦૦ | ૪૪૦ | ૧૪૮૦ | મકઈ, ઘઉં ડાંગર અને મગફળી સારાં પાક્યાં |
| ૫૬૦ | ૬૮૭ | ૧૦૧૪ | ૧૮૩૦ | ૬૬૭ | ૪૮૦ | કપાસ અને ડાંગરનો પાક ઠીક થયો બીજા તુલ સાધારણ થયા |
| ૧૦૬૯ | ૪૮૩ | ૮૦૬ | ૧૧૮૦ | ૫૩૨ | ૮૪૮ | સર્વ તુલનો પાક સાધારણ થયો |
| ૧૫૩૭ | ૬૦૧ | ૯૭૪ | ૨૬૯૧ | ૭૦ | ૧૪૦૩ | મકઈ, ડાંગર કપાસ અને મગફળીનો પાક સારો થયો |
| ૧,૭૦૦ | ૮૩૫ | ૯૫૯ | ૧૮૮૨ | ૭૪૦ | ૧૯૭૨ | મકઈ ડાંગર, કપાસ અને મગફળીનો પાક ઠીક થયો |
| ૮૨૩ | ૯૬૯ | ૮૨૦ | ૨૦૦૧ | ૧૯૭ | ૩૩૨ | ચણા તથા ડાંગર ઠીક પાક્યા |
| ૭૮૧ | ૫૮૭ | ૩૭૮ | ૬૩૭ | ૪૬૩ | ૨૩૦ | ઓછો વર્ષાદ છતાં મકઈ, ચણા, ડાંગરને કપાસનો પાક થયો |
| ૬૯૮ | ૩૪૪ | ૬૮૫ | ૧૦૫૦ | ૬૪૩ | ૩૬૪ | મોસમ સાધારણ નીવડી |
| ૧૬૮૮ | ૫૧૬ | ૧૦૨૦ | ૧૫૨૬ | ૬૫૦ | ૭૫૮ | મકઈ, ડાંગર કપાસ અને ઘઉંનો પાક ઠીક થયો |
| ૬૬૦ | ૮૨૮ | ૧૪૫૧ | ૧૯૩૩ | ૧૫૯ | ૮૦૧ | ઘઉં અને ડાંગર ઠીક પાક્યા |
| ૯૫૬ | ૬૯૨ | ૧૧૧૬ | ૧૭૪૦ | ૫૪૮ | ૧૧૦૦ | ડાંગરને મગફળી અને કપાસ ઠીક થયા |
| ૧૦૦૬ | ૩૭૪ | ૯૧૩ | ૧૨૮૦ | ૩૪૮ | ૫૬૮ | મકાઈ ઠીક થઈ |
| ૭૬૬ | ૬૮૦ | ૮૨૮ | ૨૮૫ | ૪૫૩ | ૬૫૩ | મોસમ સાધારણ નીવડી |

પરાગજી રણછોડજી દેસાઈ.

# ખેતી અને ખેડુતોની સ્થિતિ માટે ભવિષ્યવાણી

—* *******—

આપણા દેશમા પુર્વજોનો ખેતિવાડી અને બગીચાના કામનો જે અસલ ધંધો હતો અને તેની પેદાશ ઉપર આપણી વસ્તી, વ્યાપારી, ખેડુતો સમૃધ્ધિવાન અને લીલાપીળા હતા તે આપણી સમૃધ્ધિ અને ધન લક્ષ્મીની સ્થિતિ ફેરવાઇ ગઈ અને તદન કંગાલ થયા છીએ. જે ધરતીમાતા જાર, બાજરી, ધાન ફળફુલ શાકભાજી જથ્થાબંધ ઉત્પન્ન કરતી તેજ પૃથ્વી જમીન, ખેતર નિરસ કસ વગરના થયા છે ભીનાશ જાળવી કે સંઘરી રાખવાની શકિત ગઈ

સ્રી પુરૂષોની પઇસો ભેળો કરવાની વૃતિ વધી ગઇ છે અને વર્ણાશ્રમના ધર્મો છોડી ગમે તે કામ ધંધો કરી પઇસો મેળવવાની વૃતિએ પ્રમુખપદ લીધુ છે આગમાર વિચારનો કર્મ ધર્મમા વિવેક રહ્યો નથી સ્રી અને પુરૂષો એ પોતપોતાના ધર્મ છોડયા, બ્રહ્મચારી, ગૃહસ્થ, વાનપ્રસ્થ સંન્યાસીઓએ પાત નાત મઠના ધર્મ છોડયા છે રાજા પ્રજાએ પોતાનુ સ્વરૂપ ઓળખ્યુ નહિ એક હલમાના હલકી ને ઉંચી કોમના સ્રી પુરૂષોનો પહેરવેશ ખાવુ પીવુ, રમવુ ફરવુ, ધંધા રોજગાર એવા શરૂ કર્યા છે કે તેની કઇ કોમ છે તે પણ પારખી શકાતુ નથી રાજાની રાણી, ગૃહસ્થ ને ચાકર, ઉંચ કે નીચ કોણ એ જાણવાનુ આ વીશમી સદીમા સાધન નથી રહ્યુ છોડી બકાર ગયા એટલે દરેક સ્રી પુરૂષ સ્વચ્છંદે વર્તવા લાગ્યા છે વ્યભીચાર વૃતિ વધી, માત પિતા પરની ભક્તિ ઘટી, ભાઇ બહેનની પ્રિતિ ઓછી થઇ, ભાઇઓ લડવા લાગ્યા પરસ્પર વડવાઓની ચાલતી આવતી ઓળખાણ પીછાણ રહી નથી મળ્યા ગળ્યાની શરમ રહી નથી, અરસપરસ ઇર્ષા અને અભિમાન દુર્ભેદની ઇચ્છા વધી છે, પરિણામ એ આવ્યુ કે પુણ્યશાળી યુરોપની પ્રજા આપણા સબંધમા આવી વ્યાપાર રોજગાર કરી આપણા રિતરિવાજ પહેરવેશ અને આપણને કઇ કઇ વસ્તુની જરૂર છે તે જાણી બનાવી મોકલવા માંડી [illegible] એક રૂપીઆની ચીજના દશ રૂપીઆ આપણી પાસેથી મેળવવા લાગ્યા અને આપણને પરાધિન કરી લીધા, કપડ યુરોપનુ, કાગળ ફેન્સી ચીજ રમકડા મોટર, સાઇકલ, એન્જીન, પંપ અને છેવટે ટાંકણી લખવાની નીબ પણ પરદેશનુ, પખીના પીછા, ઢોરના ચામડા પણ ત્યા જાય, રૂ, રેશમ, ઊન

કાચી જગતની પેદાશ અને ઘઉં, જવ, અળશી, સરસવ સોયાબીન, કરડાઈ આદિ વસ્તુઓ અહિંથી જાય અને તેમાંથી, આપણા ઉપયોગની વસ્તુઓ મન ખુશ થઈ જાય તેવી મોકલે છે

આપણા રાજાઓ, ધનાઢયો અને યુવકો અમેરીકા, વિલાયત, જર્મની, જાપાન આદિ સ્થળે ગયા બાપનો મેળવેલો પઇસો પરદેશની મોજશોખ માણવા, વિદ્યા સંપાદન કરવાના બહાને પુષ્કળ ઉડાવ્યો પણ એમાના કોઇએ સ્વદેશને લાભ મળે, નવો પઇસો પેદા થાય, આબાદી થાય એવા ઉત્તમ વિદ્યા હુન્નર કળા દાખલ કરવા એક રાતી પાઇ પણ વાપરવા કોઈ શ્રીમંત રાજા રાણાને લલચાવ્યા નથી આપણા દેશમા અમદાવાદ, મુંબઈ, મદ્રાસ, કલકત્તા, કાનપુર, દીલ્હી, લાહોર આદિ મોટા શહેરોમા આજે સેંકડો વર્ષોથી મીલો ઉભી કરી સુતર કાપડ બનાવતા હતા તે મીલોનો ધંધો પણ હાથમાથી ખોયો અને પરદેશીઓને તે મીલો વેચાતી આપવાની સ્થિતિ લાવી મુકી

મુંબઇ નગરી આપણા હિંદુસ્તાનની લંડન નગરી હતી ત્યાંથી લાખો માણસ નાસવા અને ઉજડ થવા લાગી, પ્રથમ અપશુકન એ થયા કે પરાઓમા લુટો ચાલી તેમા આપણાજ સાહુકારો ભળ્યા, અને સ્વદેશ ભાઈઓ પ્રત્યે નીમકહરામી કરી પોતાના ભાઈનીજ મીલકત લુટાવી હિંદુ-મુસલમાન અને પારસી વિગેરે જતીની કુલટાઓ દાખલ થઇ અને તેઓ ખાનદાન કુટુંબની છોકરીઓને છેતરી ફસાવી મોટા શહેરોમા લાવી શ્રીમંતના છોકરાને તેમના મોહ વિકારમા વશ કર્યા તેમા ફસાઈ પોતાના બાપદાદાની મેળવેલી મિલ્કત ધુળધાણી ફના કરી નાખી અને સ્ત્રી પુરૂષો એટલે સુધી અનાચારી થયા કે મોટા મોટાના ખુન કરી જીવ લેવા લાગ્યા છે, આવા અનેક દાખલાઓ પેપરોમા રોજ વાચવામા આવે છે

આવી અત્યંત અનાચારી અને હદ વગરની પાપ પ્રપંચ મતિ થઈ અને ધરમનો ભેળો કરેલ પઇસો આવી રીતે વેશ્યાઓ અને ઠગારાના ઘર ભરવા ઉડાવવા લાગ્યા છે, ગાયો, ભેંસો, ઘેટા, બકરા, કરોડોની સંખ્યામા કતલ ખાનામા વેચાતા આપી દરેક કોમના સ્ત્રી પુરૂષો તેનુ ભક્ષણ કરવા લાગ્યા છે જેની હદ રહીનથી સટોડીઆઓ રૂ, ચાંદી, અફીણ આદિના ભાવો પોતાની મરજી મુનાસીબ વધારે ઘટાડે છે શેર દલાલોએ પોતાની કમાણી ખતર શેરના

ભાવ ચડાવી ઉતારી ચડતીની પડતી કરી નાખી શ્રીમતને રક કર્યા, સાત માળની હવેલીપરથી છેક જમીનના તળીયા સુધી નીચે ઉતરી આવ્યા છે આવી ફગાવી પતમા નાકા જેવા થયા છે છતા પ્રભુને ભજવાની કે નિતિ ધર્મમા ચાલવાની લેશમાત્ર પણ ઈચ્છા થતી નથી એને સત્સગ શુ, ઉત્તમ જ્ઞાન શુ અને પરમાત્માને કેમ ઓળખાય તે દિશાઓ અધાગમાજ છે માબાપને પેટે જન્મ ધર્યો ઢેડ, વઈશ્ય, ક્ષત્રિય કે બ્રાહ્મણ થયો પણ તે જાતિના વર્તનમા તો તદન જુદુ જ જોવામા આવે છે

સતિનુ સતિત્વ, સાધુનુ સાધુપણુ, ગ્રહસ્થની ગ્રહસ્થાઈ, રાજાનુ રાજાપણુ રહ્યુ નથી ક્ષત્રિય બ્રાહ્મણ કે વઈશ્યવટ જતી રહી છે આમ દુનીયામા ઉથલ પાથલ થઇ ગઇ છે કળિયુગે પોતાનુ રાજ્ય બરાબર જમાવ્યુ છે શાબાશ છે તે કળિયુગને! ભલે તારૂ રાજ્ય થયુ હજી પણ તુ તારૂ પ્રાબલ્ય વધારતો જજે અને કોઇની વૃતિમા સત્યયુગનો પ્રવેશ થવા દઈશ નહિ કારણ પ્રારબ્ધ ભોગવવાનુ કોઈ સ્ત્રી પુરૂષોથી રહેવાનુ નથી માટે ભલે પ્રારબ્ધવશ થઇ બધા વર્તે આવુ હળાહળ વિષ વ્યાપી રહ્યું છે તેમાથી કોઈકજ વિરલ પુરૂષ પ્રત્યે પરમાત્માની કૃપા થાય તો જ્ઞાન ચક્ષુ ખુલી જાય છે અને પોતાનુ સ્વરૂપ પોતે જાણે છે તેને પરમાત્મા સહાય કરી આ કળિયુગના હળાહળ ઝેરી સમુદ્રમાથી બચાવી લે છે

ઉપર પ્રમાણે હાલ સ્ત્રી પુરૂષોનુ વર્તન છે એટલે આપણો એનુ પેદા કરનારો ખેતિ પ્રાધાન્ય દેશ ઉત્તમ વિદ્યા હુન્નરકળા જાણનાર દેશ બાન્ધવોને ખેતિવાડી બાગ બગીચાની આબાદી કરવા કે તે કામ કરનારાને કોઇ પણ મદદ કરવાની ઈચ્છા કયાથી થાય. દુકાળ પર દુકાળ, દર વરસે વરસાદની તાણ, અનાજ ઘાસની અછત, ખાવા પીવા પહેરવાની વસ્તુની અતિ મોઘવારી, પઈસાની ભીડ અને રોગની વૃદ્ધિ થઇ છે છતા પણ એની પર લક્ષ દેવાનુ સુઝતુ નથી

તાપ ટાઢ સહન કરવા, વરસાદમા પલળવુ, હાથમા હળ લેવુ, બળદને બાધવા છોડવા, ગાય ભેશને નીરણ કરવુ, ચરવા લઇ જવા, સારા ઘોડા ઉછેરવા, સારી ઉન પેદા કરનારા ઘેટા વધારવા, સારા ખાનદાન જુદા રાખી ગાયોની ઓલાદ વધારવી, ગઉચરો વધારવા, તળાવો કરવા, નવાણો ગળાવવા ઉત્તમ ખાતરો તઈયાર કરવા, નહેરો બાધવી, ઝાડની સખ્યા વધારવી,

કારીગરોને પઈસા ધીરી, ઉસ્તાયાને સઉ સઉના કામમા ઉત્તેજન આપવુ, વેપારીઓને સહાય કરવી, દાણ જગાત ઓછી કરવી, અહિંથી કાચો માલ થાય છે તેમાથી પાકો માલ બનાવી વેચવા દેશાવર સાથેનો સબધ વધારવો અનાજની ખેતી મોટા પ્રમાણમા કરાવવી. ઉચુ રૂ પેદા કરવુ, અને દરસાલ નીયમીત ખુબ વરસાદ વરસે તે માટે કુદરત ને મદદરૂપ થાય એવા સજોગો યોજવામા દરેક રાજ્ય દર સાલ પોતાના ઉપજનો દશાંશ ભાગ વાપરે અને પોતની વસ્તી તરફ પ્રેમ ભાવથી કામ લે તો જરૂર કળિયુગનુ મરણ થઈ સત્યયુગનુ રાજ્ય જન્મે

ક્ષણિક સુખ અને ચચળ લક્ષમી માટે વગર વિચારે આપણે પોતાની કગાળ સ્થિતિ કરી મુકી છે હવે પસ્તાઈએ તે શુ કામનુ ! બાપદાદાની મેળવેલી લક્ષ્મી તેમજ આબરૂ ખોઈ, તેના મેળવેલા ઘરણાર મીલ્કત ખોઈ બેઠા અને હતુ નહોતુ થઈ ગયુ ઓનરેબલ શેઠ કહેવાતા તે ભીખારી થયા અને બીજાઓને પણ ભીખારી બનાવ્યા છે ઓ ! દિન દયાળ, સવ વ્યાપક સચ્ચિદાનદ પરબ્રહ્મ પરમાત્મા અમારા ભાઈ બહેનોને તારી જ્યોતિ આત્મ સ્વરૂપનુ દર્શન કરાવ ! મા ગ્રાનુ સ્વરૂપ જાણી શકે એવુ જ્ઞાન આપ અને તેમના ચક્ષુ ખોલ !

અમારી ખેતીની પાયમાલી થઈ છે, ખેડુતો કગાલ બન્યા છે વેપારી ચીથરે હાલ થયા છે, અમારા ખેડુતો પોતે પોતાનો દાણો પેદા કરે ને ખાય નહી અને ભુખે મરે, રૂ પેદા કરે તેજ નાગા ફરે, ગાયો પાળી દુધ દહિ પેદા કરે પણ છોકરાઓ ખાટી છાશ પણ પામે નહિ આ પ્રમાણે રાત્રિ દિવસ ટાઢ, તડકો, વરસાદ સહન કરે, ખેતરમા કામ કરે । પરસેવો ઉતારતા ખેડુત દુખી છે, આખમાથી આસુ ઢાળે છે કે આ કેવો કળિકાળ આવ્યો કે સખત મહેનત કરૂ છુ છતા પણ પેટ પુરતી ઉપજ આવતી નથી, અને પુરો તકસર વરસાદ વરસતો નથી શાણમા પાય ખેડુતો નિતિ ધર્મવાળા હોય તેથી શુ થાય, એ તો સુકા પાછળ લીલુ બળી જાય તે સ્વભાવિક છે આપણા પાપનો ડુગર હજી ખોદાઈ રહ્યો નથી અટલે પુન્યનો ડુગર ખોદવા વખત નથી પાપ પુરૂ કરી વળશે ત્યાર પછી પ્રારબ્ધ સજોગે પુન્યનો ઉદય થશે બાકીતો સઉના કર્મનો દોષ છે એટલેજ આવુ અધર્મ વર્તન કરવુ ગમ્યુ છે પરમાત્માને ઓળખતા નથી, મોત નથી એમ માનનારા છે આ પ્રમાણે સર્વે ભાઈ બહેનો પોતપોતાના અધર્મ વર્તનથી દુખી થયા છે

અને થશે માટે અમારી ગર્વે બંધુઓને વિનતિ છે કે શહેરના મોજશોખ છોડી નવો-પઈને ઉત્પન્ન કરનાર ખેતી અને બાગાયતની સંખ્યામા વધારો કરો, તેમા પઈસો ખરચો અને સ્વચ્છંદી આચરણ છોડી કમર કસી આપણા ખેતી પ્રાધાન્ય દેશમા ખેતી કરવાનુ મનપર લ્યો હાથમા હળ લઇ ઉત્તમ ખેતિ કર્યા શિવાય કદી પણ સારી ઉપજ આવતી નથી નિતિ સારી રાખો ને પછી તેનુ ઉતમ ફળ લેવા પ્રેરણા કરો.

બાવળ વાવી આંબાની આશા રાખવી નકામી છે રાજ્યોએ હોંશીલા ખેડુતોનો પઈસા ધીરી, વેપારીઓએ ખેડુત સાથે ભાગ રાખી ઉતમ સાધનોથી શાસ્ત્રોક્ત રીતે ખેતીવાડી કરવા તરફ લાગવાની જરૂર છે તો પરમાત્મા પરદેશ ગયેલી લક્ષ્મિ પાછી લાવશે અને ચીથરેહાલ સ્થિતિ મટાડી સર્વત્ર રામ રાજ્ય પ્રસરાવશે.

વરસાદ ઓછો વરસવાથી અનાજ થોડુ પાકે છે અને લક્ષ્મિનો નાશ થયો છે પણ જો તમો સારૂ વતન રાખશો તો સુખી થશો, હવે હદ થઈ છે ચેતવાનો સમય છે ત્યા સુધી ચેતો નહિતર ઘણુ બુરૂ ભવિષ્ય જોઉં છુ, તેમાથી બચવા પ્રભુ સન્મતી આપો

( ખેતીવાડી વિજ્ઞાન નવેમ્બરના અંક ઉપરથી )

દુલેરાય છોટાલાલ અંજારીઆ

સંપાદક ' ખેતીવાડી વિજ્ઞાન '

